अथ

(शास्त्रोक्त)

# सत्य धर्म प्रकाश.



(શ્રુતિ તથા સ્મૃતિનાં અતિ ઉપયોગી વચનોનો અપૂર્વ સંગ્રહ, શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષાંતર તથા શાસ્ત્રીય વિવેચન સાથે.)



" यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥
तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि " ॥ गीता. ॥

" શાસ્ત્રોક્ત ધર્મનો ત્યાગ કરી સ્વચ્છંદથી વર્તનાર મનુષ્ય સિદ્ધિ સુખ અથવા ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી શકતો નથી; તેથી કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્રનેજ પ્રમાણ ગણી, શાસ્ત્રવિધાનોક્ત કર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી, આ સંસારમાં તે પ્રમાણે વર્તવું, એ તારો પરમ ધર્મ છે. "




રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક બી. એ.

(એજન્ટ, ધી ઇન્ડિયન સ્પીશી બેંક લીમીટેડ.)

ભરૂચ.





સંવત ૧૯૬૮. ઇ. સ. ૧૯૧૨.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.





શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું.

ઠે. પાંચકૂવા નવાદરવાજા—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૧-૪-૦.

# DEDICATED

to

*Seth Choonilal Dharamdas Saraiya J. P.*

Fellow of the University of Bombay

and

The Prince of Merchants of Bombay

with feelings

of

Reverence esteem and gratitude

by

His most obedient Servant

*Mulshanker Maneklal Yajnik.*

# અર્પણ પત્રિકા.



ભરતખંડના વ્યાપારીઓમાં અગ્રગણ્ય

સ્વદેશભક્ત

**શ્રીમાન્ શેઠ ચુનીલાલ ધરમદાસ સરૈયાને**

પરમ પૂજ્યભાવ

અને

પરમ સત્કારપૂર્વક

આ અપૂર્વ ગ્રંથ

તેમના આશ્રિત

**મૂળશંકર માણેકલાલ યાજ્ઞિકે**

અર્પણ કર્યો છે.

# उपोद्घात.

---

વેદનું પરમ પ્રામાણ્ય સોળ સંસ્કાર વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા, આ ચાર આપણા સનાતન આર્યધર્મના સ્તંભ છે, અને તેમની ઉપરજ આપણા સનાતન આર્યધર્મનો મુખ્ય આધાર છે. જ્યારે આ ચાર સ્તંભો સ્થિર હતા, ત્યારે તેમની ઉપર રચાયલા સનાતન આર્યધર્મરૂપી મંદિરમાં વિરાજતી આપણી આર્યપ્રજા સંપૂર્ણ ઉન્નતિને પામેલી હતી, પણ જ્યારથી આ સ્તંભો ચલાયમાન થવા લાગ્યા, ત્યારથીજ આપણી આર્યપ્રજાની અવનતિનો પ્રારંભ થયો. પછી એવો સમય આવ્યો કે આપણી આર્યપ્રજા સત્યધર્મનો ત્યાગ કરી અસત્યધર્મનું સેવન કરવા લાગી, અને તેનું પરિણામ એ થયું કે આર્યાવર્તનાં વિદ્યા વીર્ય અને દ્રવ્ય ધીમે ધીમે નષ્ટ થઈ ગયાં, અને આર્યબંધુઓ ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોથી વિમુખ થયા.

આવી સ્થિતિમાંથી તેમનો ઉદ્ધાર કરવાનો માત્ર એકજ માર્ગ રહ્યો છે; અને તે એ છે કે તેમના ઉપર **સત્ય ધર્મનો પ્રકાશ** પાડી, તેમનામાં વિવેક જ્ઞાન ઉત્પન્ન કરી, તેમને ધર્મપરાયણ કરવા.

આજ ઉદ્દેશથી વેદ બ્રાહ્મણ ઉપનિષદ્ સૂત્ર મનુસ્મૃતિ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ તથા મિતાક્ષરા વિગેરે ગ્રંથોમાંથી અતિ ઉપયોગી વચનોનો સંગ્રહ કરી તેમનું સરહસ્ય ગુજરાતીમાં ભાષાંતર કરી આ ગ્રંથ રચવામાં આવ્યો છે.

પરમ કૃપાળુ પરમાત્મા વાંચકવૃંદને **સત્યધર્મમાં** પ્રવૃત્ત કરી તેમને સદ્બુદ્ધિ આપી અસન્માર્ગમાંથી નિવૃત્ત કરે, એવી આ ગ્રંથકર્તાની પરમાત્મા પ્રત્યે શુદ્ધ અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

॥ इति शुभम् ॥

# प्रस्तावना.

શ્રુતિ અને શ્રૌતધર્મનું પ્રતિપાદન કરનાર સ્મૃતિને શાસ્ત્ર કહે છે, અને તેમાં વર્ણવેલા ધર્મને શાસ્ત્રોક્ત ધર્મ કહેવામાં આવે છે.

## शास्त्र.

ધર્મના ઉત્પત્તિસ્થાન વિષે ભગવાન્ મનુ કહે છે કે,

" श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥ "

" માત્ર વેદજ શ્રુતિ છે, અને માત્ર ધર્મશાસ્ત્રજ સ્મૃતિ છે. શ્રુતિ અને સ્મૃતિ સર્વ અર્થમાં નિર્વિવાદ છે, અને તેમાંથી ધર્મ ઉત્પન્ન થાય છે. "

## ૧ શ્રુતિ અથવા વેદ.

કેવળ મંત્રભાગનેજ વેદ માનવો કે મંત્ર અને બ્રાહ્મણને વેદ માનવો, એમાં ઘણો મતભેદ છે. વિદ્વાનોની સાધારણ માન્યતા એવી છે કે મંત્ર અને બ્રાહ્મણ એ બે સનાતન વેદના વિભાગ છે, અને તે બે અપૌરૂષેય છે. મન્ત્રવિભાગમાં માત્ર મંત્રોજ આપેલા છે, અને બ્રાહ્મણવિભાગમાં મંત્રોના અર્થ પ્રયોગો તથા તેમનું ફળ વિગેરે બાબતો દૃષ્ટાન્તો આપી સમજાવવામાં આવી છે. બ્રાહ્મણવિભાગના અંતભાગમાં ઉપનિષદો છે, અને આ ઉપનિષદોને વેદાન્ત ( અર્થાત વેદનો અંત ) કહેવામાં આવે છે. આ ઉપરથી એવો નિશ્ચય થઇ શકે છે કે મંત્રથી ઉપનિષદ્ સુધી વેદનો વિસ્તાર છે.

કાત્યાયન આપસ્તંબ પારસ્કર તથા સાયણ વિગેરે પ્રાચીન ઋષિઓ મન્ત્ર અને બ્રાહ્મણને વેદ માને છે. ( मन्त्रब्राह्मणयोर्वेद नामधेयम् ॥ कात्यायन० ॥ विधिर्विधेयस्तर्कश्च वेदः ॥ पारस्कर० ॥ ) તેમજ શ્રી શંકરાચાર્યજી પણ એજ મત ધરાવે છે. (साधवला·

घनसंबन्धाभिधायका मन्त्रलक्षणाश्च वेदाः ॥ बृहदा० भाष्य० ॥ ) મિતાક્ષરાનો પણ એજ મત છે. ( ॥ त्रिवारं मंत्रब्राह्मणात्मकं वेदं जपित्वा शुद्ध्यति ॥ ) બ્રાહ્મણ વિભાગ વેદ નથી પણ કોઇ મનુષ્યની કૃતિ છે, એવું એક પણ આર્ષ વચન આપણને મળતું નથી; તેથી આપણે મંત્ર અને બ્રાહ્મણને વેદ માની આગળ ચાલીશું.

વેદના સત્ય અર્થ સમજવા સારૂ તેનાં છ અંગ તથા છ ઉપાંગનું અધ્યયન આવશ્યક છે. વેદ તથા તેનાં અંગ અને ઉપાંગ સંબંધી કેટલીક માહીતિ અત્રે આપવામાં આવી છે.

વેદના મંત્રોના ચાર વિભાગ છે, અને તે દરેકને સંહિતા કહે છે. આ પ્રમાણે ઋક્સંહિતા યજુઃસંહિતા સામસંહિતા અને અથર્વસંહિતા એમ ચાર મુખ્ય સંહિતાઓ છે. સંહિતાઓના મંત્રોના પ્રયોગો વિગેરે દર્શાવવા સારૂ દરેક સંહિતા ઉપર ટીકાના રૂપમાં એક અથવા વધારે બ્રાહ્મણો છે. ઉપર જણાવેલા ચાર વિભાગમાંના પ્રત્યેકને પણ વેદ કહેવામાં આવે છે.

**ઋગ્વેદ**—ઋક્સંહિતા ઉપર સાયણાચાર્યનું ભાષ્ય છે. ઋક્સંહિતામાં સ્તુતિભાગ મુખ્ય છે. એક મત પ્રમાણે આ સંહિતાના ૧૦ વિભાગ કરવામાં આવ્યા છે અને દરેક વિભાગને મંડલ કહે છે. ૧૦ મંડલમાં ૧૦૧૭ સૂક્ત છે અને ૧૦૫૮૦ મંત્ર છે. પ્રથમનાં આઠ મંડલોમાં અગ્નિ ચન્દ્ર સૂર્ય વરૂણ વિગેરે દેવતાઓની સ્તુતિના મંત્રો છે. નવમા મંડલમાં સોમની સ્તુતિ છે. આ મંડલમાં સામવેદની સંહિતાના ત્રીજા ભાગના મંત્રો જોવામાં આવે છે. દશમા મંડલમાં માનસિક બળથી રોગ મટાડવાની પ્રક્રિયાઓ દર્શાવવામાં આવી છે, તથા બીજા પણ કેટલાક ઉપચારો જે અથર્વવેદમાં જોવામાં આવે છે તે આપવામાં આવ્યા છે. બીજા મત પ્રમાણે ઋક્સંહિતાને આઠ અષ્ટકમાં વહેંચી નાંખવામાં આવી છે. એક એક અષ્ટકના આઠ આઠ અધ્યાય છે, અને દરેક અધ્યાયના આશરે તેત્રીસ તેત્રીસ

વર્ગ છે. આ પ્રમાણે એકંદર ૨૦૦૬ વર્ગ છે. દરેક વર્ગમાં આશરે પાંચ પાંચ મંત્રો છે. આ વિભાગ કાત્યાયન સ્વીકારે છે. યાસ્કાચાર્ય તથા આશ્વલાયન વિગેરે દશમંડલવાળા વિભાગને માન્ય કરે છે. દશ મંડલોના મંત્રદષ્ટા ઋષિઓ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| મંડલ ૧ લું. | ઋષિઓ ઘણા છે. |
| મંડલ ૨ જું. | ગૃત્સમદ. |
| મંડલ ૩ જું. | વિશ્વામિત્ર. |
| મંડલ ૪ થું. | વામદેવ. |
| મંડલ ૫ મું. | અત્રિ. |
| મંડલ ૬ ઠું. | ભારદ્વાજ |
| મંડલ ૭ મું. | વશિષ્ઠ. |
| મંડલ ૮ મું. | કણ્વ. |
| મંડલ ૯ મું. | અંગિરસ્ |
| મંડલ ૧૦ મું. | ઋષિઓ ઘણા છે. |

ઋગ્વેદના બ્રાહ્મણોમાં મુખ્ય ઐતરેયબ્રાહ્મણ છે. તેમાં ઋગ્વેદના ઘણા મંત્રોના અર્થો તથા પ્રયોગો દર્શાવવામાં આવ્યા છે. બીજો કૌશીતકિબ્રાહ્મણ છે. ઐતરેયબ્રાહ્મણ ઉપર સાયણાચાર્યનું ભાષ્ય છે, અને કૌશીતકિબ્રાહ્મણ ઉપર માધવસુત વિનાયકનું ભાષ્ય છે.

ઐતરેયબ્રાહ્મણના અંતભાગમાં ઐતરેયઆરણ્યક છે, તેના પાંચ અધ્યાય છે અને દરેક અધ્યાયને આરણ્યક કહેવામાં આવે છે. બીજા અને ત્રીજા અધ્યાયને ઐતરેયઉપનિષદ્ કહેવામાં આવે છે.

કૌશીતકિબ્રાહ્મણના અંતભાગમાં કૌશીતકિ આરણ્યક છે. તેના ત્રણ અધ્યાય છે. ત્રીજા અધ્યાયને કૌશીતકિઉપનિષદ્ કહેવામાં આવે છે.

બ્રાહ્મણોમાં વર્ણવેલા કર્મકાંડને એકત્ર કરી શ્રૌતસૂત્ર અને સ્માર્તસૂત્ર ( અથવા ગૃહ્યસૂત્ર ) એમ બે પ્રકારનાં સૂત્રો રચ-

વામાં આવ્યાં છે. ઋગ્વેદનાં બે શ્રાતસૂત્ર છે; આશ્વલાયનસૂત્ર અને શાંખાયનસૂત્ર. ઋગ્વેદમાં આશ્વલાયન અને શાંખાયનનાંજ ગૃહ્યસૂત્રો છે. મનુસ્મૃતિનો આચાર વિભાગ આશ્વલાયનનાં ગૃહ્ય-સૂત્રોની જોડે ઘણો મળતો આવે છે.

આ વેદનો ઉપવેદ **આયુર્વેદ** છે, જેમાંથી આપણું વૈદક શાસ્ત્ર નીકળ્યું છે.

**યજુર્વેદ**—યજુર્વેદના બે વિભાગ છે; શુકલયજુર્વેદ અને કૃષ્ણયજુર્વેદ.

શુકલયજુઃસંહિતાને વાજસનેયસંહિતા કહેવામાં આવે છે, અને તેના સંપાદક તરીકે યોગીશ્વર યાજ્ઞવલ્કયને માનવા-માં આવે છે. તેના ૪૦ અધ્યાય ૩૦૩ અનુવાક અને ૧૯૭૫ કણ્ડિકાઓ છે. બીજી ત્રણ સંહિતાઓની પેઠે આ સંહિતાના મંત્રો છંદમાં નથી પણ ગદ્યમાં છે. તેમાં નીચે પ્રમાણે વિષયો વર્ણવવામાં આવ્યા છે.

| | | |
|---|---|---|
| અધ્યાય | ૧. તથા ૨. | દર્શપૌર્ણમાસ ઇષ્ટિ. |
| અધ્યાય | ૩. | સાયંપ્રાતર્હોમ અને ચાતુર્માસ્ય ઇષ્ટિ. |
| અધ્યાય | ૪. થી ૮. | સોમયજ્ઞ. |
| અધ્યાય | ૯. તથા ૧૦. | સોમયજ્ઞ રૂપાંતરે. |
| અધ્યાય | ૧૧. થી ૧૮ | કુણ્ડવિધાન. |
| અધ્યાય | ૧૯. થી ૨૧ | સુત્રામીણવિધાન. |
| અધ્યાય | ૨૨ થી ૨૫ | અશ્વમેધ. |
| અધ્યાય | ૨૬ થી ૩૫ | ખિલાધ્યાય. |
| અધ્યાય | ૩૬ થી ૩૯ | શુક્રીયાધ્યાય. |
| અધ્યાય | ૪૦ | ઇશોપનિષદ. |

શુકલયજુર્વેદનો એકજ બ્રાહ્મણ છે, જેને શતપથબ્રાહ્મણ કહેવામાં આવે છે. તેના ૧૦૦ અધ્યાય છે. સંહિતાના દરેક મંત્રનો અર્થ તથા પ્રયોગ વિગેરે આ બ્રાહ્મણમાં સમજાવવામાં આવ્યું છે. બ્રાહ્મણોમાં શતપથબ્રાહ્મણ સર્વથી મ્હોટો અને વધારે ઉપયો-

ગી છે. આ બ્રાહ્મણના અંતમાં બૃહદારણ્યક છે અને તેમાં બૃહદારણ્યકઉપનિષદ્ છે. તત્વજ્ઞાનનો વિષય સમજાવવામાં બૃહદારણ્યકઉપનિષદ્ સર્વ ઉપનિષદોમાં શ્રેષ્ઠ છે. દરેક તત્વજ્ઞાનના જીજ્ઞાસુને આ ઉપનિષદ્ વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

શુક્લયજુર્વેદમાં કાત્યાયનનું શ્રૌતસૂત્ર છે અને પારસ્કરનું ગૃહ્યસૂત્રછે. શ્રૌત્રસૂત્રના ૨૬ અધ્યાય છે, અને તેમાં શતપથબ્રાહ્મણ પ્રમાણેજ અનુક્રમમાં એક પછી એક વિષયો આપવામાં આવ્યા છે. ગૃહ્યસૂત્રના ત્રણ કાણ્ડ છે. પ્રથમ કાણ્ડમાં ૧૯ કણ્ડિકાઓ છે, અને તેમાં પાંચ ભૂસંસ્કારથી પ્રારંભી અન્નપ્રાશન સુધીના સંસ્કારોનો વિધિ આપવામાં આવ્યો છે. બીજા કાણ્ડમાં ૧૭ કણ્ડિકાઓ છે, અને તેમાં ચૌલકર્મથી સીતાયજ્ઞ સુધીનો વિધિ આપવામાં આવ્યો છે. ત્રીજા કાણ્ડમાં ૧૬ કણ્ડિકાઓ છે, અને તેમાં નવાન્નપ્રાશનવિધિથી પ્રારંભી અધ્યયનને બુદ્ધિમાં સ્થિર કરવા સુધીનો વિધિ આપવામાં આવ્યો છે. યાજ્ઞવલ્કયસ્મૃતિનો આચાર અધ્યાય આ સૂત્રની જોડે ઘણો મળતો આવે છે.

આ સૂત્ર ઉપર ઘણાં ભાષ્યો થયાં છે. તેમાં કર્ક જયરામ હરિહર અને ગદાધરનાં ભાષ્યો મુખ્ય છે. આ ચાર ભાષ્યો ઉપરાંત સંસ્કારગણપતિ નામનું રામકૃષ્ણનું ભાષ્ય પણ ઘણું ઉત્તમ છે.

યજુર્વેદની ઘણી શાખાઓ હોવાથી એમ અનુમાન કરવામાં આવે છે કે બીજા ત્રણ વેદો કરતાં યજુર્વેદનું અધ્યયન વિશેષ કરવામાં આવતું હશે. શુક્લયજુર્વેદની મુખ્ય બે શાખાઓ છે, કાણ્વ અને માધ્યંદિન. એ બેની સંહિતામાં તથા બ્રાહ્મણમાં ઘણોજ થોડો ફેર છે.

આ વેદનો ઉપવેદ ધનુર્વેદ છે, જેનો હાલ લોપ થઈ ગયો છે.

કૃષ્ણયજુઃસંહિતાને તૈત્તિરીયસંહિતા કહે છે. તેમાં સંહિતા અને બ્રાહ્મણ મિશ્ર છે. કૃષ્ણયજુર્વેદની આપસ્તંબશા-

ખાવાળાઓની આ સંહિતા છે. તેમાં ૭ અષ્ટક, ૪૪ પ્રશ્ન, ૬૫૧ અનુવાક, અને ૨૧૯૮ કણ્ડિકાઓ છે. ચારાયણીયશાખા વાળાઓની કાઠકસંહિતા છે.

કૃષ્ણયજુર્વેદનો તૈત્તિરીય આરણ્યક છે, અને તેના ૧૦ અધ્યાય છે. પ્રથમના ૬ અધ્યાયમાં કર્મકાણ્ડ છે, અને છેલ્લા ૪ અધ્યાયમાં બે ઉપનિષદો છે. ૭ થી ૯ અધ્યાયને તૈત્તિરીય-ઉપનિષદ્ કહેવામાં આવે છે અને ૧૦ મા અધ્યાયને યાજ્ઞિકી અથવા નારાયણીયઉપનિષદ્ કહેવામાં આવે છે. તૈત્તિરીયોપનિષદ્‌ના ત્રણ વિભાગ છે; શિક્ષાવલ્લી આનન્દવલ્લી અને ભૃગુવલ્લી.

કૃષ્ણયજુર્વેદની ઘણી શાખાઓ હોવાથી તેનાં સૂત્રો પણ ઘણાં છે. શ્રૌતસૂત્રોમાં મુખ્ય બૌધાયન ભારદ્વાજ આપસ્તંબ અને હિરણ્યકેશીનાં સૂત્રો છે, તથા કઠ મનુ મૈત્ર અને લૌગાક્ષિનાં પણ શ્રૌતસૂત્રો છે. એ સર્વ ઋષિઓનાં ગૃહ્યસૂત્રો પણ છે.

કૃષ્ણયજુર્વેદના બ્રાહ્મણો ગુજરાતમાં ક્વચિતજ જોવામાં આવે છે. તેમનો સમુદાય દક્ષિણમાં ઘણો સારો છે.

**સામવેદ**—સામસંહિતાને આર્ચિકસંહિતા કહેવામાં આવે છે. તેના ત્રણ વિભાગ છે; છન્દઆર્ચિક મહદાર્ચિક અને ઉત્તરાર્ચિક. સામવેદમાં ગાનનું પ્રાધાન્ય છે. સામગાન દરેક ધાર્મિક ક્રિયામાં આવશ્યક છે. હાલ સામવેદના બ્રાહ્મણો જે સામગાન કરે છે, તે ઘણું અશુદ્ધ હોય છે. સામવેદના મંત્રના દરેક અક્ષરનો "સા રે ગ મ પ ધ નિ" એ સાત સ્વરોમાં નિયમિત રીતે ઉચ્ચાર કરવાનો છે. કયા સ્વરમાં કયા અક્ષરોનો ઉચ્ચાર કરવાનો છે તેના નિયમો નારદીયશિક્ષામાં આપવામાં આવ્યા છે. દરેક અક્ષરનો સ્વર સ્મરણમાં રાખવા સારૂ હાથની આંગળીઓની સંજ્ઞાઓ નક્કી કરવામાં આવી છે. હાલ સામવેદનું ગાન કરનારા વિપ્રો માત્ર આંગળીઓ ઉપર સ્વર આપે છે, પણ તે પ્રમાણે કંઠમાંથી ઉચ્ચાર કરતા નથી, અને તેથી યથાર્થ સામગાન થતું નથી. સામવેદના દરેક વિપ્રે અધ્યયન શરૂ કરતા

પહેલાં સપ્ત સૂરની સાધના કરવી જોઇએ. સૂર સાધ્યા પછી સામ-ગાન કરનાર વિપ્ર પરમાણુઓને યથેચ્છ ગતિ આપી ઇચ્છિત ફળ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થઇ શકે છે.

સામવેદના આઠ બ્રાહ્મણો છેઃ--

अष्टौ हि ब्राह्मणग्रंथाः प्रौढं ब्राह्मणमादिमम् ।
षड्विंशाख्यं द्वितीयं स्यात्ततः सामविधिर्भवेत् ॥
आर्षेयं देवताध्यायं भवेदुपनिषत्ततः ।
संहितोपनिषद्वंशो ग्रन्था अष्टावितीरिताः ॥

આ વેદનો મુખ્ય બ્રાહ્મણ પ્રૌઢ અથવા તાણ્ડય બ્રાહ્મણ છે, અને ષડ્વિંશ, સામવિધાન, આર્ષેય, દેવતાધ્યાય, ઉપનિષદ, મન્ત્ર-બ્રાહ્મણ, અને વંશબ્રાહ્મણ મળી સામવેદના એકંદર આઠ બ્રાહ્મણોછે.

સામવેદમાં ચાર ગાનના ગ્રંથો છે, જેમાં સામસંહિતાના મંત્રોનું ગાન આપવામાં આવ્યું છે. તેમનાં નામ ગ્રામગેયગાન આરણ્યગાન ઉહગાન અને ઉહ્યગાન છે. ગ્રામગેયગાનના ૧૭ પ્રપાઠક છે, અને આ ગાન ગામમાં કરવામાં આવે છે. આરણ્યગાન અરણ્યમાં કરવામાં આવે છે. ઉહગાનના ૨૩ પ્રપાઠક છે, અને ઉહ્યગાનના ૬ પ્રપાઠક છે. સામસંહિતાના દરેક મંત્રમાંથી ઘણા પ્રકારના સામ નીકળી શકે છે તેથી સામની સંખ્યા નિયત નથી. (મંત્રને ગાયનના રૂપમાં ગોઠવવો તેને સામ કહે છે.)

ઉપનયનાદિ સંસ્કારોનો લોપ થવાથી જે દ્વિજો વ્રાત્યતાને પામે છે, તેમની શુદ્ધિ સારૂ કરવામાં આવતા વ્રાત્યસ્તોમનો વિધિ તાણ્ડયબ્રાહ્મણમાં આપેલો છે.

સામવેદનાં ઉપનિષદોમાં છાન્દોગ્ય અને કેન એ બે મુખ્ય છે. છાન્દોગ્યઉપનિષદ બૃહદારણ્યકઉપનિદ જેટલું ઉપયોગી છે.

મશકસૂત્ર લાટ્યાયનસૂત્ર અને દ્રાહ્યાયનસૂત્ર એ ત્રણ સામ-વેદનાં શ્રૌતસૂત્રો છે, અને ગોભિલનું ગૃહ્યસૂત્ર છે. આ ઉપરાંત કેટલાંક નિદાનસૂત્રો છે, જેમાં ઉકથસ્તોમ અને ગાનની ઉત્પત્તિ

વિષે વિચાર કરવામાં આવ્યો છે. તે સમયના સાહિત્યની કેટલીક અગત્યની હકીકત આ સૂત્રોમાંથી મળી શકે છે. આ વેદનો ઉપવેદ **ગાન્ધર્વવેદ** છે, અને તે વેદ ઉપરથી લૌકિક સંગીત રચાયલું છે.

**અથર્વવેદ**—અથર્વસંહિતાના ૨૦ કાણ્ડ છે, અને તેમાં ૩૮ પ્રપાઠક ૭૬૦ સૂક્ત અને ૬૦૦૦ મંત્રો છે. આ સંહિતા ઉપર સાયણાચાર્યનું ભાષ્ય છે.

દૈવી આપત્તિઓનું નિવારણ કરવાના, અસાધ્ય રોગો મટાડવાના, સર્પ વિગેરે ઝેરી પ્રાણીઓનું ઝેર ઉતારવાના, શત્રુઓને તથા દુષ્ટ મનુષ્યોને શાપ દેવાના, ઔષધિઓને બલિષ્ઠ કરવાના, પ્રવાસનાં વિઘ્નો દૂર કરવાના, તથા આપણા વ્યવહારમાં નિત્ય ઉપયોગી થાય તેવા મંત્રોનો આ વેદ એક ભંડાર છે.

અથર્વવેદનો મુખ્ય બ્રાહ્મણ ગોપથ છે, અને શૌનકીય ચતુરાધ્યાયિકા નામનો તે વેદનાં પ્રાતિશાખ્યસૂત્રનો ગ્રંથ છે.

અથર્વવેદમાં વૈતાનસૂત્ર અને કૌશિકસૂત્ર એમ બે સૂત્રો છે. વૈતાનસૂત્રમાં શ્રૌતકર્મોનુંવિધાન આપેલું છે, અને કૌશિકસૂત્રમાં ગૃહ્યકર્મોનું વિધાન આપવામાં આવ્યું છે. કૌશિક સૂત્રના ૧૪ અધ્યાય છે. ૩ જા અધ્યાયમાં નિર્ઋતિ (Goddess of misfortune) નું આરાધન કરવાનો વિધિ આપવામાં આવ્યો છે. ૪ થા અધ્યાયમાં ભૈષજ્યવિધાન છે. ૬ ઠ્ઠા અધ્યાયમાં મારણ મોહન વશીકરણ વિગેરેની વિધિ આપવામાં આવી છે. ૧૦મા અધ્યાયમાં લગ્નની વિધિ છે. ૧૧મામાં પિતૃયજ્ઞની વિધિ છે. અને ૧૩મા તથા ૧૪મા અધ્યાયોમાં અશુભ શુકન તથા ઉત્પાતોની અસર દૂર કરવાના ઉપાયો આપવામાં આવ્યા છે. આ સૂત્રના અંતમાં નક્ષત્રકલ્પ, શાન્તિકલ્પ, વિતાનકલ્પ, સંહિતાકલ્પ, અને અભિચારકલ્પ, એમ પાંચ કલ્પ છે.

અથર્વવેદનાં ઉપનિષદો ઘણાં છે. ઋક્ યજુઃ અને સામ

વેદનાં ઉપનિષદોમાં બ્રહ્મજ્ઞાનનાજ વિષય સંબંધી વિચાર ચલાવવામાં આવ્યો છે, પણ અથર્વવેદનાં કેટલાંક ઉપનિષદોમાં તો જૂદા જૂદા દેવતાઓનું આરાધન કેવી રીતે કરવું તથા તેમને કેવી રીતે પ્રસન્ન કરવા તેનો વિધિ આપવામાં આવ્યો છે.

કઠ મુણ્ડક પ્રશ્ન માણ્ડુક્ય અને આત્મોપનિષદમાં આત્મજ્ઞાનનો વિષય લેવામાં આવ્યો છે.

યોગમાર્ગનાં ઉપનિષદોમાં નાદબિંદુ બ્રહ્મબિંદુ યોગશિખા યોગતત્ત્વ વિગેરે મુખ્ય છે.

સાંપ્રદાયિક ઉપનિષદોમાં બૃહન્નારાયણોપનિષદ રામતાપનીયોપનિષદ ગોપાલતાપનીયોપનિષદ કૈવલ્યોપનિષદ કાલાગ્નિરૂદ્રોપનિષદ તથા દેવીઉપનિષદ વિગેરે જોવામાં આવે છે.

આ વેદનો ઉપવેદ **અર્થવેદ** છે, જેમાં શિલ્પકળા વિગેરેના નિયમો આપવામાં આવ્યા છે.

ચાર વેદના સત્ય અર્થ સમજવા સારૂ વેદનાં છ અંગ તથા છ ઉપાંગનું જ્ઞાન આવશ્યક છે. વેદનાં છ અંગ નીચે પ્રમાણે છેઃ—

૧. **શિક્ષા**—શિક્ષાના ગ્રંથોમાં વેદના મંત્રોના શુદ્ધ ઉચ્ચાર કરવા સારૂ ઘણા અગત્યના નિયમો આપવામાં આવ્યા છે. તેમાં પાણિનીયશિક્ષા અને યાજ્ઞવલ્કયશિક્ષા એ બે મુખ્ય ગ્રંથો છે.

૨. **કલ્પ**—વેદનાં શ્રૌત તથા સ્માર્ત સૂત્રોનો આ અંગમાં સમાવેશ થાય છે.

૩ **વ્યાકરણ**—પાણિનિની અષ્ટાધ્યાયી વ્યાકરણના પ્રમાણ ગ્રંથ તરીકે ગણાય છે.

૪ **છન્દ**—પિંગલનાં છંદસૂત્રો પ્રમાણ ગણાય છે.

૫ **જ્યોતિઃ**—ગ્રહ નક્ષત્ર વિગેરેની ગતિના નિયમો આપનાર લગટનો ગ્રંથ પ્રમાણ ગણાય છે.

૬ **નિરૂક્ત**—વૈદિક શબ્દોના કોષરૂપ નિઘણ્ટુ ઉપર યાસ્કા-

ચાર્યની ટીકા છે, જેને નિરૂક્ત કહેવામાં આવે છે. તેમાં યાસ્કાચાર્યે વૈદિક શબ્દોના સત્ય અર્થ સમજાવવા સારૂ સંહિતાના કેટલાક મંત્રો લઇ તેના અર્થો કરેલા છે.

વેદનાં છ ઉપાંગ નીચે પ્રમાણે છેઃ—

૧. **પૂર્વમીમાંસા**—આ ગ્રંથ વેદના કર્મકાંડનો છે, અને તેના રચનાર જૈમિનિ છે. તેની ઉપર ઘણાં ભાષ્યો થયેલાં છે. તેમાં વ્યાસ સ્વરસ્વામીભટ્ટ અને કુમારિલભટ્ટ એ ત્રણનાં ભાષ્ય મુખ્ય છે.

૨. **ઉત્તરમીમાંસા**—આ મીમાંસાને બ્રહ્મસૂત્ર અથવા વેદાન્તસૂત્ર પણ કહે છે. વેદનો જ્ઞાનકાણ્ડ આ મીમાંસાનો વિષય છે. બાદરાયણ અથવા વેદવ્યાસ આ ગ્રંથના કર્તા છે. ઉત્તરમીમાંસા ઉપર ઘણાં ભાષ્યો થયેલાં છે.

પ્રાચીન ઋષિઓમાંથી બૌધાયને બ્રહ્મસૂત્ર ઉપર વૃત્તિ લખેલી છે પણ તે હાલ અલભ્ય છે. શંકરાચાર્ય રામાનુજાચાર્ય વલ્લભાચાર્ય અને મધ્વાચાર્યે પણ બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્યો કર્યાં છે.

૩. **સાંખ્યદર્શન**—કપિલઋષિનું સાંખ્યપ્રવચન આ ઉપાંગનું મુખ્ય પુસ્તક છે. તેની ઉપર વિજ્ઞાનભિક્ષુનું ભાષ્ય છે. સાંખ્યમાં પ્રકૃતિ તેના ૨૩ વિકાર અને પુરૂષ મળીને ૨૫ તત્ત્વો ગણાવ્યાં છે.

૪. **યોગદર્શન**—પતંજલિનું યોગદર્શન આ ઉપાંગનો મુખ્ય ગ્રંથ છે. આમાં અષ્ટાંગયોગ સિદ્ધ કરવાનો માર્ગ દર્શાવવામાં આવ્યો છે. યોગ સિદ્ધ કર્યા વિના જે મનુષ્યો વેદના અર્થ કરવામાં પ્રવૃત્ત થાય છે, તેઓ સત્ય અર્થ સમજી શકતા નથી.

૫. **ન્યાયદર્શન**—ગૌતમ ઋષિનાં ન્યાયસૂત્રોને ન્યાયના મુખ્ય ગ્રંથ તરીકે ગણવામાં આવે છે. તેની ઉપર વાત્સ્યાયનનું ભાષ્ય છે.

૬. **વૈશેષિક**—કણાદનાં વૈશેષિકસૂત્રોને આ ઉપાંગના

મુખ્ય ગ્રંથ તરીકે ગણવામાં આવે છે. તેની ઉપર ગૌતમનું ભાષ્ય છે.

## ૨. સ્મૃતિ અથવા ધર્મશાસ્ત્ર.

વેદના કર્મકાણ્ડને તથા જ્ઞાન કાણ્ડને મનુષ્યો યથાર્થ સમજી શકે તે સારૂ ભગવાન્ મનુ અને યોગીશ્વર યાજ્ઞવલ્કય જેવા મહાર્ષિઓએ સ્મૃતિઓ રચી છે. સ્મૃતિઓ માત્ર શ્રુતિના સારરૂપેજ છે. યોગીશ્વર યાજ્ઞવલ્કય ૨૦ ધર્મશાસ્ત્રકારોનાં નામ ગણાવે છે.

"मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्कयोशनोंगिराः ।
यमापस्तंबसंवर्ताः कात्यायनबृहस्पती ॥
पराशरव्यासशंखलिखिता दक्षगौतमौ ।
शतातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः" ॥

"મનુ અત્રિ વિષ્ણુ હારીત યાજ્ઞવલ્કય ઉશનસ્ અંગિરા યમ આપસ્તંબ સંવર્ત કાત્યાયન બૃહસ્પતિ પરાશર વ્યાસ શંખ લિખિત દક્ષ ગૌતમ શતાતપ અને વશિષ્ઠ, એમ વીસ ધર્મશાસ્ત્રકારો છે." આ ઉપરાંત અસિત દેવલ બોદ્ધાયન વિગેરે પ્રાચીન ધર્મશાસ્ત્રકારો થઈ ગયા છે. આ સર્વમાં મનુ શ્રેષ્ઠ છે. મનુસ્મૃતિનાં વચનો શ્રુતિના જેવાં પ્રમાણ ગણાય છે. ( यद्वै किंचन मनुरवदत्तद्भेषजमिति श्रुतिः) તેમજ શુકલયજુર્વેદના સંપાદક યોગીશ્વર યાજ્ઞવલ્કયનાં વચનો પણ શ્રુતિના જેવાં પ્રમાણ ગણાય છે.

ધર્મશાસ્ત્રના આચાર વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત એમ ત્રણ વિભાગ હોય છે. મનુસ્મૃતિમાં આ ત્રણ વિભાગની બરોબર વ્યવસ્થા નથી, પણ મિશ્રરૂપે આપવામાં આવ્યા છે. મનુસ્મૃતિ તથા યાજ્ઞવલ્કયસ્મૃતિના ધર્મોનું યથાર્થ સેવન કરવાથી મનુષ્ય શારીરિક માનસિક આધ્યાત્મિક નૈતિક આર્થિક અને રાજકીય ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે.

મનુસ્મૃતિના કેટલાક શ્લોકો ( જેવા કે હિંસા અને માંસાહાર સંબંધી ) આપણને પ્રક્ષિપ્ત લાગે છે. સ્મૃતિઓના કયા શ્લોકોને પ્રક્ષિપ્ત ગણવા અને કયા શ્લોકોને પ્રમાણ ગણવા તે વિષે ભગવાન્ મનુ કહે છે કેઃ—

"या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ।
सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः ॥"

"જે સ્મૃતિઓ વેદબાહ્ય છે, અને જે સ્મૃતિઓ વેદના ધર્મો પ્રતિપાદન કરતી નથી, તે સર્વ નિષ્ફળ અને અંધકારનિષ્ઠ છે."

મનુસ્મૃતિના ૧૨ અધ્યાય છે, અને તેમાં નીચે પ્રમાણે વિષયો આપવામાં આવ્યા છે.

| | | |
|---|---|---|
| અધ્યાય ૧ લો. | | જગતની ઉત્પત્તિ તથા યુગવ્યવસ્થા. |
| અધ્યાય ૨ જો. | | ધર્મનું લક્ષણ તથા બ્રહ્મચર્યધર્મ. |
| અધ્યાય ૩ જો. | | ગૃહસ્થધર્મ. |
| અધ્યાય ૪ થો. | | ગૃહસ્થધર્મ. |
| અધ્યાય ૫ મો. | | ભક્ષ્યાભક્ષ્ય તથા આશૌચવિચાર |
| અધ્યાય ૬ ઠ્ઠો. | | વાનપ્રસ્થ તથા સન્યસ્ત ધર્મ. |
| અધ્યાય ૭ મો. | | રાજધર્મ. |
| અધ્યાય ૮ મો. | | વ્યવહારનિરૂપણ. |
| અધ્યાય ૯ મો. | | સ્ત્રીપુરૂષધર્મ. |
| અધ્યાય ૧૦ મો. | | સંકીર્ણજાતિધર્મ. |
| અધ્યાય ૧૧ મો. | | પ્રાયશ્ચિત્તવિચાર. |
| અધ્યાય ૧૨ મો. | | મોક્ષધર્મ. |

યાજ્ઞવલ્કયસ્મૃતિના ત્રણ અધ્યાય છે. તેમાં નીચે પ્રમાણે વિષયો આપવામાં આવ્યા છે.

| | |
|---|---|
| અધ્યાય ૧ લો. | આ અધ્યાયને આચારઅધ્યાય કહેવામાં આવે છે. તેના ૩૬૭ શ્લોકો છે. તેમાં વર્ણાશ્રમધર્મ ગ્રહશાંતિ વિનાયકપૂજન શ્રાદ્ધવિધિ તથા રાજધર્મ આપવામાં આવ્યા છે. |
| અધ્યાય ૨ જો. | આ અધ્યાયને વ્યવહારઅધ્યાય કહે છે. આ અધ્યાયના ૩૧૨ શ્લોકો છે. આમાં દિવાની તથા ફોજદારી કાયદો આપવામાં આવ્યો છે. આ અધ્યાય ઉપરની મિતાક્ષરા ટીકા પ્રમાણે હિંદુ વારસાની તકરારોનો હાલ ગુજરાત તથા દક્ષિણમાં નિર્ણય કરવામાં આવે છે. |
| અધ્યાય ૩ જો. | આ અધ્યાયને પ્રાયશ્ચિત્તઅધ્યાય કહે છે. આશૌચ મહાપાતક પ્રાયશ્ચિત્ત વ્રત તથા મોક્ષધર્મ વિગેરે વિષયો આ અધ્યાયમાં આપવામાં આવ્યા છે. આ અધ્યાયના ૩૩૫ શ્લોકો છે. |

આ બેજ સ્મૃતિઓને આપણે પ્રમાણ ગણી આ ગ્રંથમાં તેમનાં વચનો લીધાં છે.



# शास्त्रोक्तधर्म.

"सुखाभ्युदयिकं चैव नैःश्रेयसिकमेव च ।
प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥
इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ।
निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥
प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम् ।
निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च वै" ॥ मनुः ॥

" જેનાથી લૌકિક સુખનો અભ્યુદય થાય છે તે પ્રવૃત્ત, અને જેનાથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે તે નિવૃત્ત, એમ બે પ્રકારનાં વૈદિક કર્મો છે. આ લોકમાં અથવા પરલોકમાં ફળ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જે કર્મ કરવામાં આવે છે, તેને પ્રવૃત્તકર્મ કહે છે. જે કર્મ જ્ઞાનપૂર્વક નિષ્કામ કરવામાં આવે છે, તેને નિવૃત્તકર્મ કહે છે. પ્રવૃત્તકર્મ કરવાથી મનુષ્ય દેવ સમાન થાય છે, અને નિવૃત્તકર્મ કરવાથી મનુષ્ય પંચમહાભૂતના બનેલા સ્થૂલ તથા સૂક્ષ્મ દેહના બંધનથી મુક્ત થઇને મોક્ષ પામે છે."

આ લોકમાં અને પરલોકમાં ફળ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખનાર મનુષ્યે શાસ્ત્રોકત કર્મ સકામ કરવાં, અને મોક્ષની ઇચ્છા રાખનાર મનુષ્યે શાસ્ત્રોક્ત કર્મ નિષ્કામ કરવાં, એવી ભગવાન્ મનુની આજ્ઞા છે. કર્મનો ત્યાગ કરવાથીજ મોક્ષ થાય છે એવું માનનારા પ્રમાદી પુરૂષો સત્યજ્ઞાનથી વિમુખ થઈ માત્ર અધોગતિના અધિકારી થાય છે. ગીતામાં પણ એજ અભિપ્રાય શ્રીકૃષ્ણ પરમાત્માએ જણાવ્યો છે.

મનુષ્યને અનેક જન્મજન્માંતરનાં કર્મોના ફળરૂપ આ માનવ દેહ પ્રાપ્ત થાય છે. સારાં કર્મોના પ્રભાવથી તે ઉચ્ચ જાતિ પ્રાપ્ત કરે છે, અને નઠારાં કર્મોના ફળરૂપ નીચ જાતિ પ્રાપ્ત કરે છે. જાતિ જન્મથીજ છે એવો ભગવાન્ મનુનો મત છે.

"सर्ववर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ।
आनुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते" ॥

" સર્વ વર્ણોમાં પોતાના વર્ણની અનન્યપૂર્વા સ્ત્રીથી ઉત્પન્ન થયેલી સંતતિની અનુક્રમે તેજ જાતિ જાણવી. "

તપ અને બીજના પ્રભાવથી મનુષ્યો ઉચ્ચ અથવા નીચ જાતિ પ્રાપ્ત કરી શકે છે.

सजातिजानन्तरजाः षट्सुता द्विजधर्मिणः ।
शूद्राणां तु सधर्माणः सर्वेऽपध्वंसजाः स्मृताः ॥
तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगे युगे ।
उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ॥ मनुः ॥

દ્વિજોને સંસ્કારહીન પોતાની વર્ણની સ્ત્રીથી ઉત્પન્ન થયેલા ત્રણ, બ્રાહ્મણથી ક્ષત્રિયામાં અને વૈશ્યામાં ઉત્પન્ન થયેલા બે, અને ક્ષત્રિયથી વૈશ્યામાં ઉત્પન્ન થયેલો એક, એ છ દ્વિજપુત્રો તથા શૂદ્ર જેવા થઇ ગયેલા દ્વિજપુત્રો " અપધ્વંસજ " કહેવાય છે. તેઓ તપ અને બીજના પ્રભાવથી ઉચ્ચ અથવા નીચ જાતિ પ્રાપ્ત કરે છે.

વર્ણ ચાર છે, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર. ચારે વર્ણોનાં મુખ્ય કર્તવ્ય નીચે પ્રમાણે છે.

वेदाभ्यासो ब्राह्मणस्य क्षत्रियस्य च रक्षणम् ।
वार्ताकर्मैव वैश्यस्य विशिष्टानि स्वकर्मसु ॥ मनुः ॥

પોતાનાં સર્વ કર્મોમાં બ્રાહ્મણને માટે વેદાધ્યયન શ્રેષ્ઠ છે. સર્વ જ્ઞાનના ભંડારરૂપ વેદનું અધ્યયન કરી, પ્રજાને તેનું મફત શિક્ષણ આપવું એજ બ્રાહ્મણનો મુખ્ય ધર્મ છે.

यथा तथाध्यापयंस्तु सा ह्यस्य कृतकृत्यता ॥ मनुः ॥

યથાશક્તિ શિષ્યોને વેદાદિશાસ્ત્રોનું મફત શિક્ષણ આપવાથીજ બ્રાહ્મણ કૃતાર્થ થાય છે. તેવીજ રીતે પ્રજાનું શ્રેય છે.

રહી તેનું રક્ષણ કરવું એજ રાજાનો મુખ્ય ધર્મ છે. રાજાનું જીવન પ્રજાને સારૂંજ છે. જે રાજા પ્રજાનું હિત ઇચ્છતો નથી અને મોજશોખમાં પડી રહે છે તથા પોતાની પ્રજાના હિતનો અનાદર કરી કેવળ સ્વાર્થી જીવન ગાળે છે તે ધર્મથી ભ્રષ્ટ થાય છે અને ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરી શકતો નથી. આજ પ્રમાણે વૈશ્યનો મુખ્ય ધર્મ વ્યાપાર છે. દેશમાં અને વિદેશમાં ફરી વ્યાપારને પોતાને સ્વાધીન કરવો એજ વૈશ્યનો પરમ ધર્મ છે. વ્યાપારથી દેશનું દ્રવ્ય વધારી, તે દ્રવ્યનો દેશની વિદ્યાકળા વિગેરેની ઉન્નતિમાં ઉપયોગ કરી, દેશને આબાદ કરવો, એમાંજ વૈશ્યની કૃતાર્થતા છે. જે દેશમાં આ ત્રણે વર્ણો પોતપોતાના ધર્મોનું ખંતથી સેવન કર્યા જાય છે ત્યાં સર્વ પ્રકારની સમૃદ્ધિ આવીને વસે છે.

આપત્તિકાળમાં ઉચ્ચ વર્ણના પુરૂષે નીચ વર્ણની વૃત્તિનો સ્વીકાર કરવો, પણ કદાપિ નીચ વર્ણના મનુષ્યે ઉચ્ચ વર્ણની વૃત્તિનો સ્વીકાર કરવો નહીં.

न त्वेव ज्यायसीं वृत्तिमाभिमन्येत कर्हिंचित् ॥ मनुः ॥

કારણ કે નીચ વર્ણના મનુષ્યમાં ઉચ્ચ વર્ણના ધર્મ પાળવાની યોગ્યતા હોતી નથી.

પોતાના વર્ણાશ્રમધર્મોનું સારી રીતે સેવન કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવા સારૂ સંસ્કારોની આવશ્યકતા છે. મુખ્ય સોળ સંસ્કાર છે. સંસ્કાર કરાવનાર આચાર્યની વિદ્યા અને યોગબળ ઉપર સંસ્કારની પરિપૂર્ણતાનો આધાર છે.

માનસિક ભાવનાના બળથી ગર્ભની શુદ્ધિ કરવા સારૂ તથા તેમાં ઉચ્ચ સંસ્કાર પાડવા સારૂ ગર્ભાધાન પુંસવન અને સીમન્તોન્નયન સંસ્કાર કરવામાં આવે છે. ચતુર્થમાસથી ગર્ભિણીના મનમાં જે સંસ્કાર પડે છે, તેનીજ છાપ ગર્ભ ઉપર પડે છે; તેથી ગર્ભિણીને ઉત્તમ વસ્તુઓ ઉત્તમ પ્રતિમાઓ અને ઉત્તમ

વાદોના સહવાસમાં લાવવા સારૂ આ સંસ્કારો કરવામાં આવે છે. તેમાં ઔષધિઓનો પણ ઉપયોગ કરવામાં આવે છે.

સૂતિકાગૃહને શુદ્ધ રાખવા સારૂ સૂતિકા અગ્નિનું સ્થાપન કરવામાં આવે છે, અને ત્યાંજ બાળકનો જન્મ થાય કે તરત પિતા જાતકર્મસંસ્કાર કરે છે. તે સમયે વનસ્પતિઓનું સત્ત્વ મધ અને અન્નનું સત્વ ઘી, એ બે ભેગાં કરી તેમનું સુવર્ણની ચમચીથી પિતા પુત્રને પ્રાશન કરાવે છે. પછી પિતા મંત્રોચ્ચાર પૂર્વક માતાનો સ્તન પુત્રને આપી સ્તનપાન કરાવે છે. બાળકને જન્મતાંજ વેદમંત્રના શબ્દનું શ્રવણ થવાથી તથા ઉત્તમ વસ્તુઓનો સંસર્ગ થવાથી તેના મન ઉપર ઉત્તમ છાપ પડે છે. પછી પિતા બાળકના શરીર ઉપર હાથ ફેરવી તેના અવયવો દૃઢ કરે છે, તથા બીજી કેટલીક ક્રિયાઓ કરે છે. યથાકાળે ચૌલ અન્નપ્રાશન આદિ સંસ્કારો કરવામાં આવે છે.

પુત્ર સાત આઠ વર્ષનો થાય છે ત્યારે તેને ઉપનયન-સંસ્કાર કરવામાં આવે છે. આ સમયથી તેના અધ્યયનનો પ્રારંભ થાય છે. સર્વ સંસ્કારોમાં આ સંસ્કાર મુખ્ય છે. આ સંસ્કારથી રહિત દ્વિજો પતિત ગણાય છે, અને તેમની સાથે કોઈ પણ પ્રકારનો વ્યવહાર દ્વિજોએ નહીં કરવો એવી શાસ્ત્રની આજ્ઞા છે. **વિદ્યાવિહીનઃ પશુઃ** એ વચન પ્રમાણે તેમની પશુતુલ્ય ગણના કરવામાં આવી છે. ઉપનયનસંસ્કાર કરીને પુત્રને આચાર્યને સોંપવામાં આવે છે. આચાર્ય પોતાના બ્રહ્મચર્યના પ્રતાપથી તથા યોગબળથી તેની બુદ્ધિના જાડય આદિ દોષ દૂર કરી તેને સરહસ્ય પ્રણવ તથા વ્યાહૃતિ સહિત ગાયત્રીનો ઉપદેશ કરે છે, અને શૌચ તથા આચાર શીખવે છે. પછી વેદ વેદાંગ ધર્મશાસ્ત્ર વિગેરે શિખવી તેને ગૃહસ્થાશ્રમ ધારણ કરવાને યોગ્ય બનાવે છે. બ્રહ્મચર્યાશ્રમ યથાવિધિ પાલન કરવાથી મનુષ્ય યોગબળ પ્રાપ્ત કરે છે, અને ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો સિદ્ધ કરવા શક્તિમાન થાય છે.

આ ચાર પુરૂષાર્થોમાં મોક્ષ પરમ પુરૂષાર્થ છે, અને તે સિદ્ધ કરવામાંજ મનુષ્યની કૃતકૃત્યતા છે. ધર્મશાસ્ત્રો મોક્ષ સિદ્ધ કરવાના ત્રણ માર્ગ દર્શાવે છે. એક તો જે મનુષ્ય જીવનપર્યંત ગુરૂને ત્યાં રહી બ્રહ્મચર્યવ્રત પાળી વેદાધ્યયન તથા વેદાધ્યાપનમાંજ પ્રવૃત્ત રહે છે તે મોક્ષને પામે છે. આવા મનુષ્યને નૈષ્ઠિકબ્રહ્મચારી કહેવામાં આવે છે. બીજો માર્ગ વિવાહ કરી ગૃહસ્થાશ્રમ ધારણ કરવાનો છે, અને યથાશાસ્ત્ર ગૃહસ્થાશ્રમ ધારણ કરનાર મનુષ્ય પણ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. ત્રીજો માર્ગ બ્રહ્મચર્યઆશ્રમમાંથી અથવા ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થ કે સન્યસ્તાશ્રમ સ્વીકારવાનો છે, અને તે પ્રમાણે કરનાર મનુષ્ય પણ તે તે આશ્રમોના શાસ્ત્રોક્તધર્મોનું પાલન કરવાથી મોક્ષ પામે છે.

ભગવાન્ મનુ ગૃહસ્થાશ્રમને સર્વ આશ્રમોમાં શ્રેષ્ઠ ગણે છે. ગૃહસ્થાશ્રમના ધર્મો ઘણાજ કઠિન છે, કારણ કે તેમાં સ્ત્રી પુત્ર દ્રવ્ય કુટુંબ જાતિ વિગેરેના સંસર્ગમાં રહીને નિઃસ્વાર્થ જીવન ગાળવાનું છે. ગૃહસ્થધર્મમાં પંચમહાયજ્ઞ અગ્નિહોત્ર અને નિત્યદાન એ ત્રણ મુખ્ય છે.

બ્રહ્મયજ્ઞ પિતૃયજ્ઞ દેવયજ્ઞ ભૂતયજ્ઞ અને નૃયજ્ઞ આ પાંચ મહાયજ્ઞ છે. વેદાધ્યયન અને વેદાધ્યાપન પિતૃઓ દેવતાંઓ પ્રાણીઓ તથા મનુષ્યો નિમિત્ત પોતાના દ્રવ્યનો કે શક્તિનો ભોગ આપવો, એ અર્થમાં અહીંઆં યજ્ઞ શબ્દ વાપરવામાં આવ્યો છે. વેદવિદ્યાનું પોતે મફત શિક્ષણ આપવું અથવા જે સંસ્થામાં તેનું મફત શિક્ષણ અપાતું હોય તેવી સંસ્થાને યથાશક્તિ મદદ કરવી તેનું નામ બ્રહ્મયજ્ઞ કહેવામાં આવે છે. શ્રાદ્ધાદિ કર્મો કરી મૃત પિતૃઓનું પોતાની ભાવનાઓથી તથા શ્રાદ્ધમાં આમંત્રિત જ્ઞાનનિષ્ઠ વિપ્રોની ભાવનાઓના બલથી શ્રેય કરવું તેને પિતૃયજ્ઞ કહે છે. અગ્નિમાં હોમ કરી દેવતાઓને તૃપ્ત કરવા તેને દેવયજ્ઞ કહે છે. તૈયાર કરેલી રસોઇમાંથી ઘરમાં જૂદે જૂદે સ્થાને બલિ મૂકી પશુ પંખી કીટ વિગેરે પ્રાણીઓનું પોષણ કરવું તેને ભૂતયજ્ઞ કહે છે. અને અતિથિનો સત્કાર કરવો તેને નૃયજ્ઞ કહે છે.

વિવાહ કર્યા પછી અથવા ભાઇઓમાં ભાગ વહેંચાયા પછી હરેક ગૃહસ્થે ગૃહ્ય અગ્નિહોત્ર રાખવો જોઇએ. અગ્નિહોત્રમાં સવારમાં બે આહુતિઓ હોમવામાં આવે છે તથા સાંજે પણ એજ આહુતિઓ હોમાય છે. આ અગ્નિમાં રસોઈ તૈયાર કરી નિત્ય વૈશ્વદેવ કરવામાં આવે છે. વૈશ્વદેવમાં દેવયજ્ઞ અને ભૂતયજ્ઞનો સમાવેશ થાય છે.

હરેક ગૃહસ્થે નિત્ય યથાશક્તિ દાન કરવું એવી શાસ્ત્રની આજ્ઞા છે.

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ।
परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥ मनुः ॥
न विद्यया केवलया तपसा वापि पात्रता ।
यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥ याज्ञ० ॥

ગૃહસ્થે નિત્ય પ્રસન્ન ચિત્તથી યથાશક્તિ ઇષ્ટાપૂર્તિરૂપ દાન પાત્રને આપવું. કેવલ વિદ્યાથી અથવા કેવલ તપથી પાત્રતા પ્રાપ્ત થતી નથી, પણ જેનામાં તપ અને વિદ્યા એ બે છે, તેજ પાત્ર કહેવાય છે.

वापीकूपतडागादि देवतायतनानि च ।
अन्नप्रदानमारामाः पूर्तमर्थ्याः प्रचक्षते ॥
एकाग्निकर्म हवनं त्रेतायां यच्च हूयते ।
अंतर्वेद्यां च यद्दानमिष्टं तदभिधीयते ॥

વાવ કુવા તળાવ તથા દેવતાઓનાં મંદિર બંધાવવાં, અન્નદાન કરવું, અને બાગ બગીચા વિગેરે આરામનાં સ્થાન બંધાવવાં, આ સર્વને પૂર્ત કહે છે. સ્માર્ત અથવા શ્રૌત અગ્નિમાં કરવામાં આવતો હોમ અને યજ્ઞકર્મ નિમિત્ત આપવામાં આવતું દાન ઇષ્ટ કહેવાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે દાન પાત્રનેજ આપવું.

विद्यातपोभ्यां हीनेन न तु ग्राह्यः प्रतिग्रहः ।
गृह्णन्प्रदातारमधो नयत्यात्मानमेव च ॥ याज्ञ० ॥

જે વિપ્ર વિદ્યા અને તપથી હીન છે તણે દાન લેવું નહીં. જો તે દાન લે છે તો તે પોતાને અને દાન આપનારને અધમ-ગતિ પ્રાપ્ત કરાવે છે.

શાસ્ત્રનું તાત્પર્ય નહીં સમજનાર મનુષ્યો અપાત્રને અ-થવા કુપાત્રને દાન આપી નિરર્થક પોતાના દ્રવ્યનો દુરૂપયોગ કરે છે, અને પોતાને પોતાના કુટુંબને તથા પોતાના દેશને અધોગતિ પ્રાપ્ત કરાવે છે. આવી રીતે ભસ્મ થઇ જતા કરોડો રૂપિઆનો જો શાસ્ત્રોક્ત વિધિથી સત્પાત્રે દાન કરવામાં ઉપયોગ થાય તો થોડાજ સમયમાં આર્યભૂમી ઉન્નત દશાને પ્રાપ્ત થાય.

આ ઉપરાંત વર્ણને અનુસરીને ગૃહસ્થને જે જે ધર્મો પાળવાના છે, તેનું વર્ણન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. સદા-ચારના પ્રકરણમાં જે આચાર જણાવ્યો છે, તે આરોગ્યતાસં-રક્ષકશાસ્ત્રના નિયમોને અનુસરતો છે. ગૃહસ્થે સદાચારનું પ્રયત્ન પૂર્વક સેવન કરવું એવી શાસ્ત્રની આજ્ઞા છે.

વાનપ્રસ્થધર્મ તથા સન્યસ્તધર્મ ઉપરથી જણાશે કે હાલ શાસ્ત્રાનુસાર વર્તન રાખનારા સત્કાર કરવા યોગ્ય વાનપ્રસ્થીઓ અને સન્યાસીઓ કેટલા છે.

વર્ણાશ્રમધર્મોના પાલનથી જેવી રીતે પ્રજાની ઉન્નતિ થાય છે, તેવીજ રીતે મહાપાતકોના સેવનથી પ્રજાની અવનતિ થાય છે. મદ્યપાન ખૂન ચોરી અને વ્યભિચાર આ ચાર મહા-પાતકો છે, અને તેનાથી દૂર રહેવા દરેક આર્યબંધુએ પ્રયત્ન કરવો.

આ પ્રમાણે વેદનું પરમપ્રામાણ્ય વર્ણવ્યવસ્થા આશ્રમ વ્યવસ્થા અને સોળ સંસ્કાર, એ ચાર સ્તંભ ઉપર સ્થાયલો

સનાતન આર્યધર્મ આ ગ્રંથમાં સમજાવવામાં આવ્યો છે. આ **સત્યધર્મનાજ** અનુષ્ઠાનથી મનુષ્ય ચારે પુરૂષાર્થ સિદ્ધ કરી શકે છે. મનુષ્યો આ ગ્રંથનું અધ્યયન કરી પોતાના **સત્ય ધર્મમાં** પ્રવૃત્ત થાય એવી ગ્રંથકર્તાની ઉત્કટ ઇચ્છા છે.

આ ગ્રંથમાં જે કાંઇ ભૂલચૂક હોય તે વિદ્વાનોએ ક્ષમા કરી ગ્રંથકર્તાને સૂચવવી, જેથી બીજી આવૃત્તિમાં યોગ્ય સુધારો કરવામાં આવે.

ધી ઇન્ડિયન સ્પેશી બેન્ક, વડોદરા. } મૂળશંકર માણેકલાલ
કાર્તિક સુદિ પ્રતિપદા, સંવત ૧૯૬૯. } યાજ્ઞિક.

अथ

# अनुक्रमणिका.

# संकेतशब्दाः

| | |
|---|---|
| ऋक्= | ઋગ્વેદસંહિતા |
| यजु= | યજુર્વેદસંહિતા |
| शतपथ= | શતપથબ્રાહ્મણ |
| बृहदा०= | બૃહદારણ્યકઉપનિષદ્ |
| छान्दो०= | છાન્દોગ્યઉપનિષદ્ |
| तैत्तिरीय०= | તૈત્તિરીયઉપનિષદ્ |
| ईश०= | ઈશાવાસ્યોપનિષદ્ |
| कठ०= | કઠોપનિષદ્ |
| मुण्ड०= | મુણ્ડકોપનિષદ્ |
| माण्डूक्य०= | માણ્ડૂક્યોપનિષદ્ |
| श्वेता०= | શ્વેતાશ્વતરઉપનિષદ્ |
| आश्व०= | આશ્વલાયનગૃહ્યસૂત્ર |
| पारस्कर०= | પારસ્કરગૃહ્યસૂત્ર |
| योग०= | પાતંજલયોગદર્શન |
| मनु:= | મનુસ્મૃતિ |
| याज्ञ०= | યાજ્ઞવલ્ક્યસ્મૃતિ |
| शंकर०= | શ્રીશંકરાચાર્યકૃત |
| मिता०= | મિતાક્ષરા |
| संस्कार०= | યજુર્વેદીય સંસ્કારભાસ્કર |



॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

( शास्त्रोक्त )

# ॥ सत्य धर्म प्रकाश ॥

## ॥ प्रथम रश्मिः ॥

### પ્રકરણ ૧ લું.

#### વિશ્વની ઉત્પત્તિ

ॐ हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ऋक्॥१॥

સર્વ સૃષ્ટિનો પ્રકાશક પરમાત્મા સૃષ્ટિના અગ્રમાં હતો. અને સૃષ્ટિમાં જન્મેલાં સર્વ પ્રાણી માત્રનો તે પોતે એકલોજ નિયન્તા હતો. તેણે પૃથ્વી અને આકાશ મંડળને ધારણ કર્યો. એવા પરમાત્માની આપણે યજ્ઞથી ઉપાસના કરીએ. ( શ્લોક બીજાથી પુરૂષસૂક્તનો પ્રારંભ થાય છે. ) ૧.

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं सर्वतःस्पृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम् ॥ यजुः ॥ २ ॥

અનંત શીર્ષ અનંત નેત્ર અને અનંત પાદયુક્ત પરમાત્મા પૃથ્વીની સર્વ દિશાઓમાં વ્યાપ્ત થઇ, દશ આંગળ બાકી રહ્યો. અર્થાત્ પરમાત્મા દેશ અને કાળથી અવિચ્છિન્ન છે. ( આખું પુરૂષસૂક્ત અલંકારરૂપે છે. ) ૨.

पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् ।
उतामृतत्वस्येशानोयदन्नेनातिरोहति ॥ यजुः ॥ ३ ॥

આ સર્વ જે ઉત્પન્ન થયું છે અને જે ઉત્પન્ન થવાનું છે તેનો કર્તા પરમાત્મા છે. તે અમર અને નાશવંત પદાર્થોનો સ્વામી છે. ૩.

एतावानस्य महिमाऽतोज्यायांश्च पूरुषः ।
पादोस्य विश्वाभूतानि त्रिपादस्यामृतं दिवि ॥ यजुः ॥ ४ ॥

આ સંસાર માત્ર પરમાત્માનો મહિમા છે; અને પરમાત્મા તો તેનાથી પણ અધિક છે. સર્વ પ્રાણી માત્ર તેનો એક પાદ છે. આકાશમાં જે અમર છે, તે તેના ત્રણ પાદ છે. અર્થાત્ સર્વ દૃશ્ય પદાર્થો તો પરમાત્માનો અંશ માત્ર છે, પણ જે દેશ કાળથી અવિચ્છિન્ન છે, તેજ પરમાત્માનું ખરૂં સ્વરૂપ છે. ૪.

त्रिपादूर्ध्व उदैत्पुरुषः पादोऽस्येहाभवत्पुनः ।
ततोविष्वङ्व्यक्रामत्साशनानशने अभि ॥ यजुः ॥ ५ ॥

પરમાત્મા પ્રથમ ત્રણ પાદરૂપે પ્રકટ થયા, અને પુનઃ આ વિશ્વમાં એક પાદરૂપે પ્રકટ થયા. તે પછી આ સચરાચર જગતમાં તેઓ વ્યાપી રહ્યા. ૫

ततोविराडजायत विराजोअधिपूरुषः ।
सजातोअत्यरिच्यत पश्चाद्भूमिमथो पुरः ॥ यजुः ॥ ६ ॥

તે પરમાત્માના એક પાદરૂપમાંથી વિશ્વનો અધિષ્ઠાતા વિરાટ્ ઉત્પન્ન થયો, અને વિરાટ્થી જીવાત્માઓ ઉત્પન્ન થયા. તે વિરાટે ઉત્પન્ન થઇને જડ અને ચેતન સૃષ્ટિથી ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી. ૬

तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं पृषदाज्यम् ।
पशूंस्तांश्चक्रे वायव्यानारण्या ग्राम्याश्च ये ॥ यजुः ॥ ७ ॥

તે પૂજ્ય પરમાત્મા પાસેથી મનુષ્યોએ ઘી દહીં ઇત્યાદિ પ્રાપ્ત કર્યું. તેણે પક્ષીઓને તથા અરણ્યનાં અને ગામનાં પશુઓને ઉત્પન્ન કર્યાં. ૭

तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे ।
छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥ यजुः ॥ ८ ॥

તે પૂજ્ય પરમાત્માએ ઋગ્વેદ સામવેદ અથર્વવેદ અને યજુર્વેદ પ્રકટ કર્યા. ૮

तस्मादश्वा अजायन्त ये के चोभयादतः ।
गावोह जज्ञिरे तस्मात्तस्माज्जाता अजावयः ॥ यजुः ॥ ९ ॥

તેણે અશ્વ, બે પ્રકારનાં દાંતવાળાં પ્રાણી, ગાયો, બકરાં તથા ઘેટાંને ઉત્પન્ન કર્યાં. ૯

तं यज्ञं बर्हिषि प्रौक्षन्पुरुषं जातमग्रतः ।
तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ यजुः ॥१०॥

દેવતાઓએ, સિદ્ધોએ અને ઋષિઓએ હૃદયરૂપી વેદીમાં વિરાજીત સૃષ્ટિના અગ્રમાં ઉત્પન્ન થયેલાં પરમાત્માનુ અભિષેકથી યજન કર્યું. ૧૦

यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् ।
मुखं किमस्यासीत् किं बाहू किमूरुपादा उच्येते ॥यजुः॥११॥

તે પરમાત્માની કેવી રીતે કલ્પના કરી તેઓએ યજન કર્યું ? તેનાં મુખ બાહુ ઉરૂ અને પાદની કેવી રીતે કલ્પના કરી ? ૧૧

ब्राह्मणोऽस्य मुखमासीत् बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥ यजुः ॥१२॥

બ્રાહ્મણ તેનું મુખ હતું. ક્ષત્રિય તેના બાહુ હતા. વૈશ્ય તેની જાંઘો થયા. અને તેના પાદમાંથી શૂદ્ર ઉત્પન્ન થયા. ( કર્તવ્ય સામાન્યથી આ પ્રમાણે કલ્પના કરી. ) ૧૨

चन्द्रमा मनसोजातश्चक्षोः सूर्य्योऽजायत ।
श्रोत्राद्वायुश्च प्राणश्च मुखादग्निरजायत ॥ यजुः ॥१३॥

તે પરમાત્માના મનથી ચન્દ્રમા ઉત્પન્ન થયો. નેત્રથી સૂર્ય ઉત્પન્ન થયો. શ્રોત્રથી વાયુ અને પ્રાણ ઉત્પન્ન થયા. અને મુખથી અગ્નિ ઉત્પન્ન થયો. ૧૩

नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णोद्यौः समवर्त्तत ।
पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकाँर अकल्पयन् ॥ यजुः ॥१४॥

તેની નાભીમાંથી અન્તરિક્ષ, શીર્ષમાંથી સ્વર્ગ, પાદમાંથી ભૂમી, શ્રોત્રમાંથી દિશાઓ, તથા મહ જન તપ સત્ય અને બ્રહ્મલોકાદિ ઉત્પન્ન થયાં. આ પ્રમાણે કલ્પવામાં આવ્યું (ગુણ સામાન્યથી આ પ્રમાણે કલ્પના કરી.) ૧૪

यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत ।
वसन्तोऽस्यासीदाज्यं ग्रीष्म इध्मः शरद्धविः ॥ यजुः ॥१५॥

જ્યારે દેવતાઓએ પરમાત્મા પ્રીત્યર્થ આહુતિથી યજ્ઞ કર્યો, ત્યારે વસન્ત રૂપી ઘી ગ્રીષ્મરૂપી ઈન્ધન અને શરદરૂપી હવિનો ઉપયોગ કર્યો. ૧૪

सप्तास्यासन् परिधयस्त्रिःसप्तसमिधः कृताः ।
देवा यद्यज्ञं तन्वाना अबध्नन् पुरुषं पशुम् ॥ यजुः ॥१६॥

જીવાત્માને પરમાત્મા સાથે જોડીને દેવતાઓ જે યજ્ઞમાં પ્રવૃત્ત થયા, તેમાં તેમણે સાત પરિધિઓ અને એકવીસ સમિધનો ઉપયોગ કર્યો. સાત પરિધિઓ એટલે સપ્ત લોક; અને એકવીસ સમિધ એટલે અંતઃકરણ યુક્ત જીવાત્મા, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ તન્માત્રા અને પાંચ મહાભૂત મળીને એકવીશ તત્વ જે સૃષ્ટિની સામગ્રી છે તે સમજવાં. ૧૬

यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् ।
तेह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः॥यजुः॥१७॥

આ પ્રમાણે યજ્ઞ કરીને દેવતાઓએ પરમાત્માનું યજન કર્યું, અને તેથી યજ્ઞ અને તેની ક્રિયાઓ પ્રથમ ધર્મો ગણાયા. આ ધર્મોના અનુષ્ઠાનથી પૂર્વકાળમાં દેવતાઓએ અને સિદ્ધોએ મહિમા પ્રાપ્ત કરી જ્યાંથી પુનરાવૃત્તિ થતી નથી તેવો મોક્ષ પ્રાપ્ત કર્યો. ( પુરૂષસૂક્ત સમાપ્ત. ) ૧૭

तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः ।
आकाशाद्वायुः वायोरग्निः अग्नेरापः ॥
अद्भ्यः पृथिवी पृथिव्या ओषधयः ।
ओषधीभ्योऽन्नम् अन्नात्पुरुषः ॥ तैत्तिरीय. ॥ १८ ॥

તે પરમાત્માથી આકાશ ઉત્પન્ન થયું. આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ, જળમાંથી પૃથ્વી, પૃથ્વી-માંથી ઔષધી, ઔષધીમાંથી અન્ન, અને અન્નમાંથી પુરૂષો ઉત્પન્ન થયા. ( આ સ્થાને પુરૂષનો અર્થ શરીરયુક્ત જીવા-ત્માઓ છે. ) ૧૮

आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ मनुः ॥ १९ ॥

પ્રથમ આ વિશ્વ અંધકારમય અપ્રજ્ઞાત લક્ષણરહિત તર્કથી તથા સ્વરૂપથી અગમ્ય અને સર્વત્ર નિદ્રામાં લીન હતું. ૧૯

ततः स्वयंभुर्भगवानव्यक्तं व्यञ्जयन्निदम् ।
महाभूतादिवृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥ मनुः ॥२०॥

તે પછી સ્વયંભુ પરમાત્મા આ અવ્યક્તને વ્યક્ત કરી અંધકારનો નાશ કરી પંચ મહાભૂતાદિ બળથી યુક્ત થઇ પોતે પોતાની મેળેજ પ્રકટ થયા. ૨૦

यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ।
तद्विसृष्टः स पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥ मनुः ॥२१॥

તે અવ્યક્ત નિત્ય સદસદાત્મક કારણથી સરજાયલો પુરૂષ લોકમાં બ્રહ્મા કહેવાય છે. ૨૧

उद्ववर्हात्मनश्चैव मनः सदसदात्मकम् ।
मनसश्चाप्यहंकारमभिमन्तारमीश्वरम् ॥ मनुः ॥ २२ ॥

તેણે પોતાના આત્મામાંથી સદસદાત્મક મનને ઉત્પન્ન કર્યું. અને મનમાંથી અભિમાન યુક્ત અહંકારને ઉત્પન્ન કર્યો. ૨૨

महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानि च ।
विषयाणां ग्रहीतॄणि शनैः पञ्चेन्द्रियाणि च ॥ मनुः ॥२३॥

તેણે અનુક્રમે મહત્તત્વ (અર્થાત્ પ્રકૃતિ) અને સત્વ રજ તથા તમોગુણથી યુક્ત વિષયોનું ગ્રહણ કરનારી પાંચ જ્ઞાનેન્દ્રિયોને ઉત્પન્ન કરી. ૨૩

सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ।
वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे ॥ मनुः ॥ २४ ॥

તેણે આદિમાં વેદ શબ્દથીજ સર્વનાં પૃથક્ પૃથક્ નામ અને કર્મ તથા પૃથક્ સંસ્થાઓ નિર્માણ કરી. ૨૪

अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ।
दुदोह यज्ञसिद्ध्यर्थं ऋग्यजुःसामलक्षणम् ॥ मनुः ॥२५॥

યજ્ઞની સિદ્ધિસારૂ અગ્નિથી ઋગ્વેદ, વાયુથી યજુર્વેદ, અને સૂર્યથી સામવેદ, એમ ત્રણ વિભાગ યુક્ત સનાતન વેદને પ્રકટ કર્યો. ૨૫

लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ।
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत ॥ मनुः ॥२६॥

લોકની વૃદ્ધિને સારૂ મુખથી બ્રાહ્મણને, બાહુથી ક્ષત્રિયને, ઊરૂથી વૈશ્યને, અને પાદથી શૂદ્રને ઉત્પન્ન કર્યા. ૨૬

यदा स देवोजागर्ति तदेदं चेष्टते जगत् ।
यदा स्वपिति शान्तात्मा तदा सर्वं निमीलति ॥ मनुः ॥२७॥

જ્યારે બ્રહ્મા જાગૃત અવસ્થામાં હોય છે ત્યારે આ જગત પ્રવર્તે છે; અને જ્યારે તે શાન્ત થઈ સુવે છે ત્યારે આ સર્વનો લય થાય છે. ૨૭

निमेषा दश चाष्टौ च काष्ठा त्रिंशत्तु ताः कला।
त्रिंशत्कला मुहूर्तः स्यादहोरात्रं तु तावतः ॥ मनुः ॥२८॥

આંખના પલકારા જેટલા સમયને નિમેષ કહે છે. આવા અરાઢ નિમેષની એક કાષ્ઠા થાય છે. ત્રીસ કાષ્ઠાની એક કલા, ત્રીસ કલાનું એક મુહૂર્ત, અને ત્રીસ મુહૂર્તનો એક અહોરાત્ર થાય છે. ૨૮

अहोरात्रे विभजते सूर्यो मानुषदैविके।
रात्रिः स्वप्नाय भूतानां चेष्टायै कर्मणामहः ॥ मनुः ॥२९॥

માનુષ અને દૈવિક અહોરાત્રના વિભાગ સૂર્ય કરે છે. તેમાં શયનને સારૂ રાત્રિ અને કર્મ ચેષ્ટા સારૂ દિવસ છે. ૨૯

पित्र्ये रात्र्यहनी मासः प्रविभागस्तु पक्षयोः।
कर्मचेष्टास्वहः कृष्णः शुक्लः स्वप्नाय शर्वरी ॥ मनुः ॥३०॥

મનુષ્યોનો એક માસ તે પિતૃઓનો અહોરાત્ર ગણાય છે. તેમાં કર્મ કરવા સારૂ દિવસ કૃષ્ણ પક્ષ છે, અને શયનને સારૂ રાત્રિ શુકલપક્ષ છે. ૩૦

दैवे रात्र्यहनी वर्षं प्रविभागस्तयोः पुनः।
अहस्तत्रोदगयनं रात्रिः स्याद्दक्षिणायनम् ॥ मनुः ॥३१॥

મનુષ્યોના એક વર્ષ બરોબર દેવતાઓનો એક અહોરાત્ર ગણાય છે. તેમાં ઉત્તરાયન દિવસ છે અને દક્ષિણાયન રાત્રિ છે. ૩૧

चत्वार्याहुः सहस्राणि वर्षाणां तु कृतं युगम्।
तस्य तावच्छती संध्या संध्यांशश्च तथाविधः ॥ मनुः ॥३२॥

દેવતાઓનાં ચારહજાર વર્ષનો કૃતયુગ થાય છે. તે યુગની સંધ્યા ચારસો વર્ષની છે, તથા સંધ્યાંશ પણ ચારસો વર્ષનો છે. ૩૨

इतरेषु ससंध्येषु ससंध्यांशेषु च त्रिषु ।
एकापायेन वर्त्तन्ते सहस्राणि शतानि च ॥ मनुः ॥३३॥

ત્રેતાયુગનાં ત્રણ હજાર વર્ષ, તેની સંધ્યાનાં ત્રણસો વર્ષ અને સંધ્યાંશનાં ત્રણસો વર્ષ ગણાય છે. દ્વાપરયુગનાં બેહજાર વર્ષ, તેની સંધ્યાનાં બસો વર્ષ, અને સંધ્યાંશનાં બસો વર્ષ ગણાય છે. કલિયુગનાં એક હજાર વર્ષ, તેની સંધ્યાનાં સો વર્ષ, અને સંધ્યાંશનાં સો વર્ષ ગણાય છે. આ પ્રમાણે એક ચતુર્યુગનાં બાર હજાર દેવતાઓનાં વર્ષ થાય છે. મનુષ્યનું એક વર્ષ તે દેવતાઓના એક દિવસ બરોબર ગણતાં એક ચતુર્યુગનાં મનુષ્યનાં ૧૨૦૦૦×૩૬૦=૪૩૨૦૦૦૦ વર્ષ થાય છે. ૩૩

यदेतत्परिसंख्यातमादावेव चतुर्युगम् ।
एतद् द्वादशसाहस्रं देवानां युगमुच्यते ॥ मनुः ॥३४॥

ઉપર જે ચતુર્યુગની ગણત્રી જણાવી તે ચતુર્યુગનો એક દેવયુગ થાય છે. ૩૪

दैविकानां युगानां तु सहस्रं परिसंख्यया ।
ब्राह्ममेकमहर्ज्ञेयं तावतीं रात्रिमेव च ॥ मनुः ॥३५॥

એક હજાર દૈવયુગનો એક બ્રહ્માનો દિવસ થાય છે. અને એક હજાર દૈવ યુગની એક બ્રહ્માની રાત્રિ થાય છે. ૩૫

यत्प्राग् द्वादशसाहस्रमुदितं दैविकं युगम् ।
तदेकसप्ततिगुणं मन्वन्तरमिहोच्यते ॥ मनुः ॥३६॥

ઉપર ૧૨૦૦૦ દૈવ વર્ષનો એક દૈવ યુગ જણાવ્યો, તેવા ૭૧ દૈવ યુગનો એક મન્વન્તર થાય છે. ૩૬

मन्वन्तराण्यसंख्यानि सर्गः संहार एव च ।
क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनः पुनः ॥ मनुः ॥३२॥

બ્રહ્મા અસંખ્ય મન્વન્તર, અસંખ્ય સૃષ્ટિ, અને અસંખ્ય પ્રલય વારંવાર ક્રીડાવત્ કરે છે. ૩૭

## પ્રકરણ ૨ જું.

### ધર્મનું લક્ષણ વિગેરે.

यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥ वैशेषिक. ॥ १ ॥

જેના અનુષ્ઠાનથી લૌકિક તથા પારમાર્થિક સુખની સિદ્ધિ થાય છે, તે ધર્મ. ૧

सुखाभ्युदयिकं चैव नैःश्रेयसिकमेव च ।
प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥ मनुः ॥ २ ॥

સુખનો અભ્યુદય કરનાર (અર્થાત્ લૌકિક સુખ પ્રાપ્ત કરાવનાર) પ્રવૃત્ત, અને મોક્ષની પ્રાપ્તિ કરાવનાર નિવૃત્ત, એવું બે પ્રકારનું વૈદિક કર્મ છે. ૨

इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ।
निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥ मनुः ॥ ३ ॥

આ લોક તથા પરલોકમાં ભોગ ભોગવવાની કામનાથી જે કર્મ કરવામાં આવે છે, તેને પ્રવૃત્તકર્મ કહે છે. અને જે નિ-ષ્કામ તથા જ્ઞાનપૂર્વક કરવામાં આવે છે, તેનેજ નિવૃત્ત કહે છે. આવી રીતે અભ્યુદય અને નિઃશ્રેયસ પ્રાપ્ત કરાવનાર કર્મો પ્રતિપાદન કરનારાં વેદવચનો ધર્મ કહેવાય છે. ૩

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥ मनुः ॥ ४ ॥

મંત્ર બ્રાહ્મણાત્મક વેદને શ્રુતિ કહે છે, અને ધર્મશાસ્ત્રને સ્મૃતિ કહેવામાં આવે છે. આ બે ધર્મની ઉત્પત્તિનાં સ્થાન છે, અને સર્વ અર્થમાં તે નિર્વિવાદ છે. ૪

योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद्द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥ मनुः ॥ ५ ॥

જે દ્વિજ ન્યાયશાસ્ત્રનો આશ્રય લઇ શ્રુતિ અને સ્મૃતિની

અવગણના કરેછે, તેને નાસ્તિક અને વેદનિન્દક ગણીને, સજ્જનોએ તેનો બહિષ્કાર કરવો. ૫

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः।
एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ मनुः ॥ ६ ॥

વેદ, સ્મૃતિ, સદાચાર, અને પોતાના આત્માનું કલ્યાણ, આ ચાર સાક્ષાત્ ધર્મનાં લક્ષણ છે, એવો ઋષિઓનો મત છે. ૬

श्रुतिद्वैधं तु यत्र स्यात्तत्र धर्मावुभौ स्मृतौ।
उभावपि हि तौ धर्मौ सम्यगुक्तौ मनीषिभिः ॥ मनुः ॥ ७ ॥

જે બાબત વિષે શ્રુતિમાં બેજાતના મત હોય, ત્યાં બે ધર્મ સમજવા, એવો વિદ્વાનોનો મત છે. ૭.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥ मनुः ॥ ८ ॥

ધૈર્ય, ક્ષમા, ઇંદ્રિયદમન, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણ છે. ૮

सत्यमस्तेयमक्रोधो ह्रीः शौचं धीर्धृतिर्दमः।
संयतेंद्रियता विद्या धर्मः सर्व उदाहृतः ॥ याज्ञ. ॥ ९ ॥

સત્ય, અસ્તેય, અક્રોધ, વિનય, શૌચ, બુદ્ધિ, ધૈર્ય, ઇંદ્રિય સંયમ, અને વિદ્યા, એ સર્વ ધર્મ છે. ૯

आचारः परमोधर्मः श्रुत्युक्तः स्मार्त एव च।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥मनुः॥१०॥

શ્રુતિ અને સ્મૃતિમાં જણાવેલો સદાચાર પરમ ધર્મ છે, તેથી પોતાના આત્માનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખનાર દરેક દ્વિજે સદાચારયુક્ત રહેવું. ૧૦

आचाराद्विच्युतोविप्रो न वेदफलमश्नुते।
आचारेण तु संयुक्तः सम्पूर्णफलभाग्भवेत् ॥ मनुः ॥ ११ ॥

આચારથી ભ્રષ્ટ થયેલો વિપ્ર વેદમાં જણાવેલું કર્મોનું ફળ પ્રાપ્ત કરી શકતો નથી, પણ જે સદાચારયુક્ત છે તે સંપૂર્ણ ફળ પ્રાપ્ત કરે છે. વેદના મંત્રોની અદ્‌ભુત શક્તિઓ માત્ર જે મનુષ્ય આચારયુક્ત હોય છે તેજ પ્રાપ્ત કરી શકે છે. મંત્રના પ્રભાવથી અગ્નિ ઉત્પન્ન કરવો, મંત્રના પ્રભાવથી ખાલી પાત્ર જળથી ભરી દેવું, મંત્રના પ્રભાવથી સર્પ વીંછી આદિ ઝેરી પ્રાણીઓનું વિષ ઉતારવું, ઇત્યાદિ સામર્થ્ય માત્ર સદાચારયુક્ત પુરૂષજ પ્રાપ્ત કરી શકે છે. ૧૧

**इज्याचारदमाहिंसादानस्वाध्यायकर्मणाम् ।**
**अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् ॥ याज्ञ. ॥ १२ ॥**

યજ્ઞ સદાચાર ઇંદ્રિયદમન અહિંસા દાન અને સ્વાધ્યાય કરતાં પણ યોગાનુષ્ઠાનથી આત્મદર્શન કરવું, એ પરમ ધર્મ છે. આનો અર્થ એવો નથી કે મનુષ્યોએ યજ્ઞાદિ કર્મોનો ત્યાગ કરવો. યજ્ઞાદિ કર્મો આત્મદર્શન પ્રાપ્ત કરવાનાં સાધન છે, એમ પતંજલિ યોગદર્શનમાં કહે છે. તેથી તેમને સાધન તરીકે માની તેમનું સમ્યક્ અનુષ્ઠાન કરી અષ્ટાંગ યોગથી આત્મદર્શન કરવા તરફ મનુષ્યે સર્વદા વૃત્તિઓને પ્રેરવી. **योगश्चित्तवृत्तिनिरोधः** ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તેને યોગ કહે છે. **तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्** તે સમયે આત્મા પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે. **वृत्तिसारूप्यमितरत्र । प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः ।** પ્રમાણ જ્ઞાન મિથ્યાજ્ઞાન વિકલ્પ નિદ્રા અને સ્મૃતિ એ પાંચ વૃત્તિઓનાં રૂપને બીજી અવસ્થાઓમાં ચિત્ત ધારણ કરે છે. માત્ર નિરૂદ્ધાવસ્થામાં ચિત્તવૃત્તિઓનો નિરોધ થવાથી આત્મા પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે. **अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ।** અભ્યાસ અને વૈરાગ્યથી ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે. જે મનુષ્યો ચંચળ ચિત્તવાળા છે, તેમને ક્રિયા યોગનું અનુષ્ઠાન કરવું પડે છે. **तपः स्वाध्यायेश्वर-**

प्रणिधानानि क्रियायोगः । ચાન્દ્રાયણાદિ તપ, વેદાધ્યયન અને ઈશ્વરની ભક્તિ એ ક્રિયાયોગ છે. તેનાથી સમાધિ સિદ્ધ થાય છે, અને અવિદ્યા અહંકાર રાગ દ્વેષ અને અનિત્ય વસ્તુઓમાં આસક્તિ એ પાંચ કલેશ ક્ષીણુ થાય છે. આ પાંચ કલેશનું મૂળ કારણુ અવિદ્યા છે. અષ્ટાંગ યોગથી શારીરિક અને માનસિક અશુદ્ધિનો ક્ષય થવાથી વિવેકજ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તે વિવેકજ્ઞાન અવિદ્યાનો સમૂલ નાશ કરે છે, તથા મનુષ્યને કૈવલ્ય પ્રાપ્ત કરાવે છે. આ અષ્ટાંગ યોગ બ્રહ્મચર્યાશ્રમધર્મમાં યથાસ્થાને વર્ણુવવામાં આવ્યો છે.

---

## પ્રકરણુ ૩ જું.

### સંસ્કાર.

गर्भाधानमतश्च पुंसवनकं सीमन्तजाताभिधे
नामाख्यं सह निष्क्रमेण च तथान्नप्राशनं कर्म च ।
चूडाख्यं व्रतबंधकेऽप्यथ चतुर्वेदव्रतानां पुरः
केशांतः सविसर्गकः परिणयः स्यात्षोडशी कर्मणाम् ॥
॥ संस्कार भास्कर ॥ १ ॥

ગર્ભાધાન, પુંસવન, સીમંત, જાતકર્મ, નામકર્મ, નિષ્ક્રમણુ, અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન, ચાર વેદ વ્રત, કેશાંત, સમાવર્તન, અને વિવાહ, એમ સોળ સંસ્કાર છે. સંસ્કારથી મનુષ્યનું શરીર વાણી અને મન શુદ્ધ થાય છે. આત્મજ્ઞાન જેવા સૂક્ષ્મ વિષયો સમજવાને આવી શુદ્ધિ આવશ્યક છે. યાજ્ઞવલ્ક્ય કહે છે કે, " मलिनो हि यथादर्शो रूपालोकस्य न क्षमः । तथा विपक्वकरण आत्मज्ञानस्य न क्षमः ॥ " જેવી રીતે મલિન દર્પણુમાં મુખાકૃતિ જોઇ શકાતી નથી, તેમ વિપકવ અન્તઃકરણુમાં આત્મજ્ઞાન અનુભવી શકાતું નથી. શાસ્ત્રોક્ત સંસ્કાર હીન થઈ જવાથીજ વર્તમાનકાળમાં મનુષ્યો

સર્વ પ્રકારથી નિર્માલ્ય થઇ ગયા છે, અને સર્વ જ્ઞાનથી વિહીન થઇ ગયા છે.

ब्रह्मक्षत्रियविट्शूद्राः वर्णास्त्वाद्यास्त्रयोद्विजाः ।
निषेकाद्याः स्मशानांतास्तेषां वै मन्त्रतः क्रियाः ॥ याज्ञ. ॥ २ ॥

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોમાંથી પ્રથમના ત્રણ વર્ણ દ્વિજ કહેવાય છે, અને ગર્ભાધાનથી અંત્યેષ્ટિ સુધીની સર્વ ક્રિયાઓ તેમને વેદમંત્રથી કરાવવામાં આવે છે. ૨.

गर्भाधानं ऋतौ पुंसः सवनं स्पन्दनात्पुरा ।
षष्ठेऽष्टमे वा सीमंतो मास्येते जातकर्म च ॥ याज्ञ. ॥ ३ ॥

ઋતુકાળમાં ગર્ભાધાન સંસ્કાર, ગર્ભ ફરકયા પહેલાં પુંસવન સંસ્કાર, છઠ્ઠે અથવા આઠમે માસે સીમન્ત, અને જનમ્યા પછી જાતકર્મ સંસ્કાર કરવામાં આવે છે. ૩

अहन्येकादशे नाम चतुर्थे मासि निष्क्रमः ।
षष्ठेऽन्नप्राशनं मासि चूडा कार्या यथाकुलम् ॥ याज्ञ. ॥ ४ ॥

અગિયારમે દિવસે નામકર્મ, ચતુર્થમાસે નિષ્ક્રમણ, છઠ્ઠે માસે અન્નપ્રાશન, અને કુલાચાર પ્રમાણે ચૌલ સંસ્કાર કરવામાં આવે છે. ૪.

एवमेनः शमं याति बीजगर्भसमुद्भवम् ।
तूष्णीमेताः क्रियाः स्त्रीणां विवाहस्तु समन्त्रकः ॥ याज्ञ. ॥ ५ ॥

આવી રીતે સંસ્કાર કરવાથી બીજના અને ગર્ભના દોષ શાન્ત થાય છે. સ્ત્રીઓને આ સંસ્કારો મન્ત્ર રહિત કરવામાં આવે છે, પણ વિવાહ સમન્ત્ર થાય છે. ૫.

## ॥ १ ॥ गर्भाधान संस्कार ॥

अथर्तुमती स्त्री नूतनवस्त्रादिकं परिधाय शुभासने प्राङ्मुखमुपविशेत् । कर्ता प्रावरभ्यंगस्नानं कृत्वा तया सह उपविश्य आचम्य

प्राणानायम्य देशकालौ संकीर्त्य अस्याः मम भार्यायाः प्रथमगर्भाति-शयद्वारा अस्यां जनिष्यमाण सर्वगर्भाणां बीजगर्भसमुद्भवैनोनि-बर्हणार्थं गर्भाधानाख्यसंस्कारमहं करिष्ये । इति संकल्प्य सूर्यावलोकनं नमस्कारश्च कुर्यात् ॥ सं० भा० ॥ १ ॥

ઋતુના ચાર દિવસ થઇ ગયા પછી શુભ દિવસે સ્ત્રીએ નવાં વસ્ત્ર આભૂષણ વિગેરે પહેરી સુંદર આસન ઉપર પૂર્વ દિ-શામાં મુખ રાખી બેસવું. તેના પતિએ સવારમાં અભ્યંગ સ્ના-ન અર્થાત સુગંધી તેલ ચોળીને સ્નાન કરવું, અને પછી તેની સ્ત્રી સાથે બેસી આચમન અને પ્રાણાયામ કરી દેશ અને કાળનું સ્મરણ કરી, ‘ મારી સ્ત્રીમાં પ્રથમ ગર્ભથી આરંભી જેટલા ગર્ભ ઉત્પન્ન થશે તેમના બીજ તથા ગર્ભના સર્વ દોષ નષ્ટ કરવા ગર્ભાધાન નામનો સંસ્કાર હું કરૂં છું, ’ એમ સંકલ્પ કરવો. પ-છી પોતાના વેદના મંત્ર ભણી સૂર્યને દંપતીએ નમસ્કાર કરવા. (સંકલ્પથી ઇચ્છા શક્તિ ( Will power ) ને પુષ્ટિ મળે છે.) ૧

ततः सायंकालीनं नित्यं संपाद्योभौ श्वेतवस्त्रधारणानुलेपन-माल्याभरणालंकृतौ सदीपशयनागारे प्रविश्य तत्र सुप्रसारितशय्या-मारुह्य सुमुहूर्ते प्राक्शिरः शयितां स्त्रियमुत्तानां कृत्वा भर्ता तस्या नाभिदेशे हस्तं दत्वाभिमृश्य जपेत् । ॐ ब्रह्मा गर्भं दधातु ते ॥ ॥ सं० भा० ॥ २ ॥

પછી સાયંકાલે સાયંહોમ ઇત્યાદિ કર્મ કરી બેઉ જણે શ્વેત વસ્ત્ર ધારણ કરી, અત્તરઆદિ સુગંધી પદાર્થોનો શ-રીરે લેપ કરી, સુગંધી પુષ્પોની માળાઓ તથા અલંકાર પહેરી, દીપયુક્ત શયનમંદિરમાં પ્રવેશ કરી, સારી રીતે પાથરેલી શ-ય્યામાં બેસવું. સારા મુહૂર્ત વખતે પૂર્વદિશામાં માથું રાખી સુતે-લી સ્ત્રીને ચતી સુવાડી તેની નાભિ ઉપર હસ્ત ફેરવી ‘ ઇશ્વર તને ગર્ભધારણ કરાવો, ’ એમ મંત્ર જપવો. પછી અભિગમન કરવું.

સારીસંતતિ ઉત્પન્ન કરવા સારૂ ઉપર જણાવેલી વિધિ આવ-શ્યક છે, એમ પાશ્ચાત્યો પણ કબૂલ કરે છે. ૨.

सा यदि गर्भं न दधीत सिंह्याः श्वेतपुष्प्या उपोष्य पुष्येण मूलमुत्थाप्य चतुर्थेऽहनि स्नातायां निशायामुदपेषं पिष्ट्वा दक्षिणस्यां नासिकायामासिंचति । इयमौषधी त्रायमाणा सहमाना सरस्वती अस्या अहं बृहत्याः पुत्रः ।पितुरिव नाम जग्रभामिति ॥ पारस्कर. ॥३॥

જો સ્ત્રી ગર્ભ ધારણ ના કરે તો જે દિવસે પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે ઉપવાસ કરી શ્વેતપુષ્પ વાળી સિંહીનું (રિંગણિકા, કણ્ટાલિકા કણ્ટકારિકા વિગેરે પર્યાય ટિકાકારો આપે છે) મૂળ ઉખાડીને લાવવું. સ્ત્રી રજોદર્શનથી ચતુર્થ દિવસે સ્નાન કરી શુદ્ધ થાય, તે રાત્રિએ પેલા મૂળને પાણી સાથે વાટીને તેના રસનાં થોડાંક ટીપાં સ્ત્રીની જમણી નાસિકામાં પાડવાં. તે વખતે મંત્ર ભણવો, કે, 'દોષનો નાશ કરનારી તથા ગુણનું ગ્રહણ કરાવનારી, યથાવિધિ પ્રયોગ કરનારનું રક્ષણ કરનારી, બલિષ્ઠ અને જળમાં ઉત્પન્ન થનારી ઔષધીનું, જેવી રીતે પુત્ર પોતાના રક્ષણાર્થે પિતાનું નામ લે છે, તેવી રીતે હું નામ લઉંછું. તે મારા વંશની વૃદ્ધિ કરો.' ૩

અભિગમનના નિયમોનું જૂદું પ્રકરણ છે, તે જોવાથી અ-ભિગમન વિધિસમજાશે.

## ॥ २ ॥ पुंसवन ॥

अथ पुंसवनम् । पुरा स्पंदत इति मासे द्वितीये तृतीये वा । यदहः पुंसा नक्षत्रेण चन्द्रमा युज्येत तदहरुपवास्याहतेवाससी परिधाप्य न्यग्रोधावरोहाञ्छुङ्गाँश्च निशायामुदपेषं पिष्ट्वा पूर्ववदासेचनम् हिरण्यगर्भोऽद्भ्यः संभृत इत्येताभ्याम् । कुशकण्टकं सोमांशुश्चैके ॥ पारस्कर. ॥ ४ ॥

ગર્ભ ફરકતા પહેલાં બીજે અથવા ત્રીજે માસે આ સં-

સ્કાર થાય છે. જે દિવસે ચંદ્રમા શ્રવણ પુષ્ય પુનર્વસુ હસ્ત અભિજીત મૂળ મૃગશિર ઉત્તરાભાદ્રપદ અનુરાધા અને અશ્વિનીમાંથી કોઈ પણ પુરૂષ નક્ષત્રનો હોય, તે દિવસે ઉપવાસ કરી નવાં વસ્ત્ર પહેરી સવારમાંથી લાવી રાખેલા વડના અવરોહ તથા અંકુરને પાણીની સાથે વાટીને પૂર્વવત્ સ્ત્રીના જમણા નાકમાં તેના રસનાં ટીપાં પાડવાં. તે વખતે પ્રથમ પ્રકરણમાં આપેલો

ॐ हिरण्य गर्भः ०, અને ॐ अभ्द्यः संभृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणःसमवर्त्तताग्रे । तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥, એ બે મંત્રો ઇશ્વરની સ્તુતિ કરવા ભણવા. કેટલાક આચાર્યોનો એવો મત છે કે વડના અવરોહ અને અંકુર વાટતી વખતે તેની સાથે દર્ભનું મૂળ તથા સોમલતાની ડાંખ. બીઓને પણ વાટવી. ૪

तृतीये गर्भमासे तिष्येणोपोषितायाः सरूपवत्साया गोर्दधनि द्वौ द्वौ माषौ यवं च दधिप्रसृतेन प्राशयेत् । किं पिबसि किं पिबसीति पृष्ट्वा पुंसवनं पुंसवनमिति त्रिः प्रतिजानीयात् । एवं त्रीन्प्रसृतान् ॥ आश्व० ॥ ५ ॥

ગર્ભરહ્યા પછી ત્રીજે માસે જ્યારે પુષ્ય નક્ષત્ર હોય, ત્યારે ઉપવાસ કરાવેલી અને તેના સમાન રૂપવાળા વત્સવાળી ગાયના દહીમાં બે અડદના દાણા તથા એક જવનો દાણો નાંખી, પાશેર દહીં સ્ત્રીને પાવું. આવી રીતે ત્રણ વખત પાવું. પતિએ ત્રણે વખત પૂછવું કે તું શું પીએ છે ? ત્યારે સ્ત્રીએ જવાબ આપવો કે પુંસવન. આશ્વલાયનના મત પ્રમાણે આ સંસ્કાર થયા પછી ગર્ભસ્રાવ ના થાય તે સારૂ, ૫.

अथास्यै दक्षिणस्यां नासिकायामजीतामौषधीं नस्तः करोति । प्रजावज्जीवपुत्राभ्यां हैके । आ ते गर्भो योनिमैतु पुमान् बाण इवेषुधिम् । आवीरो जायतां पुत्रस्ते दशमास्यः ॥ आश्व० ॥ ६ ॥

—સ્ત્રીની જમણી નાસિકામાં દુર્વાના રસનાં ટીપાં પાડે છે. તે વખતે કેટલાક, ' પુત્રપ્રજા પ્રાપ્ત કરી ઘણું જીવ ' એમ કહે છે, અને કેટલાક, ' જેવી રીતે બાણ ભાથામાં દાખલ થાય છે તેવી રીતે પુરૂષગર્ભ તારામાં દાખલ થાઓ, અને દશમાસે તું એક વીર પુત્રનો જન્મ આપ ' એમ કહે છે. ૬.

પાશ્ચાત્યો જેને will power કહે છે, તેનાજ બળ ઉપર આ સંસ્કારોનો આધાર છે. દરેક કર્મોના પ્રારંભમાં સંકલ્પ કરવાથી will power એકત્ર થાયછે, અને તેમ થવાથી તેનું બળ વધેછે; અને પછીથી જે જે કર્મો કરવામાં આવે છે તે મિથ્યા થતાં નથી, પણ સિદ્ધ થાય છે.

આ સંસ્કાર યથાકાલે ના થાય, તો જે દિવસે સીમન્ત સંસ્કાર કરવાનો હોય, તે દિવસે કરવો.

## ॥ ३ ॥ सीमन्तोन्नयन ॥

अथ सीमन्तोन्नयनम् । पुंसवनवत् । प्रथमगर्भे मासे षष्ठेऽष्टमे वा। तिलमुद्गमिश्रं स्थालीपाकं श्रपयित्वा प्रजापतेर्हुत्वा पश्चादग्नेर्भद्रपीठ उपविष्टायां युग्मेन सटालुग्रप्सेनौदुम्बरेण त्रिभिश्च दर्भपिञ्जूलैस्त्रयेण्या शलल्या वीरतरशङ्कुना पूर्णचात्रेण च सीमन्तमूर्ध्वं विनयति भूर्भुवः स्वरिति । त्रिवृतमाबध्नाति। अयमूर्जावतो वृक्ष उर्ज्जीव फलिनी भवेति। अथाह वीणागाथिनौ राजानं सङ्गायेतां यो वाप्यन्यो वीरतर इति । ततो ब्राह्मणभोजनम् ॥ पारस्कर. ॥ ७ ॥

પુંસવનસંસ્કાર પ્રમાણે ઉપવાસાદિ કરી પુષ્યાદિ નક્ષત્ર હોય તે દિવસે નૂતન વસ્ત્રાલંકાર ધારણ કરી સંકલ્પ કરવો. સીમન્તોન્નયનસંસ્કાર પ્રથમ ગર્ભે છઠ્ઠે અથવા આઠમે માસે કરવો, અને પછીના ગર્ભ સમયે ગમે ત્યારે શુભ નક્ષત્રાદિ જોઇ કરવો. કેટલાકનો એવો મત છે કે માત્ર પ્રથમ ગર્ભ સમયેજ આ સંસ્કાર કરવાથી સર્વ ગર્ભ સંસ્કૃત થાય છે. તલ અને

મગને ભેગા કરી તેને ચોખા સાથે રાંધી, તેની અગ્નિમાં આહુતિઓ આપી પ્રજાપતિહોમ કરી, અગ્નિની પશ્ચિમમાં મૃદુ આસન ઉપર બેઠેલી પોતાની સ્ત્રીની સેંથી, અપકવ ફળવાળી ઉદુમ્બરની બે ડાંખળીઓ, ત્રણ દર્ભના પવિત્રો, ત્રણ સ્થળે શ્વેત હોય તેવું શાહુડીનું પીછું, એક નાનું બાણ, તથા સૂતર વીંટેલો રૂકાંતવાનો સોયો (Spindle), આ પાંચ વસ્તુઓથી પાડવી. તે વખતે

ॐ भूर्विनयामि । ॐ भुवार्विनयामि । ॐ स्वर्विनयामि ।

એ પ્રમાણે બોલવું. આનો અર્થ એવો છે કે ઉપર જણાવેલી પાંચ વસ્તુઓનો આશ્રય લઇ હું તને ત્રણ લોકનું સુખ પ્રાપ્ત કરાવું છું. પછી આ પાંચે વસ્તુઓ પતિએ તેના અંબોડા સાથે બાંધવી અને કહેવું કે, 'હે સીમન્તિની, આ બલવાન વૃક્ષની ફળયુક્ત શાખા પ્રમાણે તું પુત્રયુક્ત થા.' તે પછી નોકર મોકલી વીણાથી ગાયન કરનાર દ્વિજને કહેવરાવવું, કે, રાજા સંબંધી અથવા તો કોઇ અતિ પરાક્રમી વીર પુરૂષ સંબંધી ગાયન કર. ગાયન સંપૂર્ણ થયા પછી બ્રહ્મભોજન કરાવવું. ૭

ઉપર જણાવેલી પાંચ વસ્તુઓ અનુક્રમે ઔષધિ તથા ખેતીવાડી, કર્મકાંડ, લેખનવિદ્યા, ક્ષાત્રધર્મ, તથા હુન્નરઉદ્યોગને સૂચવેછે, જેની ઉપર ત્રણ લોકના સુખનો આધાર છે. વીણાગાનથી ગર્ભિણીનું અંતઃકરણ પ્રફુલ્લ થાયછે, અને રાજાઓ તથા પરાક્રમી પુરૂષોનાં ગાયનોના સંસ્કાર ગર્ભ ઉપર પડવાથી ગર્ભ સંસ્કૃત થાય છે. વીણા તથા ગાયનનો ઉપયોગ થાય તોજ આ સંસ્કાર પરિપૂર્ણ થાય છે. વીણા તથા ગાયનનો વિશેષ પ્રચાર થવો આવશ્યક છે. અર્થાત્ પાંચ માસ થયા પછી સારા અથવા નઠારા જેવા સંસ્કાર ગર્ભિણી ઉપર પાડવામાં આવે છે, તેવાજ સંસ્કાર ગર્ભ ઉપર પડે છે.

નિર્ણયસિંધુમાં શીઘ્રપ્રસવનો ઉપાય આ પ્રમાણે આપેલો છે. ॥ ॐ ह्रीं ॐ स्वाहा ॥ એ મંત્ર ભણી દુર્વાના અંકુરથી તલ-

નું તેલ સોવાર અથવા હજારવાર મંત્રી સ્ત્રીને કિંચિત પાવું અને કિંચિતનો ગર્ભને લેપ કરવો, જેથી સુખે પ્રસવ થશે.

॥ ४ ॥ जातकर्म ॥

सोष्यन्तीमद्भिरभ्युक्षति । एजतु दशमास्यो गर्भो जरायुणा सह । यथाऽयं वायुरेजति यथा समुद्रऽएजति । एवायन्दशमास्योऽअस्रज्जरायुणा सह ॥ पारस्कर. ॥ ८ ॥

પ્રસવકાળે एजतु० એ મંત્રથી સ્ત્રીનું માર્જન કરવું. "પડદા સાથે દશ માસનો ગર્ભ ચલાયમાન થાઓ. જેમ વાયુ અને સમુદ્ર ચલાયમાન થાય છે, તેમ આ દશ માસનો ગર્ભ પ્રસવ થવાસારૂ પડદા સાથે ચલાયમાન થાઓ." ૮.

सोष्यन्तीमद्भिरभ्युक्षति । यथा वायुः पुष्करिणीं समिङ्गयति सर्वतः । एवा ते गर्भ एजतु सहावैतु जरायुणा । इन्द्रस्यायं व्रजः कृतः सार्गलः सपरिश्रयः । तमिन्द्र निर्जहि गर्भेण सावरां सहेति ।बृहदा०९॥

यथा वायुः० એ મંત્ર ભણીને પ્રસવ કાળે સ્ત્રીની ઉપર પતિએ જળનું પ્રોક્ષણ કરવું, જેથી સુખે પ્રસવ થાય. "જેવી રીતે વાયુ સરોવરને સર્વ દિશામાં ચલાયમાન કરે છે, તેવી રીતે પડદા સહિત તારો ગર્ભ ચલાયમાન થાઓ. આ જરાયુ (પડદો) જીવાત્માનું નિવાસસ્થાન છે, અને તેને આગળો તથા વાડ છે. હે જીવ, તે જરાયુનો ત્યાગ કર અને ગર્ભ તથા ઓરની સાથે તું બહાર આવ." ૯

जातेऽग्निमुपसमाधायाङ्क आधाय कंसे पृषदाज्यं संनीय पृषदाज्यस्योपघातं जुहोति । अस्मिन्सहस्रं पुष्यासमेधमानः स्वे गृहे । अस्योपसन्द्यां मा च्छैत्सीत्प्रजया च पशुभिश्च स्वाहा । मयि प्राणांस्त्वयि मनसा जुहोमि स्वाहा । यत्कर्मणाऽत्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्वान्स्विष्टं सुहुतं करोतु नः स्वाहेति । अथास्य दक्षिणं कर्णमभिनिधाय वाग्वागिति त्रिः । अथ दधिमधुघृतं संनीयानन्त-

हितेन जातरूपेण प्राशयति । भुस्ते दधामि भुवस्ते दधामि स्वस्ते दधामि भूर्भुवः स्वः सर्वं त्वयि दधामीति । अथास्य नाम करोति वेदोसीति तदस्य तद्गुह्यमेव नाम भवति ॥ बृहदा० ॥ १० ॥

પુત્ર જન્મ થાય ત્યારે અગ્નિ સ્થાપન કરી પુત્રને ખોળામાં લઇ ઘી તથા દહીંને ભેગાં કરી આહુતિઓ આપવી. अस्मिन्सहस्रं० મન્ત્ર ભણી પ્રથમ આહુતિ આપવી. " આ મારા ગૃહમાં મોટો થઈ મારો પુત્ર હજારો મનુષ્યોનું પોષણ કરો. એની સંતતિમાં પ્રજા તથા પશુનો વિચ્છેદ ના થાઓ. " मयिप्राणां० એમંત્ર ભણી બીજી આહુતિ આપવી. " મારામાં જે પ્રાણ શક્તિ છે, તે મારા મનોબળથી હું તને અર્પણ કરૂં-છું. " यत्कर्मणा० એ મંત્ર ભણી ત્રીજી આહુતિ આપવી. " હે વિદ્વાન્ અગ્નિદેવતા, મારાથી જે ન્યૂનાધિક કર્મ થયું હોય, તેને તું શાસ્ત્રાનુકૂલ કરજે. " પછી પુત્રનો જમણો કાન મુખ પાસે લાવી, વાક્ વાક્ વાક્ એમ ત્રણ વાર પિતા બોલે છે. આ પ્રમાણે બોલીને પિતા દહીં મધ અને ઘી ભેગાં કરી સુવર્ણની ચમચીથી

ओं भूस्ते दधामि । ओं भुवस्ते दधामि। ओं स्वस्ते दधामि ।ओं भूर्भुवः स्वः सर्वं त्वयि दधामि ।

એ મંત્રો ભણી ચાર વખત ચટાડે છે. તે પછી પિતા તેને ગુહ્ય નામ કહે છે, કે, ' वेदोऽसि ' તું વેદ છું, અર્થાત્ જ્ઞાન-સ્વરૂપ છું. ૧૦

अथैनं मात्रे प्रदाय स्तनं प्रयच्छति । यस्ते स्तनः शशयो यो मयोभूर्यो रत्नधा वसुविद्यः सुदत्रः । येन विश्वा पुष्यासि वार्याणि सरस्वति तमिह धातवे करिति । अथास्य मातरमभिमन्त्रयते। इलाऽसि मैत्रावरुणी वीरे वीरमजीजनत् । सा त्वं वीरवती भव । याऽस्मान्वीरवतोऽकरदिति । तं वा एतमाहुरतिपिता बताभूरतिपितामहो बता

भूः परमां बत काष्ठां माप्राच्छ्रिया यशसा ब्रह्मवर्चसेन य एवंविदो ब्राह्मणस्य पुत्रो जायत इति ॥ बृहदा० ॥ ११ ॥

પછી પુત્ર તેની માતાને આપી यस्ते स्तनः એ મંત્ર ભણી પોતાની સ્ત્રીના સ્તનને પુત્રના મુખમાં અર્પણ કરે છે. "હે સરસ્વતિ, જેવો તારો સ્તન રસયુક્ત સુખપ્રદ રત્ન ધારણ કરનાર ધન પ્રાપ્ત કરાવનાર તથા ઉત્તમ વસ્તુઓ આપનાર છે, અને જેનાથી વિશ્વના ઉત્તમ આત્માઓનું તું પોષણ કરે છે, તેવો મારી ભાર્યાનો સ્તન મારા પુત્રને સ્તનપાન કરવા સારૂ કર." પછી ઇલાऽસિ० મંત્ર ભણી સ્રીનું અભિમંત્રણ કરે છે.

मंत्रमुच्चारयन्नेव मंत्रार्थत्वेन संस्मरेत् ।
शेषिणं तन्मनाभूत्वा स्यादेतदभिमन्त्रणम् ॥

(મંત્રનો ઉચ્ચાર કરી જેનું અભિમંત્રણ કરવું હોય તેનું મંત્રના અર્થરૂપે સ્મરણ કરી તન્મય થવું, તેને અભિમન્ત્રણ કહે છે.) "તું સ્તુત્ય છું, તું અરૂન્ધતી જેવી દૃઢ છું. મારા જેવા વીર પુરૂષને ત્યાં ત્હેં વીર પુત્રને ઉત્પન્ન કર્યો છે. ત્હેં અમને પુત્રસંપન્ન કર્યા છે. તું વીર પુત્રોને ઉત્પન્ન કર." આવી રીતે સંસ્કૃત થયેલો પુત્ર પિતા અને પિતામહ કરતાં અધિક શ્રી યશ અને બ્રહ્મવર્ચસ્ પ્રાપ્ત કરે છે. આવી રીતે જાણીને જે બ્રાહ્મણ સંસ્કાર કરે છે, તેનો પુત્ર શ્રી યશ અને બ્રહ્મવર્ચસ્ પ્રાપ્ત કરે છે. ૧૧

## ॥ ५ ॥ नामकरण ॥

दशम्यामुत्थाप्य ब्राह्मणान्भोजयित्वा पिता नाम करोति द्व्यक्षरं चतुरक्षरं वा घोषवदाद्यन्तरन्तस्थं दीर्घाभिनिष्ठानं कृतं कुर्यान्न तद्धितम्। अयुजाक्षरमाकारान्तं स्त्रियै ताद्धितं शर्म ब्राह्मणस्य वर्म क्षत्रियस्य गुप्तेति वैश्यस्य ॥ पारस्कर. ॥ १२ ॥

અગિઆરમે દિવસે સ્ત્રીને સૂતિકાગૃહમાંથી બહાર લાવી સૂતક ઉતારી ત્રણ બ્રાહ્મણોને ભોજન કરાવી પિતા નામકરણ

સંસ્કાર કરે છે. પુત્રનું નામ બે અથવા ચાર અક્ષર વાળું, ગ, ઘ, જ, ઝ, ડ, ઢ, દ, ધ, ન, બ, ભ, મ, હ, આમાંના કોઈ પણ અક્ષરથી શરૂ થતું, મધ્યમાં ય, ર, લ, વમાંથી કોઇ પણ અક્ષર વાળું, અને દીર્ઘ અંત્યાક્ષર વાળું અથવા અંતમાં કૃત્ પ્રત્યયવાળું પાડવું. અંતમાં તદ્ધિત પ્રત્યય આવે તેવું પાડવું નહીં. પુત્રીનું ત્રણ અથવા પાંચ અક્ષરનું નામ પાડવું. તે આકારાન્ત અથવા તદ્ધિત પ્રત્યય અંતમાં આવે તેવું પાડવું. બ્રાહ્મણનું સુખ વાચક નામ પાડવું. ક્ષત્રિયનું શૌર્ય વાચક તથા વૈશ્યનું શ્રીવાચક નામ પાડવું. ૧૨

## ॥ ६ ॥ निष्क्रमणम् ॥

चतुर्थे मासि निष्क्रमणिका । सूर्यमुदीक्षयति । ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत । पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीना स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ इति ॥ पारस्कर. ॥ १३ ॥

ચતુર્થ માસે નિષ્ક્રમણ સંસ્કાર કરવો. શુદ્ધ થઇ સંકલ્પાદિ કરી **तच्चक्षुर्देव०** એ મંત્રથી પુત્રને ઘરની બહાર લઇ જઈ સૂર્યનું દર્શન કરાવવું. “ નેત્રનો અનુગ્રાહક દેવ મનુષ્ય આદિનું હિત કરનાર તેજસ્વી સૂર્ય દેવતા પૂર્વદિશામાં ઉદય પામે છે. તેના દર્શનથી અમે સો શરદ ઋતુઓ જોઇએ, સો શરદ ઋતુ શ્રુતિનું અધ્યયન કરીએ, સો શરદ ઋતુ વેદચર્ચા કરીએ, સો શરદ ઋતુ શ્રી પ્રજા અને બ્રહ્મવર્ચસ્ યુક્ત રહીએ અને સોથી પણ વધારે વરસ આયુષ્ય ભોગવીએ. ” શરદ ઋતુમાં તાવનો ઉપદ્રવ બીજી ઋતુઓ કરતાં વધારે હોવાથી તેનું અહીંઆં નામ ગ્રહણ કરવામાં આવ્યું છે. ૧૩.

## ॥ ७ ॥ अन्नप्राशनम् ॥

षष्ठे मास्यन्नप्राशनं । घृतौदनं तेजस्कामः । दधिमधुघृतमिश्रमन्नं

प्राशयेत् । अन्नपतेऽन्नस्य नो देह्यनमीवस्य शुष्मिणः । प्रप्रदातारं तारिष ऊर्जं नो धेहि द्विपदे चतुष्पदे । इति ॥ आश्व० ॥ १४ ॥

છઠ્ઠે માસે અન્નપ્રાશન સંસ્કાર કરવો. પૂર્વવત્ સંકલ્પાદિ કરી, તેજની કામનાવાળાએ ઘી તથા ભાતનું પ્રાશન કરાવવું, અથવા દહીં મધ અને ઘી ભાતમાં નાંખી તેનું પ્રાશન કરાવવું. તે વખતે अन्नपते० મંત્ર ભણવો. " હે અન્નદાતા પરમાત્મા, અમને અન્ન આરોગ્ય અને બળ આપ, જેથી અમે તારી આજ્ઞાને અનુસરી શકીએ. અમારી પ્રજાને તથા પશુને બલિષ્ઠ કર. " ૧૪

॥ ८ ॥ चौलकर्म ॥

उदगयन आपूर्यमाणपक्षे कल्याणे नक्षत्रे चौलकर्मोपनयनगोदान विवाहाः । चौले यथाकुलधर्मं केशवेशान्कारयेत् ॥ आश्व० ॥ १५ ॥

ઉત્તરાયણમાં શુકલ પક્ષમાં અને શુભ નક્ષત્ર હોય, ત્યારે ચૌલકર્મ, ઉપનયન, કેશાંત, અને વિવાહ, એ ચાર સંસ્કાર કરવા. ચૌલસંસ્કારમાં કુલધર્મ પ્રમાણે કેશ રાખવા. ૧૫

पंचसु बहिःशालायां विवाहे चूडाकरण उपनयने केशान्ते सीमन्तोन्नयन इति सांवत्सारिकस्य चूडाकरणम् । तृतीये वाप्रतिहते । यथामंगलं वा सर्वेषाम् । ब्राह्मणान्भोजयित्वा माता कुमारमादायाप्लाव्याहते वाससी परिधाप्यांक आधाय पश्चादग्नेरुपविशति । अन्वारब्ध आज्याहुतिर्हुत्वा प्राशनांते शीतास्वप्सूष्णा आसिंचति उष्णेन वा य उदकेनेह्यदिते केशान्वपेति । अथात्र नवनीतपिंडं घृतपिंडं दध्नो वा प्रास्यति । तत आदाय दक्षिणं गोदानमुंदति । सवित्रा प्रसूता दैव्या आप उंदन्तु ते तनूं दीर्घायुत्वाय वर्चस इति । त्र्येण्या शलल्या विनीय त्रीणि कुशतरुणान्यंतर्दधाति ओषध इति । शिवोनामेति लोहक्षुरमादाय निवर्त्तयामीति प्रवपति येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान । तेन ब्रह्माणो वपतेदमस्यायुष्यञ्जरदष्टिर्यथा

**सवित्रि । स केशानि प्रच्छिद्यानडुहेगोमयपिंडे प्रास्यत्युत्तरतो ध्रियमाणे। एवं द्विरपरं तूष्णीम् । इतरयोश्चौदनादि । अथ पश्चात्र्यायुषमिति । अथोत्तरत्तः येन भूरिश्चरादिवं ज्योक् च पश्यामि सूर्यम् । तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय सुश्लोक्याय स्वस्तय इति। त्रिः क्षुरेण शिरः प्रदक्षिणं परिहराति । यत्क्षुरेण मज्जयता सुपेशसा वप्ता वपति केशाञ्छिन्धि शिरो मास्यायुः प्रमोषीः । ताभिरद्भिः शिरः समुद्य नापिताय क्षुरं प्रयच्छति । अक्षुण्वन् परिवपेति । यथामंगलं केशशेषकरणम् । अनुगुप्तमेतं सकेशं गोमयपिंड निधाय गोष्ठे पल्वल उदकांते वा। आचार्याय वरं ददाति ॥ पारस्कर. ॥ १६ ॥**

વિવાહ ચૌલ ઉપનયન કેશાંત અને સીમન્ત એ પાંચ સંસ્કાર ઘરની બહાર મંડપ બાંધી તેમાં કરવા. પુત્ર એક વર્ષનો થાય ત્યારે, અથવા ત્રણ વર્ષ પૂરાં થતા પહેલાં, તેને ચૌલ સંસ્કાર કરવો, અથવા કુલાચાર પ્રમાણે ગમે તે વર્ષે કરવો. ત્રણ બ્રાહ્મણોને ભોજન કરાવી, માતાએ કુમારને સ્નાન કરાવી, બે નવાં વસ્ત્ર પહેરાવી, તેને ખોળામાં લઈ, અગ્નિની પશ્ચિમ બાજુએ બેસવું. તે પછી પિતાએ યથાવિધિ ચૌદ ઘીની આહુતિઓ હોમી, સંશ્રવનું પ્રાશન કરી **उष्णेन वा य०** એ મંત્રથી ઠંડા પાણીમાં ગરમ પાણી નાંખવું. " હે વાયુ તું આવીને ઉષ્ણ જળથી મારા પુત્રના કેશ પલાળી તેનું વપન કર. " આમ કર્યા પછી પિતા પાણીમાં માખણ ઘી અથવા દહીં નાંખે છે. આમાંથી થોડું પાણી લઈ પુત્રની દક્ષિણ બાજુની લટ પલાળે છે. તે વખતે **सावित्रा०** મંત્ર ભણે છે. "સૂર્યે ઉત્પન્ન કરેલું દિવ્ય જળ, તને દીર્ઘાયુ તથા ઐશ્વર્ય પ્રાપ્ત કરાવવા, તારા કેશને પલાળો." પછી ત્રણ ઠેકાણે શ્વેત હોય એવા પીંછાથી તે લટને છુટી પાડી **ओषधे त्रायस्व०** એ મંત્ર ભણી ત્રણ દર્ભ તેની અંદર સુંથે છે. પછી **शिवो नाम** એમ બોલી અસ્ત્રો લઇ **निवर्त्तयामि** કહી તે લટનું વપન કરે છે, અને તે વખતે **येनावपत्०** મંત્ર ભણે છે.

"જેવી રીતે આદિત્યે અગ્નિથી રાજસૂય યજ્ઞની દીક્ષા સારૂ સોમ અને વરૂણ રાજાનું વપન કર્યું હતું, તેવી રીતે બ્રાહ્મણ આ પુત્રને દીર્ઘાયુષ અને સંપૂર્ણ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવા સારૂ વપન કરે છે." દર્ભ સાથે કેશની લટનું વપન કરી, અગ્નિની ઉત્તરમાં રાખેલા વૃષભના ગોમયમાં તેને મૂકે છે. આવીજ રીતે દક્ષિણ બાજુની બીજી બે લટોનું પણ વપન કરે છે. તે વખતે મંત્ર ભણવામાં આવતો નથી. આવી રીતે પશ્ચિમ અને ઉત્તર ગોદાનનું વપન કરવામાં આવે છે. જ્યારે પશ્ચિમ ગોદાનનું વપન કરવામાં આવે છે, ત્યારે

त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषन्तन्नो अस्तु त्र्यायुषम् ।

એ મંત્ર બોલે છે. "ઋષિઓનું તથા દેવોનું જેવું દીર્ઘાયુષ છે તેવું અમારૂં થાઓ." ઉત્તર ગોદાનનું વપન येन भूरिश्चरा० મંત્રથી કરવામાં આવે છે. "જે મંત્રના પ્રભાવથી વાયુ તથા સૂર્યને કલ્પ પર્યંત હું સ્થિતિમાં જોઉછું, તેવા મંત્રોથી તને દીર્ઘાયુષ પ્રાપ્ત કરાવવા યશ પ્રાપ્ત કરાવવા તથા સર્વ પ્રકારે મંગલ પ્રાપ્ત કરાવવા તારૂં વપન કરૂંછું." પછી यत्क्षुरेण० મંત્રથી પુત્રના શીર્ષની આસપાસ ત્રણ વાર પ્રદક્ષિણા કરાવે છે. "હે ક્ષુર, આ કુમારનો સંસ્કાર કરવા તથા એને સુશોભિત કરવા જ્યારે નાપિત એનું વપન કરે, ત્યારે એના શીર્ષ તથા આયુષની રક્ષા કરી એના કેશનું વપન કરજે" પેલા પાણીથી માથું પલાળીને પિતા નાપિત (હજામ) ને અસ્રો આપે છે. અને કહે છે, કે, એના શીર્ષમાં વાગે નહીં તેમ આજુબાજુથી વપન કર. આ સંસ્કારમાં માથું બોડું કરાવવાનું નથી. પણ કુળાચાર પ્રમાણે કેશ રાખવાના છે. પછી કેશયુક્ત ગોમયને ગૌશાળા, તળાવ અથવા તો પાણીમાં નાંખી આચાર્યને દક્ષિણા આપવી.

---

## ॥ ९ ॥ उपनयनम् ॥

अष्ट वर्षे ब्राह्मणमुपनयेद्गर्भाष्टमे वा । एकादशवर्षे राजन्यं । द्वादशवर्षे वैश्यम् । यथामंगलं वा सर्वेषां । ब्राह्मणान्भोजयेत्तं च पर्युप्तशिरसमलंकृतमानयंति । पश्चादग्नेरवस्थाप्य ब्रह्मचर्यमागामिति वाचयति । ब्रह्मचार्यसानीति च । अथैनं वासः परिधापयति येनेन्द्राय बृहस्पतिर्वासः पर्यदधादमृतं । तेन त्वा परिदधाम्यायुषे दीर्घायुत्वाय बलाय वर्चस इति । मेखलां बध्नीते । इयं दुरुक्तं परिबाधमाना वर्णं पवित्रं पुनती म आगात् । प्राणापानाभ्यां बलमादधाना स्वसा देवी सुभगा मेखलेयमिति । ( यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः । यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामीति । अथाजिनं प्रयच्छति ) दण्डं प्रयच्छति । तं प्रतिगृह्णाति यो मे दण्डः परापतद्वैहायसोऽधिभूम्यां तमहं पुनरादद आयुषे ब्रह्मणे ब्रह्मवर्चसायेति । अथास्याद्भिरञ्जलिनाऽञ्जलिं पूरयति आपोहिष्ठेति तिसृभिः । अथैनं सूर्यमुदीक्षयति तच्चक्षुरिति । अथास्य दक्षिणांसमधि हृदयमालभते । मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं ते अस्तु मम वाचमेकमना जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यमिति । अथास्य दक्षिणं हस्तं गृहीत्वाह कोनामासीति । असावहं भो३ इति प्रत्याह । अथैनमाह कस्य ब्रह्मचार्यसीति । भवत इत्युच्यमाने इन्द्रस्य ब्रह्मचार्यस्यग्निराचार्यस्तवाहमाचार्यस्तवासाविति । अथैनं भूतेभ्यः परिददाति प्रजापतये त्वा परिददामि देवाय त्वा सवित्रे परिददाम्यद्भ्यस्त्वौषधिभ्यः परिददामि द्यावापृथिवीभ्यां त्वा परिददामि विश्वेभ्यस्त्वा देवेभ्यः परिददामि सर्वेभ्यस्त्वा भूतेभ्यः परिददाम्यरिष्ट्या इति ॥ पारस्कर. ॥ १७ ॥

( વિવાહ ચૌલ ઉપનયન કેશાંત અને સીમન્ત એ પાંચ સંસ્કાર ઘરની બહાર મંડપ બાંધી તેમાં કરવા.) આઠ વર્ષ પૂર્ણ

થયા પછી અથવા ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણને, અગિઆર વર્ષ-
.ના ક્ષત્રિયને, તથા બાર વર્ષના વૈશ્યને ઉપનયન સંસ્કાર કરવો.
બ્રહ્મભોજ થયા પછી, ચોતરફ વપન કરાવેલા કુમારને સારા અં-
લંકાર પહેરાવી, આચાર્યે ઉપનયનસંસ્કાર કરેલા બીજા બ્રહ્મચારીઓ
બહાર મંડપમાં લાવે છે. તેને અગ્નિની પશ્ચિમ દિ-
શાએ તથા પોતાની દક્ષિણ દિશાએ બેસાડી, "બ્રહ્મચર્ય સારૂ હું
આવ્યો છું" એમ આચાર્ય બોલાવે છે. કુમાર તે પ્રમાણે બોલે છે.
પછી "હું બ્રહ્મચારી છું" એમ બોલાવે છે. કુમાર તે પ્રમા-
ણે કહે છે. પછી આચાર્ય તેને નવીન વસ્ત્ર येनेंद्राय० મંત્રથી
પહેરાવે છે. "જે વિધિથી ઇન્દ્રને બૃહસ્પતિએ
વસ્ત્ર પહેરાવ્યાં તેજ વિધિથી તને દીર્ઘાયુષ બલ અને ઐશ્વર્ય
પ્રાપ્ત કરાવવાને વસ્ત્ર પહેરાવું છું." પછી આચાર્ય મેખલાબંધ-
ન કરે છે. તે વખતે કુમાર इयं दुरुक्तं० મંત્ર ભણે છે. "આ
મ્હેં ધારણ કરેલી મેખલા મારાં અવિહિત કર્મોથી થયેલી
અપવિત્રતાનો નાશ કરી મારી વર્ણને શુદ્ધ કરી મને પાવન
કરે છે. પ્રાણ અને અપાનને નિયમિત કરી મને બલિષ્ઠ કર-
નાર બ્હેનના જેવી હિતકર કાંતિ પ્રાપ્ત કરાવનાર તથા સૌ-
ભાગ્ય આપનાર આ મેખલા છે." કેડની આસપાસ મેખલા
બંધન કરવાથી પ્રાણ અને અપાનની ગતિ નિયમિત થાય છે,
અને ઉદરના રોગો જલંધર આદિ તથા પેઢાના રોગો અને
ઉપસ્થેંદ્રિયના રોગોનો નાશ થાય છે. પછી આશ્વલાયન ગૃહ્ય
કારિકાના વચનાનુસાર (एवं भूतं कुमारं तं कुर्याद्यज्ञोपवीतिनम्)
કુમારને યજ્ઞોપવીત આપવું. यज्ञोपवीतं० એ મંત્ર બોલી
કુમારે ધારણ કરવું. (યજ્ઞોપવીતનો અર્થઃ— પ્રજાપતિએ

यज्ञेन प्रजापातिना यज्ञाय वेदोक्तकर्माधिकाराय इति वा उप-
वीतं रचितम् ।

વેદોક્ત કર્મનો અધિકાર પ્રાપ્ત કરાવવા રચેલું તે યજ્ઞોપવીત કહે-

નામ છે. ) "પરમાત્માનું જ્ઞાપક, પાવન કરનાર, પ્રજાપતિની જોડે પ્રથમ ઉત્પન્ન થયેલું હોવાથી સ્વાભાવિક શુદ્ધિવાળું, આયુષ્ય તથા ઉત્તમ પદ પ્રાપ્ત કરાવનાર યજ્ઞોપવીત, હે આચાર્ય, હું ધારણ કરૂં છું. આ યજ્ઞોપવીત મારા બલ અને તેજની વૃદ્ધિ કરો."

પછી આચાર્ય કહે છે, "વેદોક્ત યજ્ઞાદિ કર્મના અધિકાર સારૂ તને યજ્ઞોપવીત ધારણ કરાવું છું." (યજ્ઞોપવીતના મંત્રમાં परमम् શબ્દ છે, જેનો અર્થ જયરામે पर आत्मा मीयेत येन એમ કરેલો છે. રૂમાંથી લાંબા તાર કાઢી તેનું સૂત્ર બનાવી તેને ત્રિગુણ કરી યજ્ઞોપવીત બનાવવામાં આવે છે. ગ્રંથિ આગળ બે છેડા ભેગા થાય છે. આ ગ્રંથિને બ્રહ્મગ્રંથિ કહે છે. ત્રણ તાર ત્રિગુણાત્મક પ્રકૃતિના સૂચક છે, અને તે પ્રકૃતિની ઉત્પત્તિ તથા લયનું સ્થાન બ્રહ્મગ્રંથિથી સૂચિત બ્રહ્મ છે. આવી રીતે યજ્ઞોપવીત પરમાત્માનું જ્ઞાપક સમજી શકાય.) પછી આચાર્ય દણ્ડ ધારણ કરાવે છે. તે વખતે કુમાર तं प्रतिगृह्णामि० મંત્ર ભણે છે. "જે દણ્ડ મને આપવામાં આવે છે, તે વૃક્ષની ઉપર આકાશમાં ઉત્પન્ન થયો છે, અને પછી ભૂમી ઉપર આવ્યો છે. તે દણ્ડ હું દીર્ઘાયુષ વેદાધ્યયન અને બ્રહ્મવર્ચસ્‌ની પ્રાપ્તિ સારૂ ગ્રહણ કરૂં છું." પછી આચાર્ય પોતાની અંજલીથી કુમારની અંજલીમાં आपोहिष्ठा० આદિ ત્રણ મંત્ર ભણી જળ પૂરે છે. (આ મંત્રોનો અર્થ તથા तच्चक्षु० મંત્રનો અર્થ સંધ્યાના પ્રકરણમાં જુઓ.) તે પછી तच्चक्षु० મંત્રથી સૂર્યનું દર્શન કરાવે છે, અને કુમારના જમણા ખભા ઉપર પોતાનો જમણો હાથ નાંખી मम व्रते ते हृदयं दधामि० એ મંત્ર સંપૂર્ણ ભણીને આચાર્ય તેના હૃદયનો સ્પર્શ કરે છે. (મંત્રના અર્થ સારૂ વિવાહ સંસ્કાર જુઓ). પછી તેનો જમણો હાથ પકડી કુમારને પૂછે છે કે તારૂં નામ શું છે? કુમાર કહે છે, હું...છું. આચાર્ય કહે છે તું કોનો બ્રહ્મચારી છે, કુમાર કહે છે આપનો. તે વખતે આચાર્ય સંતોષ પામી કહે છે કે તું પ્રજાપતિનો બ્રહ્મચારી છે. પ્રથમ

તારો આચાર્ય અગ્નિ છે અને બીજો હું છું. પછી બટુને રક્ષણ સારૂ પ્રજાપતયે૦ મંત્ર ભણીને સાંપે છે. "તને, પ્રજાપતિ દેવતાને, સવિતા દેવતાને, જળ દેવતાને, ઔષધિને, દ્યાવાપૃથ્વીને, વિશ્વેદેવાને, તથા સર્વ મહા ભૂતોને સોંપુ છુ. તેઓ સર્વે તારૂં રક્ષણ કરો. (ઉપનયનનો અર્થ, ગુરૂની સમીપ કુમારને લઈ જવો, એ છે. યજ્ઞોપવીત ધારણ કરાવવાનું કર્મ તો ગૌણ છે, કારણ કે, આશ્વલાયન સૂત્રમાં તથા પારસ્કર સૂત્રમાં તે આપવામાં આવ્યું નથી.)

प्रदक्षिणमग्निं परीत्योपविशति । अन्वारब्ध आज्याहुतीर्हुत्वा प्राशनांतेऽथैनं संशास्ति ब्रह्मचार्यस्यापोशान मा दिवा सुषुप्था वाचं यच्छ समिधमाधेह्यापोशानेति । अथाऽस्मै सावित्रीमन्वाहोत्तरतोऽग्नेः प्रत्यङ्मुखायोपविष्टायोपसन्नाय समीक्षमाणाय समीक्षिताय । पच्छोर्द्धर्चशः सर्वां च तृतीयेन सहानुवर्त्तयन् । संवत्सरे षण्मासे चतुर्विंशत्यहे द्वादशाहे षडहे ऽयहे वा । सद्यस्त्वेव गायत्रीं ब्राह्मणायानुब्रूयादाग्नेयो वै ब्राह्मण इति श्रुतेः । त्रिष्टुभं राजन्यस्य । जगतीं वैश्यस्य । सर्वेषां वा गायत्रीम् ॥ पारस्कर. ॥ १८ ॥

ઉપર પ્રમાણે સંસ્કાર થયા પછી કુમારે અગ્નિની પ્રદક્ષિણા કરી અગ્નિની પશ્ચિમ દિશાએ બેસવું. પછી આચાર્ય ચૌદ ઘીની આહુતિઓ અગ્નિમાં હોમી, સંસવનું પ્રાશન કરી, કુમારને શિક્ષણ આપે છે. "તું જળથી આચમન કર. મારી આજ્ઞા પ્રમાણે કર્મ કર. દિવસે સુઈશ નહીં. વાણિને નિયમમાં રાખજે. અને સમિધ લાવી સાયંપ્રાતઃ તેનો અગ્નિમાં હોમ કરજે." ફરીથી આ પ્રમાણે શીખવે છે. આ પ્રમાણે એકવર્ષ, છ માસ, ચોવીસ દિવસ, બાર દિવસ, છ દિવસ અથવા ત્રણ દિવસ વીત્યા પછી, આચાર્યે અગ્નિની ઉત્તરમાં પૂર્વાભિમુખે બેઠેલા પોતાની સેવામાં તત્પર અને પોતાની તરફ દૃષ્ટિ કરી વિચાર કરતા બ્રહ્મચારીને જોઇને ગાયત્રીનો ઉપદેશ કરવો. પ્રથમ એક એક પાદ, બીજી

વખત અર્ધ અર્ધ ઋચા, અને ત્રીજી વખત સંપૂર્ણ ગાયત્રીનો ઉપદેશ કરવો. બ્રાહ્મણને ઉપનયન સંસ્કાર થાય તેજ દિવસે ગાયત્રીનો તેને ઉપદેશ કરવો, કારણ કે, બ્રાહ્મણ અગ્નિના જેવો તેજસ્વી છે એમ શ્રુતિ કહે છે. ( ગાયત્રીમંત્રઃ—

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

પૃથિવી અંતરિક્ષ અને સ્વર્ગમાં વ્યાપ્ત, તે સવિતા દેવતાને પ્રકાશ આપનાર સર્વોત્તમ તેજનું અમે ધ્યાન ધરીએ છીએ, જે તેજ અમારી બુદ્ધિને સત્કર્મમાં પ્રેરે. ) ક્ષત્રિયને ત્રિષ્ટુભનો તથા વૈશ્યને જગતીનો ઉપદેશ કરવો, અથવા સર્વેને ગાયત્રીનો ઉપદેશ કરવો. પછી બ્રહ્મચારી સમિધનો હોમ કરે છે, અને ભિક્ષા માગી લાવી ગુરૂને નિવેદન કરી તેની આજ્ઞા પ્રમાણે ભોજન કરે છે. ( ગાયત્રીના ઘણા પ્રકારના અર્થ થાય છે. જેને જે ઠીક લાગે તે અર્થ ગ્રહણ કરવો. )

॥ १०—१३ ॥ चतुर्वेदव्रतानि ॥

अधःशाय्यक्षारालवणाशी स्यात् । दंडधारणमग्निपरिचरणं गुरुशुश्रूषा भिक्षाचर्या । मधुमांसमज्जनोपर्यासनस्त्रीगमनानृतादत्तादानानि वर्जयेत् । अष्टाचत्वारिंशद्वर्षाणि वेदब्रह्मचर्यं चरेत् । द्वादश वा प्रतिवेदम् । यावद् ग्रहणं वा । वासांसि शाणक्षौमाविकानि । ऐणेयमजिनमुत्तरीयं ब्राह्मणस्य । रौरवं राजन्यस्य । आजं वैश्यस्य । मौञ्जी रशना ब्राह्मणस्य । धनुर्ज्या राजन्यस्य । मौर्वी वैश्यस्य । पालाशो ब्राह्मणस्य दंडः । बैल्वो राजन्यस्य । औदुंबरो वैश्यस्य । आचार्येणाहूत उत्थाय प्रतिश्रुणुयात् । शयानं चेदासीन आसीनं चेत्तिष्ठंस्तिष्ठंतं चेदभिक्रामन्नभिक्रामंतं चेदभिधावन् । स एवं वर्तमानोऽमुत्राद्य वसत्यमुत्राद्य वसतीति तस्य स्नातकस्य कीर्तिर्भवति ॥ पारस्कर. ॥ १९ ॥

બ્રહ્મચારીએ પલંગઆદિમાં સૂવું નહીં પણ જમીન ઉપર પથારી પાથરીને સૂવું. ક્ષાર તથા લવણનું ભોજન કરવું નહીં. દણ્ડ ધારણ કરવો. નિત્ય સવાર સાંજ અગ્નિમાં હોમ કરવો. ગુરૂની સેવા કરવી. શરીર નિર્વાહ સારૂ ભિક્ષા માગી લાવવી. મધ, માંસ, નદીઆદિમાં સ્નાન, પલંગ આદિમાં આસન, સ્ત્રીઓમાં બેસવાનું, અસત્ય ભાષણ, કોઇના આપ્યા વિના કોઇ પણ વસ્તુનું ગ્રહણ, આ સર્વ વર્જવાં. કામ ક્રોધ લોભ મોહ ભય આદિની નિવૃત્તિને સારૂ. તથા અખંડ બ્રહ્મચર્ય પાળી વેદવ્રત ધારણ કરી શકાય તે સારૂ, ઉપર જણાવેલા સર્વ નિયમોની જરૂર છે. ચાર વેદનું અધ્યયન કરવા સારૂ તે ૪૮ વર્ષ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરે, અથવા દરેક વેદ સારૂ ૧૨ વર્ષનું વ્રત ધારણ કરે, અથવા જ્યાં સુધી એક વેદ સંપૂર્ણ શીખે ત્યાં સુધી વ્રત ધારણ કરે. બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્યે અનુક્રમે, શણ રેશમ અને ઉનનાં વસ્ત્ર; કૃષ્ણ મૃગ, રૂરૂ મૃગ, અને અજના ચર્મનાં ઉત્તરીય; ( દેશ કાળને અનુસરીને ચર્મનો આસનને ઠેકાણે ઉપયોગ કરે અને ઉત્તરીય વસ્ત્ર શણ રેશમ અને ઉનનાં રાખે તોપણ ચાલી શકે ) મુંજ પણચ અને મુર્વાની મેખલા; અને ખાખર બીલી અને ઉદુંબરના દંડ ધારણ કરવા. આચાર્ય બોલાવે કે તરત ઉઠીને નમ્રતાથી વિનય પૂર્વક ઉત્તર આપવો. ગુરૂ સુતા હોય તો પોતે બેસીને, ગુરૂ બેઠા હોય તો પોતે ઉભા રહીને, ગુરૂ ઉભા હોય તો તેમની પાસે જઇને, અને ગુરૂ ચાલતા હોય તો દોડીને, પ્રત્યુત્તર આપવો. આવી રીતે જે બ્રહ્મચારી યમ નિયમ યુક્ત રહી વર્તે છે, તે આ લોકમાં અને પરલોકમાં પરમ સુખ પ્રાપ્ત કરે છે, અને જ્યારે તે સંપૂર્ણ વિદ્યા ભણીને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે, ત્યારે બહુ યશ પ્રાપ્ત કરે છે. ( દણ્ડ વસ્ત્રાદિના ગુણ જે વર્ણના ગુણને અનુસરતા છે તે વર્ણ સારૂજ તેમને વિહિત ગણવામાં આવ્યાં છે. )

---

## ॥ १४ ॥ केशांतसंस्कार ॥

एतेन गोदानं । षोडशे वर्षे । केश शब्दे तु श्मश्रुशब्दान्कारयेत् । वरं ददामीति । गोमिथुनं दक्षिणा ॥ आश्व० ॥ २० ॥

કેશાંતસંસ્કાર સોળમે વર્ષે ચૌલસંસ્કાર પ્રમાણે કરવો. માત્ર જ્યાં કેશ કહ્યું હોય ત્યાં શ્મશ્રુ શબ્દ વાપરવો. આચાર્યને દક્ષિણામાં બે ગાયોનું દાન આપવું. કેશાંત પછી જન્મ-પર્યંત વપન કરાવવું નહીં; પણ માત્ર કેશ કપાવવા.

## ॥ १५ ॥ समावर्तन ॥

त्रयः स्नातका भवंति विद्यास्नातको व्रतस्नातको विद्याव्रत-स्नातक इति । समाप्य वेदं यः समावर्तते स विद्यास्नातकः । समाप्य व्रतमसमाप्य वेदं यः समावर्तते स व्रतस्नातकः । उभयं समाप्य यः समावर्तते स विद्याव्रतस्नातकः । आषोडशाद्वर्षाद्ब्राह्मणस्यानतातिः कालो भवति । आद्वाविंशाद्राजन्यस्य । आ चतुर्विंशाद्वैश्यस्य । अत ऊर्ध्वं पतितसावित्रिका भवंति । नैनानुपनयेयुर्नाध्यापयेयुर्नयाजये-युर्न चैभिर्व्यवहरेयुः । कालातिक्रमे नियतवत् । त्रिपुरुषं पतितसावि-त्रीकाणामपत्ये संस्कारो नाध्यापनं च । तेषां संस्कारेप्सवो व्रात्यस्तो-मेनेष्ट्वा काममधीयीरन् व्यवहार्या भवंतीति वचनात् ॥पारस्कर. ॥२१॥

વિદ્યાસ્નાતક, વ્રતસ્નાતક અને વિદ્યાવ્રતસ્નાતક એમ ત્રણ પ્રકા-રના સ્નાતકો હોય છે. મંત્રબ્રાહ્મણાત્મક વેદની પોતાની શાખાનું અર્થ સહિત અધ્યયન કરીને બાર વર્ષ પહેલાં જે સમાવર્તન-સંસ્કાર કરે છે, તે વિદ્યાસ્નાતક કહેવાય છે. જે બાર ચોવીસ છત્રીસ અથવા અડતાલીસ વર્ષનું વ્રત યથાવિધિ કરે છે, પણ સંપૂર્ણ વેદાધ્યયન કર્યા વિના સમાવર્તનસંસ્કાર કરે છે, તે વ્રતસ્નાતક કહેવાય છે. અને જે વિધિ પ્રમાણે વેદ અને વ્રત બેઉ સંપૂર્ણ કરી સમાવર્તનસંસ્કાર કરે છે, તે વિદ્યાવ્રતસ્ના-તક કહેવાય છે. સોળ વર્ષ સુધી બ્રાહ્મણને, બાવીસ વર્ષ સુધી

ક્ષત્રિયને, અને ચોવીસ વર્ષ સુધી વૈશ્યને ઉપનયનસંસ્કાર થઇ શકેછે. આ સમય પછી, તેઓ જો ગાયત્રી વિમુખ રહે તો તેમને પતિત ગણવા. આવી રીતે ગાયત્રીથી પતિત થયેલાઓને ઉપનયનસંસ્કાર કરવો નહીં, વેદાધ્યયન કરાવવું નહીં, યજ્ઞ કરાવવો નહીં, તથા તેમની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર કરવો નહીં. પણ કાલાતિક્રમ દોષનું નિવારણ કરવા પ્રાયશ્ચિત્ત કરાવી તેમને ઉપનયનસંસ્કારાદિ કરવું. ત્રણ પેઢીથી ગાયત્રીથી જેઓ પતિત થતા આવ્યા છે, તેમને કાલાતિક્રમનું પ્રાયશ્ચિત્ત કરાવીને પણ ઉપનયનસંસ્કાર કરવો નહીં તથા વેદાધ્યયન કરાવવું નહીં. આવી રીતે પતિત થયેલામાંથી જેને સંસ્કાર કરાવવાની ઇચ્છા થાય, તેણે વ્રાત્યસ્તોમ કરી પવિત્ર થઈ આચાર્યની પાસે ઉપનયનસંસ્કાર કરાવવો, તથા વેદાધ્યયન કરવું. આ પ્રમાણે વ્રાત્યસ્તોમ કર્યા પછી તેમની જોડે સર્વ વ્યવહાર કરવો. હાલ ક્ષત્રિય તથા વૈશ્ય જ્ઞાતિઓ ઘણી પેઢીઓથી ગાયત્રી વિમુખ રહેવાથી પતિત થઇ છે. તે જ્ઞાતિઓએ વ્રાત્યસ્તોમાદિ યજ્ઞો કરી ઉપનયનઆદિ સંસ્કારથી સંસ્કૃત થઈ, પતિત દશામાંથી મુક્ત થવું જોઇએ. તેઓ પતિત દશામાં હોવાથી તેમને પુરાણોક્ત વિધિથી સંસ્કાર કરાવવામાં આવે છે. પણ તે સંસ્કારથી વેદોક્ત સંસ્કાર જેવી કાયિક વાચિક તથા માનસિક શુદ્ધિ પ્રાપ્ત થતી નથી.

वेदं समाप्य स्नायात् । ब्रह्मचर्यं वाऽष्टाचत्वारिंशकम् । द्वादशकेप्येके । गुरुणानुज्ञातः । विधिर्विधेयस्तर्कश्च वेदः । षडङ्गमेके । उपसंगृह्य गुरुं समिधोऽभ्याधाय परिश्रितस्योत्तरतः कुशेषु प्रागग्रेषु पुरस्तात्स्थित्वाऽष्टानामुदकुंभानाम् । ये अप्स्वंतरग्नयः प्रविष्टागोह्य उपगोह्यो मयूखो मनोहास्खलो विरुजस्तनूदूषिरिन्द्रियहा अति तान्सृजामिं । यो रोचनस्तामिह गृह्णामीत्येकस्मादपो गृहीत्वा । तेनाभिषिंचते । तेनमामभिषिंचामि श्रियै यशसे ब्रह्मणे ब्रह्मवर्चसायेति । येन श्रियमकृणुतां येनावमृशतां सुराम् । येनाक्ष्यावभ्यषिंचतां यद्वां तद-

श्विना यश इति । आपोहिष्ठेति च प्रत्यृचम् । त्रिभिस्तूष्णीमितरैः । उदुत्तमं वरुणपाशमस्मदवाधमं विमध्यमं श्रथाय । अथावयमादित्यव्रते तवानागसोऽअदितये स्याम । इति मेखलामुन्मुच्य दण्डं निधाय वासोन्यत्परिधायादित्यमुपातिष्ठते । उद्यन्भ्राजभृष्णुरिन्द्रो मरुद्भिर स्थात्प्रातर्यावभिरस्थाद्दशसनिरसि दशसनिं मा कुर्वाविदन्मा गमय । उद्यन्भ्राज........मरुद्भिरस्थाद्दिवायाव......। उद्यन्भ्राज........मरुद्भिर स्थात्सायं याव........गमयेति। दाधितिलान्वा प्राश्य जटालोमनखानि संहृत्यौदुम्बरेण दन्तान्धावयेत् । अन्नाद्याय व्यूहध्वं सोमो राजाऽय-मागमत् स मे मुखं प्रमार्क्ष्यते यशसा च भगेन चेति । उत्साद्य पुनः स्नात्वाऽनुलेपनं नासिकयोर्मुखस्य चोपगृह्णीते प्राणापानौ मे तर्पय चक्षुर्मे तर्पय श्रोत्रं मे तर्पयेति । पितरः शुन्धध्वमिति पाण्योरवनेजनं दक्षिणा निषिच्यानुलिप्य जपेत् । सुचक्षा अहमक्षीभ्यां भूयासं सुवर्चो मुखेन । सुश्रुत्कर्णाभ्यां भूयासमिति । अहतं वासो धौतं वा मैत्रेणा-च्छादयीत परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदष्टिरस्मि । शतं च जीवामि शरदः पुरूचीरायस्पोषमभिसंव्ययिष्य इति । अथोत्तरीयम् । यशसा मा द्यावा पृथिवी यशसेन्द्रा बृहस्पती ।यशो भगश्च मा विन्दद्यशो मा प्रतिपद्यतामिति । सुमनसःप्रतिगृह्णाति । अथावबध्नीते । उष्णीषेण शिरो वेष्टयते । अलङ्करणमसि भूयोऽलंकरणं भूयादिति कर्णवेष्टकौ । अङ्क्तेऽक्षिणी । आत्मानमादर्शे प्रेक्षते । छत्रं प्रतिगृह्णाति । उपानहौ प्रतिमुंचते । वैणवं दण्डमादत्ते । दन्तप्रक्षालनादीनि नित्यमपि वास-श्छत्रोपानहश्चापूर्वाणि चेन्मंत्रः ।। पारस्कर. ॥ २२ ॥

વેદાધ્યયન સમાપ્ત કરી વિધિપૂર્વક સ્નાન કરવું, તેને સમાવર્તનસંસ્કાર કહે છે. ચાર વેદનું સાર્થ અધ્યયન કરી સ્નાન કરવું. અથવા અડતાલીસ વર્ષ બ્રહ્મચર્યનું પાલન કરી સ્નાન કરવું, કેટલાક આચાર્યોના મત પ્રમાણે બાર વર્ષ બ્રહ્મચર્ય પાળી સ્નાન કરવું. (યુનિવર્સિટિની જૂદી જૂદી ડીગ્રીઓ જેમ વિદ્યા-

ર્થીઓ હાલ મેળવે છે, તેવી રીતે વેદસ્નાતક, વ્રતસ્નાતક, અને વેદવ્રતસ્નાતક એ ત્રણ ડીગ્રીઓ, પ્રાચીન આર્ય વિદ્યાર્થીઓ મેળવતા, અને સમાવર્તનસંસ્કાર કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા. સમાવર્તન કર્યા વિના ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરાતો ન હતો.) અથવા જ્યારે ગુરૂ રજા આપે ત્યારે સ્નાન કરવું. બ્રાહ્મણ, મંત્ર, અને બ્રાહ્મણમાં આવેલા અર્થવાદ, એ ત્રણને વેદ કહે છે. કેટલાક છ અંગોનો અભ્યાસ આવશ્યક ગણે છે. (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ અને નિરૂક્ત એ છ વેદનાં અંગ છે.) ગુરૂના પાદનું વંદન કરી, સમિધથી હોમ કરી, અગ્નિના ઉત્તર પ્રદેશમાં પૂર્વ દિશા તરફ અગ્રભાગ રહે તેવી રીતે દર્ભને પાથરી, આઠ ઉદક કુંભની સન્મુખ પૂર્વાભિમુખે ઉભા રહી ये अप्स्वं० મંત્ર ભણી એક કુંભમાંથી જળ લઇ પોતાના ઉપર અભિષેક કરવો. "જળની અંદર કારણ રૂપે રહેનાર હે અગ્નિ દેવતાઓ, તમારામાંના આઠનો ત્યાગ કરી એક નવમા રોચન અર્થાત્ મંગલપ્રદ અગ્નિનું હું જળની સાથે ગ્રહણ કરૂં છું." પછી કહે છે કે ઉપરના મંત્રમાં જણાવ્યું તેવા જળથી શ્રી યશ વેદ અને બ્રહ્મવર્ચસની પ્રાપ્તિ સારૂ હું અભિષેક કરૂં છું. येनाश्रयं० મંત્રથી બીજા કુંભના જળનો અભિષેક કરવો "હે અશ્વિની કુમાર, જે જલના પ્રભાવથી દેવતાઓની સંપત્તિ અને શોભા તમે વધારો છો, જે જળના પ્રભાવથી દેવતાઓને અમર કરો છો, અને જે જળથી નેત્રોના અસાધ્ય રોગ મટાડો છો, તેવી શક્તિ આ જળમાં મૂકી મને ઉત્તમ યશ પ્રાપ્ત કરાવો." પછી आपोहिष्ठा० એ ત્રણ ઋચાથી બીજા ત્રણ કુંભના જળનો અભિષેક કરવો, અને બાકી રહેલા ત્રણ કુંભમાંથી જળ લઇ મંત્ર વિના અભિષેક કરવો, उदुत्तमं० મંત્ર ભણી મેખલાનો કંઠપ્રદેશદ્વારા ત્યાગ કરવો. પછી દણ્ડ ભૂમી ઉપર મૂકી નવાં વસ્ત્ર પહેરી, સૂર્યનું ઉપસ્થાન કરવું. "પ્રાતઃસવન વખતે ઋષિગણથી સેવિત, ઉદય થતાં પોતાની પ્રભાથી સર્વને પ્રદિપ્ત કરનાર, સર્વ શુભાશુ-

જ્ઞ જાણનાર, હેસૂર્ય, જેવી રીતે તું દશ દિશાઓમાં પૂજાયછે, તેવી રીતે હું પણ દશ દિશાઓમાં અર્થાત્ સર્વત્ર માનપ્રતિષ્ઠા પ્રાપ્ત કરૂં તથા સર્વજ્ઞત્વ પ્રાપ્ત કરૂં, એવી મને શક્તિ આપ. આજ-પ્રમાણે સાયંસવન અને મધ્યાહ્ન સવનની સ્તુતિ કરવી." આપ્રમાણે સ્તુતિ કરી દહીં અથવા તલનું પ્રાશન કરી, જટા લોમ અને નખ ઉતારી ઉદુમ્બર વૃક્ષનું દાતણ કરવું. (બ્રહ્મચારી-ના દાંત બાલ્યાવસ્થામાં કુમળા હોવાથી તેને નુકશાન થાય એવા હેતુથી બ્રહ્મચારીને દાતણ કરવાની મનાકરી છે. તેણે મૃત્તિકા લવણ આદિથી દાંત સાફ કરવા.) પછી સુગંધિ તેલ ચોળી ફ-રીથી સ્નાન કરી સુગંધિ પદાર્થનો મુખ તથા નાસિકા ઉપર લેપ કરવો. પછી હાથ ધોઇ તે પાણી દક્ષિણ દિશામાં ફેંકી, ફરીથી સુગંધી પદાર્થોનો શરીરે લેપ કરી બોલવું કે, "મારાં નેત્ર સુંદર થાય, મારૂં મુખ તેજસ્વી થાય, તથા મારાશ્રોત્ર સારી રીતે શ્રવ-ણ કરી શકે તેવા થાય." પછી નવું વસ્ત્ર ધારણ કરી બોલવું કે, "અનેક શુભ વસ્ત્ર ધારણ કરવા, યશ અને દીર્ઘાયુષ પ્રાપ્ત કરવા આ વસ્ત્ર હું ધારણ કરૂં છું. હું બહુ પુત્ર તથા ધનથી યુક્ત થઇ અન્નાદિથી સમૃદ્ધ થઇ પુષ્ટિ પ્રાપ્ત કરી સદા આનંદમાં રહું." પછી પુષ્પ લઇ પોતાના શીર્ષમાં બાંધેછે. પછી માથે પાઘડી પહેરેછે, અને કાનમાં કુંડલ ધારણ કરેછે. પછી નેત્ર આંજે-છે. દર્પણમાં પોતાનું મુખ જુએછે, તથા છત્રી જોડા અને વાં-સની લાકડી ધારણ કરેછે. આ પ્રમાણે સંસ્કાર થઈ ગયા પછી સ્નાતકે દાતણ વિગેરે મંત્રથી કરવાં, અને છત્રી વિગેરે માત્ર જ્યારે નવાં ધારણ કરે ત્યારે મંત્ર ભણીને ધારણ કરવાં.

ઉપર જણાવ્યા પ્રમાણે દરેક ગૃહસ્થે પોશાક ધારણ કરવો. આ પોશાકની ઢબમાં ફેરફાર થાય તેમાં શાસ્ત્રનો વિરોધ નથી, પણ ઉપર ગણાવી તેટલી વસ્તુઓ અવશ્ય ગૃહસ્થે ધારણ કરવી જોઇએ, જેથી તેનું શરીર સુરક્ષિત રહે અને તે પોતે સમા-જમાં માન પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે. દેશકાળને અનુસરીને જેઓ વસ્ત્ર અલંકાર લાકડી છત્રી વિગેરેમાં ફેરફાર નથી કરતા, તેઓ જન-

સમાજમાં નિન્દાય છે; તેથી દેશ કાળને અનુસરીને યોગ્ય ફેરફાર કરવોજ જોઇએ. શાસ્ત્રોની તેમાં સંપૂર્ણ અનુમતિ છે.

**तस्यैतानि व्रतानि भवन्ति। न नक्तं स्नायात्। न नग्नः स्नायात्। न नग्नः शयीत । न नग्नां स्त्रियमीक्षेतान्यत्र मैथुनात् । वर्षति न धावेत् । न वृक्षमारोहेत्। न कूपमवरोहेत्। न बाहूभ्यां नदीं तरेत् । न संशयमभ्यापद्येत् । महद्वै भूतं स्नातको भवतीति विज्ञायते॥आश्व०२३॥**

સ્નાતકે આ પ્રમાણે નિયમ પાળવા. રાત્રિએ સ્નાન કરવું નહીં. રાત્રિએ નદીમાં સ્નાન કરવાથી કદાચ જીવને જોખમ થાય, એ હેતુથી સ્નાનની મના કરીછે. નગ્ન સ્નાન કરવું નહીં. નગ્ન સૂવું નહીં. સંભોગ કાળ શિવાય પોતાની, અથવા બ્યારકી સ્ત્રીને નગ્ન અવસ્થામાં જોવી નહિં; કારણ તેમ કરવાથી મનમાં વિકાર ઉત્પન્ન થાય, અને વીર્યની હાનિ થાય. વરસાદ વરસતો હોય ત્યારે દોડવું નહીં. વૃક્ષ ઉપર ચઢવું નહીં. કુવામાં ઉતરવું નહીં. બાહુથી નદી તરવી નહીં. કોઈપણ રીતે જીવને જોખમમાં નાંખવો નહીં. સ્નાતક સર્વથી શ્રેષ્ઠ છે તથા જનસમાજનું કલ્યાણ કરનાર છે. વિદ્વાન્ મનુષ્યો પ્રજાના નેતા છે, અને તેમણે પોતાના તથા પ્રજાના કલ્યાણ સારૂ જીવને જોખમ થાય તેવું કાંઈપણ કરવું જોઇએ નહીં.

## ॥ १६ ॥ विवाहसंस्कार ॥

**पंचसु बहिः शालायां विवाहे चूडाकरण उपनयने केशान्ते सीमन्तोन्नयन इति । उपलिप्तउद्धृतावोक्षितेऽग्निमुपसमाधाय । निर्मन्थ्यमेके विवाहे । उदगयन आपूर्यमाणपक्षे पुण्याहे कुमार्याः पाणिं गृह्णीयात्। त्रिषु त्रिषूत्तरादिषु। स्वातौ मृगशिरसि रोहिण्यां वा। तिस्रो ब्राह्मणस्य वर्णानुपूर्व्येण । द्वे राजन्यस्य । एका वैश्यस्य । अथैनां वासः परिधापयति जरां गच्छ परिधत्स्व वासो भवाकृष्टीनामभिशस्तिपा वा । शतं च जीव शरदः सुवर्चा रयिं च पुत्राननुसन्व्ययस्व। आयुष्मतीदं परिधत्स्व वास इति । अथोत्तरीयम् । या अकृंतन्नवयं या अतन्वत याश्च**

देवीस्तंतूनाभितो ततन्थ तास्त्वा देवीर्जरसे संव्ययस्वायुष्मतीदं परिधत्स्व वास इति । अथैनौ समंजयाति । समञ्जन्तु विश्वेदेवाः समापो हृदयानि नौ सम्मातरिश्वा संधाता समुदेष्ट्री दधातु नाविति । पित्रा प्रत्तामादाय गृहीत्वा निष्क्रामति यदैषि मनसा दूरं दिशोऽनुपवमानो वा हिरण्यपर्णो वैकर्णः स त्वा मन्मनसां करोत्वित्यसाविति । अथैनौ समीक्षयति । अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः । वीरसूर्देवकामास्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे । सोमः प्रथमो विविदे गंधर्वो विविद उत्तरः। तृतीयोऽग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः। सोमोऽददद्गंधर्वाय गंधर्वोऽदददग्नये रयिं च पुत्रांश्चादादग्निर्मह्यमथो इमाम् । सा नः पूषा शिवतमा मे रयसा ऊरू उशती विहर । यस्यामुशंतः प्रहराम शेपं यस्यामु कामा बहवो निविष्ट्या इति ॥ पारस्कर. ॥२४॥

વિવાહ, ચૌલ, ઉપનયન, કેશાન્ત, અને સીમન્ત સંસ્કાર ઘરની બહાર બાર હાથ લાંબો પહોળો મંડપ બાંધી, ત્યાં કરવામાં આવે છે. વૈશ્વદેવમાં કરવામાં આવતા પાંચ ભૂસંસ્કાર કરી અગ્નિનું સ્થાપન કરવું. ગૃહ્ય લૌકિક અથવા અરણિકાષ્ટથી ઉત્પન્ન કરેલા અગ્નિનું સ્થાપન કરવું. ઉત્તરાયણમાં શુકલ પક્ષમાં શુભ દિવસે વિવાહથી અથવા પુરૂષસંયોગથી દૂષિત નહીં થયેલી એવી કુમારીનો હાથ ગ્રહણ કરવો. ઉત્તરા હસ્ત ચિત્રા ઉત્તરાષાઢા શ્રવણ ધનિષ્ઠા ઉત્તરાભાદ્રપદ રેવતી અશ્વિની સ્વાતી મૃગશિર અને રોહિણી આટલાં નક્ષત્ર વિવાહમાં શુભ છે. બ્રાહ્મણ સ્વવર્ણા ક્ષત્રિયા તથા વૈશ્યા સાથે, ક્ષત્રિય સ્વવર્ણા તથા વૈશ્યા સાથે, અને વૈશ્ય સ્વવર્ણા સાથે વિવાહ કરી શકેછે. વરનું મધુપર્કથી પૂજન થયા પછી વર કન્યાને વસ્ત્ર પહેરાવેછે. “ તું મારી સાથે સુખ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર. હું આપુંછું તે વસ્ત્ર ધારણ કર. મનુષ્યોનું શ્રેય કર. તું સો વર્ષ જીવ. પતિવ્રત તેજ યુક્ત થઈ દ્રવ્ય અને પ્રજા ઉત્પન્ન કરી તેમનું સંરક્ષણ કર. હે આયુષ્મતી, આ વસ્ત્ર પહેર.”

પછી ઉત્તરીય વસ્ત્ર આપેછે. " જે દેવીઓએ આ વસ્ત્ર કાંત્યું-છે તથા વણ્યુંછે, તે દેવીઓ તું વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરૂં ત્યાં સુધી તને વસ્ત્ર પહેરાવો. હે આયુષ્મતી, આ વસ્ત્ર પહેર." પછી કન્યાનો પિતા વરકન્યાને એક બીજાની સન્મુખ બેસાડે-છે. આ વખતે વરની ત્રણ પેઢી તથા કન્યાની ત્રણ પેઢીનો ગોત્રોચ્ચાર આચાર્ય કરેછે. પછી વર બોલેછે, " હે કન્યા, વિશ્વેદેવા અર્થાત્ સર્વ દેવતાઓ નિમિત્ત રાંધવામાં આવતું અન્ન, જળ, તથા વાયુ, આપણાં હૃદયને શુદ્ધ કરી, તેમાં સારા સંસ્કાર પાડો. પ્રજાપતિ અર્થાત્ પરમાત્મા આપણી વાણીને ધર્મમાં સ્થિર કરો." પછી પિતા કન્યાનું દાન આપેછે. તેનું ગ્રહણ કરી વર બહાર મંડપમાં જાયછે.

" હે કન્યા, તું એક દિશામાંથી બીજી દિશામાં જતા વાયુ માફક તારા પિતાના ગૃહમાંથી તારી રાજી ખુશીથી મારીજોડે આવેછે, તેથી તે વાયુ દેવતા તારા કર્ણનો આશ્રય લઈ, કર્ણ-માં તેજસ્વી વચનો સંભળાવી, તને મારામાં આસક્ત કરો." એમ કહી વર કન્યાનું નામ બોલેછે. પછી તેઓને એક બીજાની સામું જોવડાવેછે. વર કહેછે, " હે કન્યા, તું સૌમ્ય દૃષ્ટિવાળી થા. તું પતિનો વિરોધ કરીશ નહીં. તું પશુઓનું રક્ષણ કરજે. તારૂં મન પ્રસન્ન રાખજે. વીર પુત્ર ઉત્પન્ન કરજે. સૂર્યાદિ દેવતાઓનું સેવન કરજે. તું સુખ પામજે અને અમને સુખ આપજે. સર્વ મનુષ્યોને અને પશુઓને સુખી કરજે. પ્રથમ ઔષધિનાથ સોમે તારી સંભાળ લીધી, પછી ગન્ધર્વે અને તે પછી અગ્નિએ તારૂં રક્ષણ કર્યું, અને આ પ્રમાણે તને મોટી કરીને મનુષ્યને સોંપી. ઔષ-ધિનાથ સોમે ગન્ધર્વને આપી, ગન્ધર્વે અગ્નિને આપી, અગ્નિ-એ ધન તથા પ્રજાની પ્રાપ્તિ સારૂં આ કન્યા મને આપી." બા-ળક નાનું હોયછે ત્યારે તેને નિત્ય ઓસડ પાવાં પડેછે, અ-ને તેથી તેનું શરીર સ્વસ્થ રહેછે. પછી એને નાની નાની ક-વિતાઓ તથા ગીતો શીખવવામાં આવેછે. તે પછી કુમારને

ઉપનયન આપી ગુરૂને ત્યાં મોકલવામાં આવેછે, અને કુમારીને જાત જાતની રસોઈ શીખવવામાં આવેછે, જે શીખવાથી સાસરે સુખી થાયછે. આ મંત્રમાં આવી રીતે કુમારી શી રીતે ઉછરેછે તથા તેને શુંશું શીખવાડવું જોઇએ, તે જણાવવામાં આવ્યુંછે. ઘણા વિદ્વાનો આ મંત્રનો અર્થ એવો કરેછે, કે, "તારે ત્રણ ધણી થયા અને હું ચોથો ધણી છું." પણ આવી રીતે શાસ્ત્ર વિરૂદ્ધ કરેલો અર્થ શિષ્ટજનોએ માન્ય કરવો જોઇએ નહીં. યાજ્ઞવલ્કય કહેછે કે ઔષધિનાથ સોમે તેને કાયિક તથા માનસિક શુદ્ધિ અર્પણ કરી, ગંધર્વે તેને મંગળ વાણી આપી, તથા અગ્નિએ તેને સર્વ પ્રકારની પવિત્રતા આપી, તેથી સ્ત્રીને પવિત્ર ગણવી જોઇએ. ઔષધિના ઉપચારથી તેઓ પોતાની તથા પોતાની સંતતિની શુદ્ધિ કરે છે, સંગીતના અનુષ્ઠાનથી તેઓની વાણી અતિ પ્રિય લાગે છે, અને અગ્નિના અનુષ્ઠાનથી તેઓ વિધિ પ્રમાણે સાત્વિક રસોઇ બનાવી સર્વેને ભોજન આપી પોતે પાવન થાય છે અને બીજાને પાવન કરે છે. "પૂષા દેવતા તને સદ્ગુણ તથા શીલ સંપન્ન કરી મારે ત્યાં મોકલે. તું રતિ સુખ તથા પુત્રસુખ પ્રાપ્ત કરવા મારી સાથે વિહાર કર. તારાથી મારી મુક્તિપર્યંતની સર્વ કામનાઓ સિદ્ધ થાઓ." પછી વિવાહ હોમ કરવામાં આવે છે. પછી કન્યા લાજાહોમ કરે છે.

कुमार्या भ्राता शमीपलाशमिश्राँल्लाजानञ्जलिनांजलावावपति । तां जुहोति । संहतेन तिष्ठती अर्यमणं देवं कन्याऽग्निमयक्षत । स नो अर्यमा देवः प्रेतो मुंचतु मा पते स्वाहा । इयन्नार्युपब्रूते लाजानावपंतिका । आयुष्मानस्तु मे पतिरेधंतां ज्ञातयो मम स्वाहा । इमांल्लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव । मम तुभ्यं च संवननं तदग्निरनुमन्यतामियं स्वाहेति । अथास्यै दक्षिणं हस्तं गृह्णाति सांगुष्ठं । गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथा सः भगोऽअर्यमा सविता पुरन्धिर्मह्यं त्वाऽदुर्गार्हपत्याय देवाः । अमोऽहमस्मि सात्वं सात्वमस्य-

–मोऽअहं । सामाहमास्मि ऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेहि विवहावहै सह रेतो दधावहै प्रजां प्रजनयावहै पुत्रान्विंदावहै बहून् ते संतु जरदष्टयः । संप्रियौ रोचिष्णू सुमनस्यमानौ । पश्येम शरदः शतं जीवेम शरदः शतं श्रुणुयाम शरदः शतमिति ॥ पारस्कर. ॥ २९ ॥

પછી કુમારીનો ભાઈ શમી તથા ખાખર મિશ્રિત લાજા ( શેકેલી ડાંગર ) કુમારીની અંજલિમાં પોતાની અંજલી વડે નાંખે છે. કુમારી અંજલિ બંધ કરી ઉભી થઈ ત્રણ વખત લાજાની આહુતિ આપે છે. પ્રથમ આહુતિ આપતી વખતે કહે છે કે, “ સારા વરની પ્રાપ્તિ સારૂ મ્હેં કન્યાએ, હે તેજસ્વી સૂર્ય દેવતા, તારૂં યજન કર્યું હતું. હવે મ્હેં તેવો વર પ્રાપ્ત કર્યો છે, માટે મને આ મારા પિતાના ગૃહમાંથી મુક્ત કરીને મારા પતિના ગૃહ સાથે હમેશને માટે જોડ. પતિના ગૃહથી મને છૂટી પાડીશ નહીં. ” બીજી અને ત્રીજી આહુતિ વખતે અનુક્રમે કહે છે કે, “ મારો પતિ દીર્ઘાયુષ પ્રાપ્ત કરો, અને મારી જ્ઞાતિઓ વૃદ્ધિ પામો ”. “ હે પતિ તારી સમૃદ્ધિ સારૂ આ લાજાને હું અગ્નિમાં હોમું છું. આપણી બેઉ જણની પરસ્પર પ્રીતિને અગ્નિ અનુમોદન આપો. ” તે પછી વર કન્યાનો જમણો હાથ અંગુઠા સાથે ગ્રહણ કરી બોલે છે, “ હે યુવતિ, સન્તાનોત્પાદનાદિ સૌભાગ્યની સિદ્ધિને સારૂ હું તારો હસ્ત ગ્રહણ કરૂં છું. તું મારી સાથે આનંદ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર. ભગવાન્ સૂર્ય દેવતાએ તથા અર્યમા દેવતાએ મારી ગૃહિણી થવા સારૂ, રૂપ ગુણ સંપન્ન તને, મારે સ્વાધીન કરી છે. ઇશ્વરરૂપ હું છું અને પ્રકૃતિરૂપ તું છે. સામરૂપ હું છું અને ઋચારૂપ તું છે. દ્યૌરૂપ હું છું અને પૃથ્વીરૂપ તું છે. આવ આપણે બેઉ જણ વિવાહ કરીએ, વીર્ય ધારણ કરીને પ્રજા ઉત્પન્ન કરીએ, અને બહુ પુત્ર પ્રાપ્ત કરીએ. તારા પુત્ર દીર્ઘાયુષવાળા થાય. આપણે પરસ્પર પ્રેમથી જોડાઇએ તેજસ્વી થઇએ અને ઉચ્ચ મનોવૃત્તિ ધારણ કરીએ. સો

શરદ્ ઋતુ જોઇએ, સો શરદ્ ઋતુ જીવીએ અને સો શરદ્ ઋતુ શ્રુતિનું અધ્યયન કરીએ. ''૨૫

હાથ ગ્રહણ કરવા સંબંધમાં આશ્વલાયન કહે છે કેઃ-

अंगुष्ठमेव गृह्णीयाद्यदि कामयीत पुमांस एव मे पुत्रा जायेरन् । अङ्गुलीरेव स्त्रीकामः । हस्तं साङ्गुष्ठमुभयकामः ।

જે માણસને એવી ઇચ્છા હોય કે મારે પુત્ર સંતતિ થાય, તેણે એકલો અંગુઠો ગ્રહણ કરવો. પુત્રીની કામના વાળાએ આંગળીઓ ગ્રહણ કરવી. અને પુત્ર તથા પુત્રી બેઉની કામના વાળાએ અંગુઠા સાથે હાથ ગ્રહણ કરવો.

अथैनामश्मानमारोहयत्युत्तरतोऽग्नेर्दक्षिणपादेन । आरोहेममश्मानमश्मेव त्वं स्थिरा भव अभितिष्ठ पृतन्यतोवबाधस्व पृतनायत इति । अथ गाथां गायति सरस्वति प्रेदमव सुभगे वाजिनीवति । यां त्वा विश्वस्य भूतस्य प्रजायामस्याग्रतः । यस्यां भूतं समभवद्यस्यां विश्वमिदं जगत् । तामद्य गाथां गास्यामि या स्त्रीणामुत्तमं यश इति । अथ परिक्रामतः तुभ्यमग्ने पर्यवहन्त्सूर्यां वहतु ना सह।पुनः पतिभ्यो जायां दाग्ने प्रजया सहेति। एवं द्विरपरं लाजादि । चतुर्थे शूर्पकुष्ठ्या सर्वांल्लाजानावपति भगाय स्वाहेति । त्रिः परिणीतां प्राजापत्यं हुत्वा ॥ पारस्कर. ॥ २६०॥

પછી અગ્નિના ઉત્તર ભાગમાં સ્થાપન કરેલા પથ્થર ઉપર તેને ચઢાવે છે, વર કહે છે, ત્યારે ''હે કન્યા, આ પથ્થર ઉપર ચઢ અને પથ્થરના જેવી મજબુત થા. તારી સાથે કલહ કરે તેની સામે ઉભી રહી તેને શાંત કર, અને તારી ઉપર કોઇ હુમલો કરે તેનો પરાજય કર.'' પછી વર ગાન કરે છે. ''હે સરસ્વતિ, તું કલ્યાણ કરનાર તથા અન્નદાતા છું. આ સર્વની રક્ષા કર. તને વેદાદિ સર્વ વિશ્વની માતા રૂપે વર્ણવે છે. પ્રકૃતિ તુંજ છે. તારામાંથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે, અને તારામાંજ લીન થાય છે. જે ગીતમાં ગવાતા સરસ્વતિના યશ

ગુણ તથા પ્રભાવ સાંભળીને સ્ત્રીઓ શ્રેષ્ઠ યશ અને કીર્તિ સંપાદન કરે છે, તે સરસ્વતિનું ગીત હું ગાઇશ. " પછી વરકન્યા એક બીજાનો હાથ ઝાલીને અગ્નિની પરિક્રમા કરે છે. " હે અગ્નિ સોમાદિએ તાલીમ લેવા સારૂ આ કન્યા તને સોંપી હતી. તું તેને કાંતિમાન્ અને પાકશાસ્ત્રમાં નિપુણ બનાવી પછી યોગ્ય પતિ સાથે તેનો વિવાહ કરાવ તથા તેને પુત્રાદિ આપ. " આવી રીતે બીજી વખત તથા ત્રીજી વખત લાજાહોમથી પરિક્રમણ સુધીનું કર્મ કરવું. ચોથી વખત કુમારીનો ભાઇ સર્વે લાજાને સૂપડાથી કુમારીની અંજલીમાં નાંખે છે, અને કુમારી भगाय स्वाहा એમ બોલી સર્વ લાજા હોમી દે છે. ( પછી કાંઇ પણ મંત્ર ભણ્યા વિના ચોથી વાર અગ્નિનું પરિક્રમણ કરે છે. સૂત્રકારના મત પ્રમાણે ત્રણવાર અગ્નિની પરિક્રમા કરવાની છે. ) આ પ્રમાણે ત્રણવાર અગ્નિની પરિક્રમા કરી પ્રજાપતિને આહુતિ આપી નીચે પ્રમાણે કર્મ કરવામાં આવે છે. ૨૬

अथैनामुदीचीं सप्तपदानि प्रक्रामयति । एकमिषे द्वे ऊर्ज्जे त्रीणि रायस्पोषाय चत्वारि मायोभवाय पंच पशुभ्यः षड् ऋतुभ्यः सखे सप्तपदा भव । सा मामनुव्रता भव । विष्णुस्त्वानयत्विति सर्वत्रानुषजति । निष्क्रमणप्रभृत्युदकुंभं स्कंधे कृत्वा दक्षिणतोऽग्नेर्वाग्यतः स्थितो भवति । तत एनांमूर्द्धन्यभिषिंचति । आपः शिवाः शिवतमाः शांताः शांततमास्तास्ते कृण्वंतु भेषजमिति । आपोहिष्ठेति च तिसृभिः । अथैनां सूर्यमुदीक्षयति तच्चक्षुरिति । अथास्यै दक्षिणांसमधि हृदयमालभते । ममव्रते ते हृदयं दधामि मम चित्तमनु चित्तं ते अस्तु । मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तुमह्यामिति । अथैनामभिमंत्रयते । सुमंगलीरियं वधूरिमां समेत पश्यत सौभाग्यमस्यै दत्वा याथास्तं विपरेतनेति । तां दृढपुरुष उन्मथ्य प्राग्वोदग्वानुगुप्तागार आनडुहे रोहिते चर्मण्युपवेशयति । इह गावो निषीदंत्विहाश्वा इह पूरुषाः । इहो सहस्रदक्षिणो यज्ञ इह पूषा निषीदत्विति । ग्रामवचनं च कुर्युः । आचार्याय वरं ददाति ।

गौर्ब्राह्मणस्य वरः। ग्रामो राजन्यस्य। अश्वो वैश्यस्य। अस्तमिते ध्रुवं दर्शयति। ध्रुवमसि ध्रुवं त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि। मह्यं त्वादाद्बृहस्पतिर्मया पत्या प्रजावती संजीव शरदः शतमिति। त्रिरात्रमक्षारालवणाशिनौ स्यातामधः शयीयातां संवत्सरं न मिथुनमुपेयातां द्वादशरात्रं षड्रात्रं त्रिरात्रमंततः॥ पारस्कर.॥ २७॥

ઉપર પ્રમાણે પરિણુયન કર્યા પછી ( અગ્નિની પરિક્રમા કર્યા પછી ) વર કન્યાને ઉત્તર તરફ સાત પગલાં ચલાવે છે. તે વખતે દરેક પગલે વર નીચે પ્રમાણે મંત્ર ભણે છે. ૨૭

ॐ एकमिषे विष्णुस्त्वानयतु।

ભગવાન્ વિષ્ણુ તને પ્રથમ પગલું અન્નપ્રાપ્તિ સારૂં ચલાવો. ૧

ॐ द्वे ऊर्ज्जे विष्णुस्त्वानयतु।

ભગવાન્ વિષ્ણુ બળની પ્રાપ્તિ સારૂ તને બીજું પગલું ચલાવો. ૨

ॐ त्रीणिरायस्पोषाय विष्णुस्त्वानयतु।

ભગવાન્ વિષ્ણુ ધનપ્રાપ્તિને સારૂં તને ત્રીજું પગલું ચલાવો. ૩

ॐ चत्वारिमायोभवाय विष्णुस्त्वानयतु।

ભગવાન્ વિષ્ણુ સુખ પ્રાપ્તિને સારૂ તને ચોથું પગલું ચલાવો. ૪

ॐ पंच पशुभ्यो विष्णुस्त्वानयतु।

ભગવાન્ વિષ્ણુ પશુસમૃદ્ધિ સારૂ તને પાંચમું પગલું ચલાવો. ૫

ॐ षडृतुभ्यो विष्णुस्त्वानयतु।

ભગવાન્ વિષ્ણુ વસંતાદિ ઋતુના વિલાસ સારૂ તને છઠું પગલું ચલાવો. ૬

ॐ सखे सप्तपदा भव सा मामनुव्रता भव विष्णुस्त्वानयतु।

હે સખી, તું સાતમું પગલું ચાલીને સપ્તલોકમાં વિખ્યાત થા. મારી આજ્ઞા પ્રમાણે વર્તન રાખનારી થા. વિષ્ણુ ભગવાન્ તને

આતનું અગલું ચલાવો. "પિત્રા પ્રત્તામાદાય પિતાએ આપેલી ક-ન્યાને લઈ વર બહાર મંડપમાં જાય છે" આ વિધિ શરૂ થાય તે વખતથી એક માણસે પાણીનો ઘડો ખભા ઉપર લઇ વિવાહા-ગ્નિની દક્ષિણમાં કાંઈ પણ બોલ્યા વિના ઉભા રહેવું. આ ઘડા-માંથી પાણી લઇ સપ્તપદી પછી વરે કન્યા ઉપર અભિષેક કરવો. "જે જળ કલ્યાણ અભ્યુદય સુખ અને પરમાનંદ પ્રાપ્ત કરાવે છે, તે જળ તને આરોગ્ય રાખો." તથા આપોહિષ્ઠા૦ મંત્રો ભણીને પણ અભિષેક કરવો (આ મંત્રોના અર્થ સારૂ સંધ્યાનું પ્રકરણ જુઓ.) તે પછી તચ્ચક્ષુર્દેવ૦ એ મંત્રથી વર કન્યાને સૂર્યનું દર્શન કરાવે છે. (મંત્રના અર્થ સારૂ સંધ્યાનું પ્રકરણ જુઓ.) તે પછી કન્યાના જમણા ખભા ઉપર હાથ નાંખી વર તેના હૃદયનો સ્પર્શ કરે છે. "મારા વ્રતને અનુકૂળ તારૂ હૃદય કરૂં છું. મારા ચિત્તને અનુકૂળ તારૂં ચિત્ત થજો. તું એકચિત્તથી મારી આ-જ્ઞાનું પાલન કર. પ્રજાપતિ ભગવાન્, મારૂં કલ્યાણ કરવામાં તને નિયુક્ત કરે." પછી વર કન્યાનું અભિમંત્રણ કરે છે. "હે અગ્નિ આદિ વિવાહ દેવતાઓ, આ વધુએ ઉત્તમ મંગલ પ્રાપ્ત કર્યું છે. તમે સર્વ એકત્ર થઇ તેનું અવલોકન કરો, અને તેને સૌભા-ગ્ય અર્પણ કરી ફરીથી આવા શુભ પ્રસંગે પધારવા સારૂ હાલ તમારા નિવાસસ્થાનમાં પધારો." પછી કન્યાનો હાથ ઝાલી તેને સારી રીતે હલાવી, (કેટલાક આચાર્યોના મત પ્રમાણે કન્યાને ઉંચકી કોઇ દ્દઢ પુરૂષ તેને પાસેના ઘરમાં લઇ જાય છે,) મજબુત બાંધા વાળો તેનો પતિ તે કન્યાને પૂર્વ દિશામાં અથવા ઉત્તર દિશામાં એકાંત મકાનમાં લઇ જઇ, તેને રાતા ઋષભના ચર્મ ઉપર બેસાડે છે. "આ બેઠક ઉપર ગાયો અ-શ્વો તથા પુરૂષો બેસો. અહીંઆં હજારો મનુષ્યોને પ્રાણપ્રદાન કરનાર યજ્ઞસ્વરૂપ સૂર્ય બિરાજો." પછી ગામની વૃદ્ધ સ્ત્રીઓ તથા પુરૂષો જે કરવાનું કહે તે કરવું. અર્થાત્ લોકાચાર પ્ર-માણે જે કાંઇ કરવામાં આવતું હોય તે કરવું. પછી આચાર્યને દક્ષિણા આપવી. બ્રાહ્મણે ગાય આપવી, રાજાએ ગામ આ-

પવું, અને વૈશ્યે અશ્વ આપવો. રાત્રિએ વર કન્યાને ધ્રુવનું દર્શન કરાવે છે. “ હે વધુ, તું ધ્રુવની પેઠે સ્થિર થાય તે સારૂ તને ધ્રુવ દેખાડું છું. તું મારામાં દૃઢ ભક્તિ વાળી, અને મારી પ્રજાનું પોષણ કરનારી થા. તને બ્રહ્માએ મને આપી છે, તેથી તું મારી સાથે પ્રજા ઉત્પન્ન કરી સો વર્ષ જીવ. ” વિવાહના દિવસથી આરંભી ત્રણ દિવસ સુધી વર અને કન્યાએ ક્ષાર અને લવણ રહિત ભોજન કરવું, જમીન ઉપર પથારી પાથરી સુઇ રહેવું, અને એક વર્ષ પર્યંત અથવા તેમ ના બને તો બાર રાત્રિ છરાત્રિ અથવા છેવટે ત્રણ રાત્રિ પણ બ્રહ્મચર્ય પાળવું. વિવાહથી આરંભીને નિત્ય અગ્નિની ઉપાસના કરવી. સવારમાં સૂર્ય ઉદય થતા પહેલાં પાંચ ભૂસંસ્કાર કરી સમિધથી અગ્નિને પ્રદીપ્ત કરી

**अग्नयेस्वाहा । इदमग्नये ॥ प्रजापतये स्वाहा । इदं प्रजापतये ॥**

એમ બે આહુતિઓ દહીં અથવા ચોખાની આપવી. પ્રજાપતિને આહુતિ આપતી વખતે મંત્ર મનમાં ભણવો અને મનમાં સર્વ જગતમાં વ્યાપ્ત પરમાત્માનું ધ્યાન ધરવું. તેમજ રાત્રે સૂર્ય અસ્ત થયા પછી પણ દહીં અથવા ચોખાની બે આહુતિઓ

**सूर्याय स्वाहा । इदं सूर्याय ॥ प्रजापतये स्वाहा। इदं प्रजापतये॥**

આ બે મંત્ર ભણી આપવી. આ પ્રમાણે ગૃહ્યાગ્નિમાં નિત્ય હોમ કરવો.

ગર્ભ ધારણ કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીએ પતિના પહેલાં સવાર સાંજ નીચેનો મંત્ર ભણી બે આહુતિઓ આપવી.

**पुमांसौ मित्रावरुणौ पुमांसावश्विनावुभौ । पुमानिंद्रश्च सूर्यश्च पुमां संवर्त्ततां मयि स्वाहा ॥**

“ હે પુરૂષરૂપવાળા મિત્રાવરૂણ બે અશ્વિનીકુમાર ઇન્દ્ર અને સૂર્ય દેવતાઓ, હું પુત્રગર્ભ ધારણ કરૂં એવો મને આશિર્વાદ આપો. ”

પરણ્યા પછી ચોથે દિવસે પાછલી રાત્રે અર્થાત્ પાંચમા દિવસના પરોઢીએ હોમ કરી, વર કન્યાને કોળીઆ ભરાવે છે.

अथैनां स्थालीपाकं प्राशयति । प्राणैस्ते प्राणान्संदधाम्यस्थिभिरस्थीनि मांसैर्मांसानि त्वचा त्वचमिति । तामुदुह्य यथर्तुप्रवेशनम् । अथास्यै दक्षिणांसमधि हृदयमालभते । यत्ते सुसीमे हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात्पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतमिति ॥ पारस्कर. ॥ २८ ॥

વર કન્યાને જમાડતી વખતે કહે છે કે, "મારા પ્રાણની જોડે હું તારા પ્રાણને જોડું છું, મારાં અસ્થીની જોડે હું તારાં અસ્થીને જોડું છું, મારા માંસની જોડે હું તારૂં માંસ જોડું છું, અને મારી ત્વચાની જોડે હું તારી ત્વચાને જોડું છું. આ પ્રમાણે તેનું પરણીને ઋતુકાળમાં અભિગમન કરવું. પછી વર કન્યાના જમણા ખભા ઉપર પોતાનો જમણો હાથ નાંખી તેના હૃદયનો સ્પર્શ કરી કહે છે કે, "હે સુંદર સેંથી વાળી વધુ, તારૂં હૃદય ચંદ્ર જેવી કાંતિ વાળો પુત્ર ઉત્પન્ન કરવા તરફ દોરાયું છે તે હું જાણું છું, અને મારી પણ એવીજ વૃત્તિ છે એમ તું જાણ. આપણે સો શરદઋતુઓ જોઇએ, આપણે સો શરદઋતુઓ જીવીએ અને આપણે સો શરદરૂતુ સુધી શ્રુતનું અધ્યયન કરીએ."

હરેક સંસ્કારમાં જેનો સંસ્કાર કરવાનો હોય તેને સ્પર્શ કરી મંત્ર ભણવાનું લખ્યું છે. આ સ્પર્શ તથા મંત્રથી હીપ્નોટીઝમના જેવી અસર થાય છે. આવા સ્પર્શનો તથા મંત્રોનો ઉપયોગ માત્ર સંસ્કારોમાંજ થતો એમ નહીં, પણ અસાધ્ય રોગો મટાડવામાં પણ કરવામાં આવતો હતો. તેનું દૃષ્ટાંત નીચે આપવામાં આવે છે.

हस्ताभ्यां दशशाखाभ्यां जिव्हा वाचः पुरोगवी।
अनामयित्नुभ्यां त्वा ताभ्यां त्वोपस्पृशामसि ॥ ऋग्वेद. ॥

"જીભથી મંત્રનો ઉચ્ચાર કરી દસ આંગળી વાળા તથા આરોગ્યતા આપનારા હાથથી હું તારો સ્પર્શ કરૂં છું." આ મંત્ર વિષે ! ફ્રિથ લખે છે કેઃ—

The stanza is important as showing that the Indians employed touches or laying on of hands to relieve suffering or to restore health, અને આ ક્રિયાને Hypnotising passes તથા Hypnotism કહે છે. ક્રિયાઓમાં ડાબા કરતાં જમણો હાથ ઉપયોગમાં લેવાનું કારણ નીચેનો મંત્ર જણાવે છે.

अयं मे हस्तो भगवानयं मे भगवत्तरः।
अयं मे विश्वभेषजोऽयं शिवाभिमर्शनः॥ ऋग्वेद.॥

"આ મારો ડાબો હાથ કલ્યાણકારક છે, અને તેના કરતાં પણ મારો જમણો હાથ વધારે કલ્યાણકારક છે; કારણ કે, તેમાં આખા વિશ્વનું ઔષધ સમાયલું છે. તેના સ્પર્શથી સર્વ પ્રકારે કલ્યાણ થાય છે."

આવી શક્તિ પ્રાપ્ત કરવા સારૂ, આ ગ્રંથમાં જણાવવામાં આવેલા સદાચાર તથા યમ નિયમાદિનું સેવન આવશ્યક છે.



## ॥ द्वितीय रश्मिः ॥

### પ્રકરણ ૧ લું.

#### બ્રહ્મચર્યાશ્રમ.

आचार्य उपनयमानो ब्रह्मचारिणं कृणुते गर्भमन्तः । तं रात्री तिस्र उदरे बिभर्ति तं जातं द्रष्टुमभिसंयन्ति देवाः । इयं समित्पृथिवी द्यौर्द्वितीयोतान्तरिक्षं समिधा पृणाति । ब्रह्मचारी समिधा मेखलया श्रमेण लोकांस्तपसा पिपर्ति । पूर्वोजातो ब्रह्मणो ब्रह्मचारी घर्मं वसानस्तपसोदतिष्ठत् । तस्माज्जातं ब्राह्मणं ब्रह्मज्येष्ठं देवाश्च सर्वे अमृतेन साकम् ॥ अथर्ववेद. ॥ १ ॥

આચાર્ય ઉપનયનસંસ્કાર કરી બ્રહ્મચારીને ત્રણ રાત્રિ શૌચ આચાર આદિ શીખવે છે. પછી તેને ગાયત્રીનો ઉપદેશ ગ્રહણ કરવાને અધિકારી થયેલો જોવા દેવતાઓ આવે છે. તે પછી હોમ કરાવી આચાર્ય પ્રતિજ્ઞા લેવડાવે છે, કે, "હું બ્રહ્મચર્ય આશ્રમમાં રહી, સમિધ મેખલા તથા તપથી ત્રણ લોકનું કલ્યાણ કરવા પ્રયત્ન કરીશ." વેદાધ્યયન વેદવ્રત અને તપના પ્રભાવથી બ્રહ્મચારી સર્વ કરતાં શ્રેષ્ઠ છે. જ્યારે તે વેદાધ્યયનનો પ્રારંભ કરે છે, ત્યારે દેવતાઓ તેના ઉપર અમૃતની વૃષ્ટિ કરી તેને સહાય કરે છે. અર્થાત્ દેવતાઓ તેના તરફ સ્નેહની દૃષ્ટિથી જુએ છે, અને વેદના અધ્યયનમાં અદૃશ્ય રીતે સહાય કરે છે. ૧.

ब्रह्मचार्योतिसमिधा समिद्धः कार्ष्णं वसानो दीक्षितो दीर्घश्मश्रुः । स सद्य एति पूर्वस्मादुत्तरं समुद्रं लोकान्संगृभ्य मुहुराचरिक्रत् । ब्रह्मचारी जनयन् ब्रह्मापो लोकं प्रजापतिं परमेष्ठिनं विराजम् ।

गर्भो भूत्वाऽमृतस्य योनाविन्द्रो ह भूत्वाऽसुरांस्ततर्ह । ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति । आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते । ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् । अनड्वान् ब्रह्मचर्येणाश्वो घासं जिगीषति । ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत । इन्द्रो ह ब्रह्मचर्येण देवेभ्यः स्वराभरत् ॥ अथर्ववेद. ॥ २ ॥

સમિધ અને મૃગચર્મ ધારણ કરી, યમ નિયમ યુક્ત લાંબી દાઢી મુછો વાળો બ્રહ્મચારી પૂર્વ સમુદ્રથી ઉત્તર સમુદ્ર તરફ પ્રયાણ કરે છે, અને લોકોને ભેગા કરી વારંવાર સદ્ધર્મનો ઉપદેશ કરે છે. વેદ, પ્રાણશક્તિ, ત્રણ લોક, પ્રજાપતિ, પરમાત્મા, અને વિરાટ્, એ સર્વનું યથાર્થ સ્વરૂપ સમજાવી, પોતે મોક્ષમાર્ગમાં સ્થિત થઈ, દુષ્ટ પાખણ્ડીઓનો તિરસ્કાર કરે છે. બ્રહ્મચર્યના પ્રતાપથી રાજા સારી રીતે રાજ્યનું રક્ષણ કરી શકે છે; આચાર્ય વિદ્યાનું અધ્યયન તથા અધ્યાપન કરી તથા કરાવી શકે છે; કન્યા પોતાને યોગ્ય યુવાન્ પતિ મેળવી શકે છે; બળદ અને ઘોડાઓ બીજાં પ્રાણીઓના કરતાં બ્રહ્મચર્યનાજ પ્રતાપથી પોતાનું સારી રીતે પોષણ કરી શકે છે; દેવતાઓ પણ બ્રહ્મચર્ય અને તપનાજ પ્રભાવથી મૃત્યુને જીતી શકે છે; અને ઇન્દ્ર પણ બ્રહ્મચર્યનાજ પ્રતાપથી સ્વર્ગનું રાજ્ય ભોગવે છે. ૨

उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ।
आचारमग्निकार्यं च संध्योपासनमेव च ॥ मनुः ॥ ३ ॥

ગુરૂએ શિષ્યને ઉપનયનસંસ્કાર કરી, પ્રથમ તેને શૌચ આચાર, અગ્નિકાર્ય અને સંધ્યોપાસન શીખવવાં. ૩

अध्येष्यमाणस्त्वाचान्तो यथाशास्त्रमुदङ्मुखः ।
ब्रह्माञ्जलिकृतोऽध्याप्यो लघुवासा जितेन्द्रियः ॥ मनुः ॥ ४ ॥

યથાવિધિ આચમન કરી બ્રહ્માંજલિ કરી અલ્પ વસ્ત્ર પહેરી ઇન્દ્રિયોનું નિયમન કરી અધ્યયન કરવા આવેલા શિષ્યને ગુરૂએ વેદાધ્યયન કરાવવું. ૪

ब्राह्मेण विप्रस्तीर्थेन नित्यकालमुपस्पृशेत् ।
कायत्रैदशिकाभ्यां वा न पित्र्येण कदाचन ॥ मनुः ॥ ५ ॥

વિપ્રે નિત્ય બ્રાહ્મતીર્થથી અથવા પ્રાજાપત્ય તીર્થથી અથવા દૈવતીર્થથી આચમન કરવું, પણ પિત્ર્યતીર્થથી કદિ આચમન કરવું નહીં. ૫

अङ्गुष्ठमूलस्य तले ब्राह्मं तीर्थं प्रचक्षते ।
कायमङ्गुलिमूलेऽग्रे दैवं पित्र्यं तयोरधः ॥ मनुः ॥ ६ ॥

અંગુઠાના મૂળની નીચે બ્રાહ્મતીર્થ છે. આંગળીઓના મૂળમાં પ્રાજાપત્ય તીર્થ છે, અને અગ્રમાં દૈવતીર્થ છે. અંગુઠાની અને તર્જનીની મધ્યમાં પિત્ર્ય તીર્થ છે. બ્રાહ્મતીર્થથી આચમન કરવાની સુગમતા પડે છે તેથી તેને પસંદ કર્યું છે. ૬

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
खानि चैव स्पृशेदद्भिरात्मानं शिर एव च ॥ मनुः ॥ ७ ॥

પ્રથમ ત્રણ વખત જળથી આચમન કરી ઉપવસ્ત્રથી બે વખત મ્હોં લોહોવું. પછી હાથમાં જળ લઈ ઇન્દ્રિયોને હૃદયને અને શિરને તે અડકાડવું. આ પ્રમાણે આચમન કર્યાથી કંઠમાંથી કફાદિ દૂર થાય છે અને શરીરના અવયવો જાગૃતિમાં આવે છે.૭

अनुष्णाभिरफेनाभिरद्भिस्तीर्थेन धर्मवित् ।
शौचेप्सुः सर्वदाचामेदेकान्ते प्रागुदङ्मुखः ॥ मनुः ॥ ८ ॥

ઠંડા અને ફીણ વગરના જળથી શુદ્ધિની ઈચ્છા રાખનાર ધર્મજ્ઞ દ્વિજે નિત્ય બ્રાહ્મતીર્થથી પૂર્વ અથવા ઉત્તરાભિમુખ બેસી એકાન્તમાં આચમન કરવું. ૮

हृद्गाभिः पूयते विप्रः कण्ठगाभिस्तु भूमिपः ।
वैश्योऽद्भिः प्राशिताभिस्तु शूद्रः स्पृष्टाभिरंततः ॥ मनुः ॥ ९ ॥

જળ હૃદયમાં જવાથી બ્રાહ્મણ પવિત્ર થાય છે, તથા કણ્ઠમાં જવાથી રાજન્ય પવિત્ર થાય છે. માત્ર જળના પ્રાશનથી વૈશ્ય અને જળનો સ્પર્શ કરવાથી શૂદ્ર પવિત્ર થાય છે. ૯

ब्रह्मारंभेऽवसाने च पादौ ग्राह्यौ गुरोः सदा ।
संहत्य हस्तावध्येयं स हि ब्रह्माञ्जलिः स्मृतः ॥ मनुः ॥१०॥

વેદાધ્યયનના પ્રારંભમાં અને અંતમાં સદા ગુરૂના પાદનું ગ્રહણ કરવું તથા હાથ જોડીને અધ્યયન કરવું, તેને બ્રહ્માંજલિ કહે છે. ૧૦.

ब्रह्मणः प्रणवं कुर्यादादावन्ते च सर्वदा ।
स्रवत्यनोंकृतं पूर्वं पुरस्ताच्च विशीर्यते ॥ मनुः ॥११॥

વેદાધ્યયનના પ્રારંભમાં અને અંતમાં સર્વદા ૐકાર બોલવો. આ પ્રમાણે નહીં કરવાથી ભણેલું ધીમે ધીમે નષ્ટ થાય છે. ૧૧.

प्राक्कूलान्पर्युपासीनः पवित्रैश्चैव पावितः ।
प्राणायामैस्त्रिभिः पूतस्तत ओङ्कारमर्हति ॥ मनुः ॥१२॥

પૂર્વાગ્ર પાથરેલા દર્ભના આસન ઉપર બેસી, પવિત્રોથી પાવન થઇ, ત્રણ પ્રાણાયામથી શુદ્ધ થઇ, પછી ૐકારનો ઉપદેશ ગ્રહણ કરવાને યોગ્ય થાય છે. આ શ્લોકમાં યોગનાં બે અંગ વર્ણવ્યાં છે. तत्र स्थिरसुखमासनम् ॥ योग० ॥ જે આસન ઉપર આપણે સ્થિર અને સુખપૂર્વક બેસી શકીએ તેવું આસન ગ્રહણ કરવું. ગીતામાં ( चैलाजिनकुशोत्तरम् ) પ્રથમ કુશ પાથરી તેની ઉપર મૃગચર્મ પાથરી તેની ઉપર ઉનનું વસ્ત્ર પાથરવું, એમ કહ્યું છે. આવું આસન શુભ સંસ્કાર જનક છે, તથા યોગાનુષ્ઠાનને અનુકૂળ છે. तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ॥ योग० ॥ આ આસન સિદ્ધ થયા પછી શ્વાસોચ્છ્વાસની ગતિને રોકવી તેનું નામ પ્રાણાયામ કહેવાય છે.

स तु बाह्याभ्यंतरस्तंभवृत्तिर्देशकालसंख्याभिःपरिदृष्टो दीर्घसूक्ष्मः॥योग०॥
. શરીરના વાયુને બહાર કાઢી શ્વાસોચ્છ્વાસની ગતિ રોકવી તેને બાહ્ય કહે છે. બહારના વાયુને શરીરમાં લઇ પછી શ્વાસોચ્છ્વાસની ગતિ રોકવી તેને આભ્યંતર કહે છે. અને આ બેમાંનું કાંઇ પણ કર્યાવિના જેવી સ્થિતિમાં બેઠા હુઇએ તેવીજ સ્થિતિમાં શ્વાસોચ્છ્વાસની ગતિ રોકવી તેને સ્તંભવૃત્તિ કહે છે. આ ત્રણ જાતના પ્રાણાયામો દેશ કાળ અને સંખ્યા અનુસાર દીર્ઘ અથવા સૂક્ષ્મ ગણાય છે. ततः क्षीयते प्रकाशावरणम् ॥ योग० ॥ પ્રાણાયામના અનુષ્ઠાનથી કાયિક તથા માનસિક અશુદ્ધિ દૂર થાય છે, અને તેને પરિણામે જ્ઞાનનું આવરણ કરનારી અવિદ્યાનો ક્ષય થાય છે. किञ्च धारणासु च योग्यता मनसः ॥ योग० ॥ અને ધારણાનું અનુષ્ઠાન કરવાને મન યોગ્ય થાય છે. ૧૨.

अकारं चाप्युकारं च मकारं च प्रजापतिः ।
वेदत्रयान्निरदुहत् भूर्भुवः स्वरितीति च ॥ मनुः ॥ १३ ॥

પ્રજાપતિએ ત્રણ વેદમાંથી તેમના સાર રૂપ અકાર ઉકાર તથા મકાર, અને ભૂર્ભુવઃ તથા સ્વઃ દોહી કાઢયાં; અર્થાત્ સાર રૂપે શોધી કાઢયાં. ૧૩.

त्रिभ्य एव तु वेदेभ्यः पादं पादमदूदुहत् ।
तदित्यृचोऽस्याः सावित्र्याः परमेष्ठी प्रजापतिः ॥ मनुः ॥१४॥

પ્રજાપતિએ ત્રણ વેદમાંથી, “ तत्सवितुर्वरेण्यं । भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ ” આ સાવિત્રીની ઋચાનો, એક એક પાદ દોહી કાઢયો. ૧૪.

एतदक्षरमेतां च जपन्व्याहृतिपूर्विकाम् ।
संध्ययोर्वेदविद्विप्रो वेदपुण्येन युज्यते ॥ मनुः ॥१५॥

જે વેદવિદ્ વિપ્ર પ્રથમ ૐકારનો ઉચ્ચાર કરી, પછી ત્રણ વ્યાહૃતિ બોલી આ સાવિત્રી મંત્રનો જપ સાયંપ્રાતઃ કરે છે, તેને

વેદાધ્યયન કર્યા જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે. હાલ જપ કરવો એટલે એક મંત્રને માળા લઇને સો વખત કે હજાર વખત અ-ર્થ સમજ્યાવિના ભણી જવો, એવી સર્વની સમજ છે. પણ આવો જપ કેવળ નિરર્થક છે. तज्जपस्तदर्थभावनम् ॥ योग० ॥ ૐકાર ઈશ્વરનો વાચક છે, અને તેનો જપ કરવો એટલે તેના અર્થનો વિચાર કરવો એમ સમજવું. ૐકાર કેવી રીતે ઈશ્વરનો વાચક છે એ માણ્ડુકય ઉપનિષદ્‌માં જણાવ્યું છે, જેનું ભાષાંતર આ ગ્રંથના આત્મજ્ઞાનના પ્રકરણમાં આપવામાં આવ્યું છે. ત્રણ વ્યાહૃતિઓ ત્રણ લોકનું ભાન કરાવે છે. "તે સવિતા દેવને પ્રકાશ આપનાર સર્વોત્તમ તેજનું અમે ધ્યાન ધરીએ છીએ, જે તેજ અમારી બુદ્ધિને સત્કર્મમાં પ્રેરો," આવો સાવિત્રીનો અર્થ થાય છે. આ પ્રમાણે મંત્રોના અર્થનું પુનઃ પુનઃ ચિંત્વન કરવું તેને જપ કહે છે. અને તે પ્રમાણે જપ કરવાથીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ततः प्रत्यक्‌चेतनाधिगमोऽप्यंतरायाभावश्च ॥ योग० ॥ આવી રીતે જપ કરવાથી અંતરાત્માનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, તથા સર્વ વિઘ્ન નષ્ટ થાય છે. ૧૫.

सहस्रकृत्वस्त्वभ्यस्य बहिरेतत्त्रिकं द्विजः ।
महतोऽप्येनसो मासात्त्वचेवाहिर्विमुच्यते ॥ मनुः ॥१६॥

જે દ્વિજ આ ત્રિક (પ્રણવ વ્યાહૃતિ અને સાવિત્રી) નો એક માસ ગામ બહાર જઇ નિત્ય એક એક હજાર જપ કરે છે, તે જેમ સર્પ પોતાના કંચુકમાંથી મુક્ત થાય છે, તેમ મહા પાતકથી મુક્ત થાય છે. ૧૬.

एतयर्चा विसंयुक्तः काले च क्रियया स्वया ।
ब्रह्मक्षत्रियविड्योनिर्गर्हणां याति साधुषु ॥ मनुः ॥१७॥

બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્ય યોનિમાં જન્મેલો જે મનુષ્ય આ સાવિત્રીની ઋચાથી અને યથાકાલ સંસ્કારથી રહિત રહે છે, તે સજ્જનોમાં નિન્દાને પાત્ર થાય છે. ૧૭.

एकाक्षरं परं ब्रह्म प्राणायामः परं तपः ।
सावित्र्यास्तु परं नास्ति मौनात्सत्यं विशिष्यते ॥ मनुः ॥१८॥

ૐકાર પરબ્રહ્મનો વાચક છે. પ્રાણાયામ પરમ તપ છે. સાવિત્રીથી કોઇ મંત્ર પર નથી. અને મૌનનથી સત્ય શ્રેષ્ઠ છે. ૧૮.

विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः ।
उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसः स्मृतः ॥ मनुः ॥१९॥

વિધિયજ્ઞથી જપયજ્ઞ દશગણો શ્રેષ્ઠ છે. બીજો માણુસ શ્રવણ કરે નહીં તેવી રીતે કરવામાં આવેલો જપયજ્ઞ સોઘણો શ્રેષ્ઠ છે. અને માનસિક જપયજ્ઞ હજારઘણો શ્રેષ્ઠ છે. ૧૯.

ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।
सर्वे ते जपयज्ञस्य कलां नार्हंति षोडशीम् ॥ मनुः ॥२०॥

ચાર પાક યજ્ઞ, અર્થાત્ દેવયજ્ઞ પિતૃયજ્ઞ ભૂતયજ્ઞ અને મનુષ્ય યજ્ઞ, તથા દર્શપૌર્ણમાસાદિ વિધિયજ્ઞ, આ સર્વે મળીને પણ જપયજ્ઞની સોળમી કળાની બરોબરી કરી શકતા નથી.

यज्ञानां तपसां चैव शुभानां चैव कर्मणाम् ।
वेद एव द्विजातीनां निःश्रेयसकरः परः ॥ याज्ञ. ॥२१॥

યજ્ઞ તપ અને સર્વ શુભ કર્મો કરતાં પણ દ્વિજનું પરમ કલ્યાણ કરનાર માત્ર વેદાધ્યયનજ છે. ૨૧

जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्न वा कुर्यात् मैत्रो ब्राह्मण उच्यते ॥ मनुः ॥२२॥

ત્રણ વર્ણમાંથી બ્રાહ્મણ માત્ર જપ યજ્ઞથીજ સંસિદ્ધિ પ્રાપ્ત કરે છે, એમાં સંશય નથી. જપયજ્ઞનિષ્ઠ બ્રાહ્મણ અન્ય યજ્ઞ કરે તોપણ ચાલે અને ના કરે તો પણ ચાલે. બ્રાહ્મણ સર્વનો મિત્ર છે. જ્ઞાનથી બીજું કાંઈ અધિક નથી. नहि ज्ञानेन सदृशं

पवित्रमिह विद्यते ॥ गीता. ॥ તેથી બ્રાહ્મણ અન્ય કર્મમાં પોતાનો વખત ગાળ્યા વિના અધ્યયન અધ્યાપનમાં ગાળે તો તે જગતનું વધારે કલ્યાણ કરી શકે છે. પણ જેઓ વેદાધ્યયન તથા વેદાધ્યાપનમાં નિષ્ઠ નથી, તેઓ જો યથાવિધિ પંચયજ્ઞ કરતા નથી, તો પ્રાયશ્ચિત્તમાં પડે છે. ૨૨.

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेद्विद्वान्यंतेव वाजिनाम् ॥ मनुः ॥२३॥

આકર્ષક વિષયો તરફ વિચરતી ઇન્દ્રિયોનો સંયમ કરવામાં, જેમ સારથિ ઘોડાને નિયમમાં રાખવા પ્રયત્ન કરે છે, તેમ મનુષ્યે પ્રયત્ન કરવો. આને પ્રત્યાહાર કહે છે. स्वविषयासम्प्रयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ॥ योग० ॥ ઇન્દ્રિયો પોતાના વિષયોનો ત્યાગ કરી કેવળ આત્મસ્વરૂપમાં સ્થિત થાય, તેને પ્રત્યાહાર કહે છે. ૨૩

इन्द्रियाणां प्रसंगेन दोषमृच्छत्यसंशयम् ।
संनियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥ मनुः ॥२४॥

મનુષ્ય ઇન્દ્રિયોના પ્રસંગથી દોષ પ્રાપ્ત કરે છે, એમાં સંશય નથી. માત્ર તેમને વશ કરવાથીજ સિદ્ધિ મેળવી શકે છે.૨૪.

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ मनुः ॥२५॥

વિષયસુખ યથેચ્છ ભોગવવાથી કદાપિ કામવિકાર શાંત થતો નથી; પણ જેવી રીતે આહુતિથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, તેવી રીતે વિષયવાસના વધતી જાય છે. ૨૫.

न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया ।
विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥ मनुः ॥२६॥

વિષયાસક્ત ઇન્દ્રિયોને જેવી જ્ઞાનથી વશ કરી શકાય છે, તેવી વિષય સેવનનો ત્યાગ કર્યાથી વશ કરી શકાતી નથી. विवेकख्यातिरविप्लवा हानोपायः ॥ योगांगानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥ यमनियमासनप्राणायामप्रत्याहारध्यानधारणा समाधयोऽष्टावंगानि ॥ योग० ॥ અવિદ્યા અસ્મિતા રાગ દ્વેષ અને અભિનિવેશ આ પાંચ ક્લેશ, જે વિષયાસક્ત ઈન્દ્રિયોથી ઉત્પન્ન થાય છે, તેમનો નાશ કરનાર સ્થિર વિવેકજ્ઞાન છે. યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધ્યાન ધારણા અને સમાધિ, આ આઠ યોગાંગના અનુષ્ઠાનથી કાયિક વાચિક તથા માનસિક અશુદ્ધિનો ક્ષય થાય છે, અને વિવેક જ્ઞાન ઉત્પન્ન થાય છે. આઠ યોગાંગનું વર્ણન આ ગ્રંથમાં યથાસ્થાને આપવામાં આવ્યું છે. ૨૬.

वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ मनुः ॥ २७ ॥

વેદાધ્યયન દાન યજ્ઞ નિયમ અને તપ એ સર્વ દુષ્ટભાવનાવાળા મનુષ્યને કોઈપણ પ્રકારે સિદ્ધિ પ્રાપ્ત કરાવતાં નથી. ૨૭.

श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः ।
न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥ मनुः ॥ २८ ॥

જે મનુષ્ય શ્રવણ કરીને સ્પર્શ કરીને જોઈને જમીને તથા સુંઘીને હર્ષ અથવા શોક પામતો નથી, તેને જીતેન્દ્રિય જાણવો. ૨૮

वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।
सर्वान्संसाधयेदर्थानक्षिण्वन्योगतस्तनुम् ॥ मनुः ॥ २९ ॥

સર્વ ઈન્દ્રિયોને વશ કરીને તથા મનનો સંયમ કરીને, હઠયોગથી શરીરને ક્ષીણ કર્યા વિના, મનુષ્યે સર્વ પુરૂષાર્થ સિદ્ધ કરવા.

देशबन्धश्चित्तस्य धारणा । तत्रप्रत्ययैकतानता ध्यानम् । तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः । त्रयमेकत्र संयमः ॥ योग० ॥

પરમાણુથી મહત્તત્ત્વ પર્યંત કોઇ પણ વસ્તુમાં ચિત્તને સ્થિર કરવું તેનું નામ **ધારણા.** તે વસ્તુમાં ચિરકાળ સુધી ચિત્તવૃત્તિનો પ્રવાહ સ્થિર રાખવો, તેનું નામ **ધ્યાન.** અને તેજ ધ્યેય વસ્તુનુંજ ભાન રહે તથા ધ્યાતા ધ્યાન અને ધ્યેય એ ત્રિપુટીનું વિસ્મરણ થાય, તેનું નામ **સમાધિ.** આ ત્રણ એકત્ર થવાથી **સંયમ** થાય છે, અને **સંયમ** સિદ્ધ થવાથી સર્વે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, જેનાથી મનુષ્ય અભ્યુદય મેળવી શકે છે. આ સિદ્ધિઓમાં આસક્તિ નહીં રાખતાં જે મનુષ્ય પરમાત્મામાં ચિત્તનો **સંયમ** કરે છે, તે નિઃશ્રેયસ અર્થાત્ કૈવલ્યપદ પ્રાપ્ત કરી શકે છે. ૨૯.

**स्नानमब्दैवतैर्मन्त्रैर्मार्जनं प्राणसंयमः ।**
**सूर्यस्य चाप्युपस्थानं गायत्र्याः प्रत्यहं जपः ॥ याज्ञ. ॥ ३० ॥**

आपो हि ष्ठा० આદિ ત્રણ મંત્રથી સ્નાન માર્જન અને પ્રાણાયામ કરી, નિત્ય સૂર્યનું ઉપસ્થાન તથા ગાયત્રીનો જપ કરવો. ( જુઓ સંધ્યાપ્રકરણ ) ૩૦.

**संध्यां प्राक् प्रातरेवं हि तिष्ठेदासूर्यदर्शनात् ।**
**अग्निकार्यं ततः कुर्यात्संध्ययोरुभयोरपि ॥ याज्ञ. ॥ ३१ ॥**

નિત્ય સવારમાં સૂર્યનું દર્શન થતા સુધી ઉભા રહી સંધ્યા નિમિત્ત સાવિત્રીનો જપ કરવો. તેજ પ્રમાણે સાયંકાળે સૂર્ય અસ્ત થાય અને તારાઓનો ઉદય થાય ત્યાં સુધી બેસીને સાવિત્રીનો જપ કરવો. પછી સવાર સાંજ અગ્નિમાં નિત્ય હોમ કરવો. ૩૧.

**ततोऽभिवादयेद्वृद्धानसावहमिति ब्रुवन् ।**
**गुरुं चैवाप्युपासीत स्वाध्यायार्थं समाहितः ॥ याज्ञ. ॥ ३२ ॥**

આ પ્રમાણે સવારમાં સંધ્યા અને હોમ કરી વૃદ્ધોને પોતાનું નામ બોલી પગે લાગવું, અને સ્વસ્થ ચિત્તથી ગુરૂની પાસે સ્વાધ્યાયના અધ્યયન સારૂં જવું. ૩૨.

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम् ॥ मनुः ॥ ३३ ॥

જે નિત્ય વૃદ્ધોને પગે લાગે છે તથા તેમની સેવા કરે છે, તેનાં આયુષ્ય વિદ્યા યશ અને બળ વૃદ્ધિ પામે છે. ૩૩.

आहूतश्चाप्यधीयीत लब्धं तस्मै निवेदयेत् ।
हितं तस्याचरेन्नित्यं मनोवाक्कायकर्मभिः ॥ याज्ञ. ॥ ३४ ॥

ગુરૂ આજ્ઞા કરે ત્યારે અધ્યયન કરવું અને પ્રથમ શીખેલું ગુરૂને સંભળાવવું. ગુરૂનું નિત્ય મન વાણી અને શરીરથી હિત કરવું. ૩૪.

ब्राह्मणं कुशलं पृच्छेत्क्षत्रबन्धुमनामयम् ।
वैश्यं क्षेमं समागम्य शूद्रमारोग्यमेव च ॥ मनुः ॥ ३५ ॥

બ્રાહ્મણનો સમાગમ થાય તો કુશળ પૂછવું; ક્ષત્રિયનો સમાગમ થાય તો અનામય પૂછવું; વૈશ્યનો સમાગમ થાય તો ક્ષેમ પૂછવું; અને શૂદ્રનો સમાગમ થાય તો આરોગ્ય પૂછવું. ૩૫.

वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।
एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥ मनुः ॥ ३६ ॥

વિત્ત સંબંધ વય કર્મ અને વિદ્યા આ પાંચ માનનાં સ્થાન છે, જેમાં ઉત્તરોત્તર એકથી એક અધિક છે. ૩૬.

चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणः स्त्रियाः ।
स्नातकस्य च राज्ञश्च पन्था देयो वरस्य च ॥ मनुः ॥ ३७ ॥

ગાડીવાળો, વૃદ્ધ, રોગી, ભાર વહન કરનાર, સ્ત્રી, સ્નાતક, રાજા, અને વિવાહ કરવા જતો વર; આ સર્વને માર્ગ આપવો. ૩૭

तेषां तु समवेतानां मान्यौ स्नातकपार्थिवौ ।
राजस्नातकयोश्चैव स्नातको नृपमानभाक् ॥ मनुः ॥ ३८ ॥

પણ તે સર્વ એકત્ર થયાં હોય તો તેમાંથી સ્નાતક અને

રાજા બે માન્ય છે. અને રાજા અને સ્નાતકમાંથી પણ રાજાએ સ્નાતકને માન આપવું.

महद्भूतं स्नातकः ॥ आश्व० ॥

આશ્વલાયન કહે છે કે સર્વ પ્રાણીઓમાં સ્નાતક શ્રેષ્ઠ છે. ૩૮

नहायनैर्नपलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥ मनुः ॥ ३९ ॥

ઉમ્મર પળિઆં વિત્ત તથા સંબંધથી કોઇપણ મહાન્ ગણાતો નથી, પણ જે વેદાધ્યયનમાં અગ્રગણ્ય છે તેજ અમારામાં મહાન્ છે, એવી ધર્મવ્યવસ્થા ઋષિઓએ કરી છે. ૩૯.

विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ।
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥ मनुः ॥ ४० ॥

વિપ્રોની જ્ઞાનથી, ક્ષત્રિયોની બળથી, વૈશ્યોની ધન ધાન્યાદિ સંપત્તિથી, અને શૂદ્રની વયથી મહત્તા છે. ૪૦.

उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः ।
सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ मनुः ॥ ४१ ॥

જે ઉપનયનસંસ્કાર કરી શિષ્યને કલ્પ તથા રહસ્ય સાથે વેદાધ્યયન કરાવે છે, તે આચાર્ય કહેવાય છે. ૪૧.

एकदेशं तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ।
योऽध्यापयति वृत्त्यर्थमुपाध्यायः स उच्यते ॥ मनुः ॥ ४२ ॥

જે પોતાના નિર્વાહ સારૂ વેદની એક શાખા અથવા વેદાંગનું અધ્યયન કરાવે છે, તે ઉપાધ્યાય કહેવાય છે. ૪૨.

निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ।
संभावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ मनुः ॥ ४३ ॥

જે વિપ્ર ગર્ભાધાનાદિ ક્રિયાઓ શાસ્ત્રોક્ત વિધિથી કરાવે છે તથા અન્નથી શિષ્યનું પોષણ કરે છે, તે ગુરૂ કહેવાય છે. ૪૩

अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ॥
यः करोति वृतो यस्य स तस्यर्त्विगिहोच्यते ॥ मनुः ॥ ४४ ॥

જે વિપ્ર વરણુ કરાવી અગ્નિનું સ્થાપન, વૈશ્વદેવાદિ પાકયજ્ઞ, તથા અગ્નિષ્ઠોમાદિ યજ્ઞ જેને ગૃહે કરાવે છે, તેનો તે ઋત્વિક્ કહેવાય છે. ૪૪.

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितृन्माता गौरवेणातिरिच्यते ॥ मनुः ॥ ४५ ॥

ગૌરવમાં આચાર્ય ઉપાધ્યાયથી દશઘણો અધિક છે, પિતા આચાર્યથી સોઘણો અધિક છે, અને માતા પિતાથી હજારઘણી અધિક છે. ૪૫.

आचार्यश्च पिताचैव माता भ्राता च पूर्वजः ।
नार्तेनाप्यवमंतव्या ब्राह्मणेन विशेषतः ॥ मनुः ॥ ४६ ॥

સર્વ વર્ણે અને તેમાં બ્રાહ્મણે વિશેષ કરીને કલેશિત અવસ્થામાં પણ આચાર્ય પિતા માતા અને મ્હોટા ભાઇનું અપમાન કરવું નહીં, પણ તેમની આજ્ઞાનું પાલન કરવું. તથાપિ જો આચાર્ય પિતા અને માતા શાસ્ત્રોક્ત ધર્મ વિરૂદ્ધ આચરણ કરવાનું કહે, તો તે માન્ય કરવું નહીં. પ્રહલાદજીએ પોતાના પિતાનું વચન નહીં માની ઇશ્વરભજનમાં દ્દઢ રહી મોક્ષ પ્રાપ્ત કર્યો. તેમજ ભરતજીએ પોતાની માતા કૈકેયીનું વચન માન્ય નહીં કરતાં તેનો તિરસ્કાર કરી, અયોધ્યાની ગાદી ઉપર રામચંદ્રજીની પાદુકાઓનું સ્થાપન કરી, પોતે વનવાસ સ્વીકાર્યો, અને તેથી તે પરમ પદને પામ્યા. બળી રાજાએ દૈત્યગુરૂ શુક્રાચાર્યનું વચન નહીં માનતાં વામન સ્વરૂપે આવેલા વિષ્ણુને સાડા ત્રણ ડગલાં પૃથ્વિ આપી કૈવલ્ય પદ પ્રાપ્ત કર્યું. ૪૬.

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥ मनुः ॥ ४७ ॥

બાળકના જન્મ વખતે જે ક્લેશ માતા તથા પિતા સહન કરે છે, તેનો બદલો સૈંકડો વર્ષે પણ વાળી શકાય તેમ નથી: ૪૭.

तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।
तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ मनुः ॥ ४८ ॥

નિત્ય એ ત્રણનું પ્રિય કરવું. તે ત્રણ જો સંતોષ પામે તો તેમાંજ સર્વ તપ સમાપ્ત થાય છે. ૪૮.

तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते ।
न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥ मनुः ॥ ४९ ॥

તે ત્રણની સેવા એજ પરમ તપ છે. તેમની રજા શિવાય અન્ય ધર્મકાર્યમાં પ્રવૃત્ત થવું નહીં. ૪૯

सर्वे तस्यादृता धर्मा यस्यैते त्रय आदृताः ।
अनादृतास्तु यस्यैते सर्वास्तस्याफलाः क्रियाः ॥ मनुः ॥ ५० ॥

જે માતા પિતા તથા આચાર્યનું સેવન કરે છે, તે સર્વ ધર્મનું સેવન કરે છે. પણ જે એ ત્રણનો તિરસ્કાર કરીને ધર્મ-કાર્યો કરે છે, તેની સર્વ ક્રિયાઓ વ્યર્થ જાય છે. ૫૦.

त्रिष्वेतेष्वितिकृत्यं हि पुरुषस्य समाप्यते ।
एष धर्मः परः साक्षादुपधर्मोऽन्य उच्यते ॥ मनुः ॥ ५१ ॥

પુરૂષનાં સર્વ ધર્મકાર્યોની સમાપ્તિ માતા પિતા તથા આ-ચાર્યની સેવામાંજ થાય છે. એજ સાક્ષાત્ પરમ ધર્મ છે અને અન્ય સર્વ ઉપધર્મ છે. ૫૧.

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ मनुः ॥ ५२ ॥

જેવી રીતે લાકડાનો હાથી અને ચામડાનો મૃગ માત્ર નામનાજ હાથી અને મૃગ કહેવાય છે, તેવી રીતે વેદાધ્યયન રહિત વિપ્ર માત્ર નામનોજ વિપ્ર કહેવાય છે. ૫૨.

यथा षण्ढोऽफलः स्त्रीषु यथा गौर्गवि चाफला ।
यथा चाज्ञेऽफलं दानं तथा विप्रोऽनृचोऽफलः ॥ मनुः ॥ ५३ ॥

જેવો નપુંસક સ્ત્રીઓમાં નિષ્ફળ છે, જેવી ગાય ગાયમાં નિષ્ફળ છે, જેવું મૂર્ખને આપેલું દાન નિષ્ફળ છે, તેવોજ વેદાધ્યયન રહિત વિપ્ર નિષ્ફળ છે. ૫૩.

अहिंसयैव भूतानां कार्यं श्रेयोऽनुशासनम् ।
वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ मनुः ॥ ५४ ॥

પ્રાણીઓની હિંસા કર્યા વિના સર્વનું શ્રેય કરવું, તથા સર્વેને ધર્મનો ઉપદેશ કરવો. ધર્માનુસાર વર્તવાની ઈચ્છા રાખનારે મધુર અને વિનયયુક્ત વાણી બોલવી. ૫૪.

संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्येव चाकांक्षेदवमानस्य सर्वदा ॥ मनुः ॥ ५५ ॥

બ્રાહ્મણે સર્વદા સન્માનથી વિષવત્ ડરવું, અને અપમાનની અમૃતવત ઇચ્છા કરવી. સન્માનમાં મગ્ન રહેનાર વિપ્ર એશઆરામમાં પડી જાય છે અને સર્વનું કલ્યાણ કરી શકતો નથી. ૫૫.

कृतोपनयनस्यास्य व्रतादेशनमीष्यते ।
ब्रह्मणो ग्रहणं चैव क्रमेण विधिपूर्वकम् ॥ मनुः ॥ ५६ ॥

જેને ઉપનયનસંસ્કાર કરવામાં આવ્યો છે, તેનેજ વેદવ્રત ધારણ કરવાનો તથા વિધિપૂર્વક વેદાધ્યયન કરવાનો અધિકાર છે. ૫૬.

सेवेतेमांस्तु नियमान्ब्रह्मचारी गुरौ वसन् ।
सन्नियम्येंद्रियग्रामं तपो वृद्ध्यर्थमात्मनः ॥ मनुः ॥ ५७ ॥

બ્રહ્મચારીએ ગુરૂને ત્યાં રહી નીચે પ્રમાણે નિયમો પાળવા, અને તપની વૃદ્ધિને સારૂ સર્વ ઇન્દ્રિયોનો સંયમ કરવો. ૫૭.

नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् ।
देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ॥ मनुः ॥ ५८ ॥

નિત્ય સ્નાન કરી શુદ્ધ થઈ દેવ ઋષિ અને પિતરોનું તર્પણ કરવું, તથા દેવતાઓનું પૂજન અને સમિધનો હોમ કરવો. ૫૮.

वर्जयेन्मधुमांसं च गन्धं माल्यं रसान्स्त्रियः ।
शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ मनुः ॥ ५९ ॥

દારૂ, માંસ, સુગન્ધી પદાર્થો, માળા, સુરાપાન, સ્ત્રી સમાગમ, સર્વ ખાટા થયેલા પદાર્થ, તથા પ્રાણીઓની હિંસા, આ સર્વ બ્રહ્મચારીએ વર્જવું; કારણ તેમના સેવનથી બ્રહ્મચર્યવ્રતનો ભંગ થાય છે, અને મોજમજાહ ભોગવવામાં ચિત્ત આસકત થાય છે, જેથી વિદ્યા પ્રાપ્ત થઈ શકતી નથી. विद्यातुराणां न सुखं न निद्रा ॥૫૯.

अभ्यंगमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रचामरम् ।
कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम् ॥ मनुः ॥ ६० ॥

તેલનું મર્દન અંજન જોડા છત્રી ચમ્મર કામ ક્રોધ લોભ નાચ ગાન તથા વાદ્ય આ સર્વ તેણે તજવાં. ૬૦.

द्यूतं च जनवादं च परिवादं तथाऽनृतम् ।
स्त्रीणां च प्रेक्षणालंभमुपघातं परस्य च ॥ मनुः ॥ ६१ ॥

જુગાર વાદવિવાદ નિન્દા અસત્ય સ્ત્રીઓનું પ્રેક્ષણ તેમનો સ્પર્શ પારકા મનુષ્યનું અપમાન કરવું તથા તેને નુકશાન કરવું, એ સર્વ પણ તજવાં. ૬૧.

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्कचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हिनास्ति व्रतमात्मनः ॥ मनुः ॥ ६२ ॥

સર્વત્ર એકલા સૂવું, અને કોઇ પણ દિવસ વીર્યપાત્ કરવો નહીં. કામાસક્ત થઈ વીર્યપાત્ કરનાર પોતાના વ્રતનો ભંગ કરે છે અને ઉપપાતકી થાય છે. ૬૨.

स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्रमकामतः ।
स्नात्वार्कमर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं पठेत् ॥ मनुः ॥ ६३ ॥

જો બ્રહ્મચારીને સ્વપ્નમાં આકસ્મિક વીર્યપાત થાય, તો તેણે તે સમયે ઠંડા જળથી સ્નાન કરી સૂર્યનું પૂજન કરી નીચેનો મંત્ર ભણવો. ૬૩.

यन्मेद्यरेतः पृथिवीमस्कान्त्सीद्यदोषधीरप्यसरद्यदपः । इदमहं तद्रेत आददे पुनर्मामैत्विन्द्रियं पुनस्तेजः पुनर्भगः । पुनरग्निर्धिष्ण्या यथास्थानं कल्पन्ताम् ॥ इति ॥

" જે મારૂં વીર્ય પૃથ્વિ ઉપર પડયું છે અને જે ઔષધિ અને જળમાં મળી ગયું છે, તે વીર્ય હું પુનઃ ધારણ કરૂં છું. તે પુનઃ મારી ઇન્દ્રિયને પ્રાપ્ત થાઓ, અને તેની સાથે મારી કાન્તિ તથા મારૂં સૌભાગ્ય પણ મને પ્રાપ્ત થાઓ. દેવતાઓ તેને યથાસ્થાને મૂકો. "

વીર્યનું સંરક્ષણ કરવાથી વિદ્યા કર્મ આયુષ્ય તપ સારી પ્રજા તથા સર્વ પ્રકારની સમૃદ્ધિ મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે. મનુષ્યે પોતાની ઇન્દ્રિયોને વશ રાખી વીર્યનું સારી રીતે રક્ષણ કરવું. બ્રહ્મચર્યાશ્રમમાં વીર્યનું રક્ષણ કરનાર મનુષ્ય સર્વ આશ્રમોમાં ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી શકે છે.

उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिका कुशान् ।
आहरेद्यावदर्थानि भैक्षं चाहरहश्चरेत् ॥ मनुः ॥ ६४ ॥

ઘડો ભરીને પાણી ફુલ ગોમય મૃત્તિકા અને કુશ એ નિત્ય જોઇએ તેટલાં લાવવાં, તથા નિત્ય ભિક્ષા માગી લાવવી. ૬૪.

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ मनुः ॥ ६५ ॥

મા બ્હેન તથા પુત્રી સાથે કદી એકાંતમાં બેસવું નહીં. ઇન્દ્રિયો અતિ બળવાન્ છે અને તે વિદ્વાન્‌ને પણ આકર્ષે છે. ૬૫.

मुण्डी वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।
नैनं ग्रामेऽभिनिम्लोचेत्सूर्यो नाभ्युदियात् क्वचित् ॥मनुः ॥६६॥

તેણે મુણ્ડન કરાવવું અથવા જટા રાખવી અથવા માત્ર શિખા રાખવી, અને સૂર્યનો ઉદય તથા અસ્ત થાય તે સમયે તેણે ગામમાં રહેવું નહીં, પણ પોતાના ગુરૂના આશ્રમમાં નિત્યકર્મ પરાયણ રહેવું.

श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ मनुः ॥ ६७ ॥

શ્રદ્ધા રાખીને પોતાનાથી ઉતરતી વર્ણના મનુષ્ય પાસેથી પણ શુભ વિદ્યાનું ગ્રહણ કરવું. અન્ત્ય જાતિના મનુષ્ય પાસેથી પણ મોક્ષ ધર્મ મળી શકે તો ગ્રહણ કરવો, અને દુષ્ટ કુળમાંથી પણ કન્યારત્ન ગ્રહણ કરવું.

विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमित्रादपि सद्वृत्तममेध्यादपिकाञ्चनम् ॥ मनुः ॥ ६८ ॥

વિષમાંથી પણ અમૃતનું ગ્રહણ કરવું બાળકની પાસેથી પણ સુભાષિત ગ્રહણ કરવું. શત્રુ પાસેથી પણ સદ્વર્તન ગ્રહણ કરવું. અને અમેધ્ય પદાર્થોમાંથી પણ સુવર્ણ ગ્રહણ કરવું. ૬૮.

स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ मनुः ॥ ६९ ॥

સ્ત્રીઓ રત્ન વિદ્યા ધર્મ શૌચ સુભાષિત અને વિવિધ શિલ્પ સર્વની પાસેથી ગ્રહણ કરવાં. ૬૯.

नाऽब्राह्मणे गुरौ शिष्यो वासमात्यन्तिकं वसेत् ।
ब्राह्मणे चाननूचाने काङ्क्षन्गतिमनुत्तमाम् ॥ मनुः ॥ ७० ॥

સર્વોત્તમ ગતિની ઇચ્છા રાખનાર મનુષ્યે બ્રાહ્મણ ના હોય તેવા ગુરૂને ત્યાં હમેશને માટે રહેવું નહીં, તથા બ્રાહ્મણ હોય અને વેદપારંગત ના હોય, તેવા ગુરૂને ત્યાં પણ રહેવું નહીં. ૭૦.

न पूर्वं गुरवे किंचिदुपकुर्वीत धर्मवित् ।
स्नास्यंस्तु गुरुणाज्ञप्तः शक्त्या गुर्वर्थमाहरेत् ॥ मनुः ॥ ७१ ॥

અધ્યયન સમાપ્ત થતા પહેલાં ધર્મજ્ઞ શિષ્યે ગુરૂને કાંઇ પણ અર્પણ કરવું નહીં, પણ સમાવર્તન કરતી વખતે ગુરૂની આજ્ઞા અનુસાર જે મળે તે યથાશક્તિ ગુરૂને અર્પણ કરવું. ૭૧.

नैष्ठिको ब्रह्मचारी तु वसेदाचार्य सन्निधौ ।
तदभावेऽस्य तनये पत्न्यां वैश्वानरेऽपि वा ॥ मनुः ॥ ७२ ॥

જન્મ પર્યંત બ્રહ્મચર્યવ્રતનું પાલન કરનાર નૈષ્ઠિક બ્રહ્મચારીએ આચાર્યને ત્યાં રહેવું. આચાર્ય ના હોય ત્યારે તેના પુત્ર પાસે તેની સ્ત્રી પાસે અથવા અગ્નિની સેવા કરી આચાર્યના ગૃહમાં રહેવું. ૭૨.

अनेन विधिना देहं साधयन्विजितेन्द्रियः ।
ब्रह्मलोकमवाप्नोति न चेह जायते पुनः ॥ मनुः ॥ ७३ ॥

આ વિધિ પ્રમાણે જે જીતેન્દ્રિય રહી આયુષ પૂર્ણ કરે છે, તે બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે, અને સંસારમાં પુનઃ જન્મતો નથી. ૭૩.

वेदमनूच्याचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर। स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियधनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमादितव्यं । धर्मान्न प्र० । कुशलान्न प्र० । भूत्यै न प्र० । स्वाध्यायप्रवचनाभ्यां न प्र० । देवपितृकार्याभ्यां न प्र० । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । आतिथिदेवो भव । यान्यवद्यानि कर्माणि तानि सेव्यानि । नो इतराणि । यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि । नो इतराणि ॥ तैत्तिरीय० ॥ ७४ ॥

વેદાધ્યયન કરાવી આચાર્ય બ્રહ્મચારીને ઉપદેશ કરે છે. “સત્ય વચન બોલજે. ધર્મનું પાલન કરજે. વેદાધ્યયનમાં પ્રમાદ કરીશ નહીં. આચાર્યને પ્રિય ધન આપી વિવાહ કરી

પ્રજા ઉત્પન્ન કરજે. સત્ય બોલવામાં, ધર્મ પાળવામાં, ચાતુર્યમાં દ્રવ્ય પ્રાપ્ત કરવામાં, વેદનું અધ્યયન કરવામાં તથા અધ્યાપન કરાવવામાં, અને દેવ તથા પિતૃ કાર્યમાં પ્રમાદ કરીશ નહીં. માતા પિતા આચાર્ય તથા અતિથિને દેવવત્ ગણી તેમનું પૂજન કરજે. શુભ કર્મોનું સેવન કરજે અને અશુભ કર્મોનો ત્યાગ કરજે. અમારાં સુચરિતનું અનુકરણ કરજે. અમારા દોષનું અનુકરણ કરીશ નહીં. ”

---

## પ્રકરણ ૨ જું.

---

### સંધ્યાપ્રયોગ.

---

यज्ञोपवीती नित्योदकः सन्ध्यामुपासीत वाग्यतः सायमुत्तराभिमुखोऽन्वष्टमदेशं सावित्रीं जपेदर्धास्तमिते मण्डल आनक्षत्रदर्शनात् । एवं प्रातः । प्राङ्मुखस्तिष्ठन्नामण्डलदर्शनात् ॥ आश्व० ॥ १ ॥

જનોઇને ડાબા ખભા ઉપર ધારણ કરી, નિત્ય સ્નાન કરી, વાણીને નિયમમાં રાખી, સંધ્યા સમયે પરમાત્માની ઉપાસના કરવી. સાયંકાળે પવિત્ર સ્થળમાં ઉત્તરાભિમુખ બેસી, સૂર્ય અર્ધ અસ્ત થાય તે સમયથી આરંભી નક્ષત્ર દેખાય ત્યાં સુધી સાવિત્રીનો જપ કરવો. તેજ પ્રમાણે પ્રાતઃકાળમાં પૂર્વદિશા તરફ મુખ રાખી ઉભા રહી સૂર્યમણ્ડલનો ઉદય થાય ત્યાં સુધી સાવિત્રીનો જપ કરવો. સંધ્યાનો સમય તથા પ્રાતઃકાળનો સમય બહુ રમણિય હોય છે. સ્વાભાવિક રીતે તે સમયે મનુષ્યનું ચિત્ત શાંત હોય છે, તથા પ્રવૃત્તિ અને નિદ્રાઓથી મુક્ત હોય છે. આવા પ્રસંગે ઉપાસના કરવાથી સિદ્ધિ અવિલંબે પ્રાપ્ત થઈ શકે છે.

स्नानमब्दैवतैर्मन्त्रैर्मार्जनं प्राणसंयमः ।
सूर्यस्य चाप्युपस्थानं गायत्र्याः प्रत्यहं जपः ॥ याज्ञ. ॥ १ ॥

બ્રાહ્મમુહૂર્તમાં અર્થાત્ દોઢ કલાક રાત્રી હોય તે સમયે ઊઠી શૌચ દંતધાવનાદિ કરી, ૐ आपो हि ष्ठा मयो भुवस्तान ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ ૐ यो वः शिवतमो रसस्तस्य भाजयते ह नः । उशतीरिव मातरः ॥ ૐ तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥ "હે જળ, તું પૃથ્વિનાં સર્વ પ્રાણીઓને સંતુષ્ઠ કર તથા મને બળ યશ આનન્દ અને નેત્રનું તેજ આપ. જે તારો અત્યંત કલ્યાણ કારી રસ છે તેના અમને અહીં ભાગીદાર બનાવ. પુત્રનું કલ્યાણ ઈચ્છતી માતાની પેઠે તું અમારૂં પોષણ કર. જે અન્નાદિના નિવાસસ્થાન રૂપી પૃથ્વીને તું સજીવન કરે છે, તે અન્નાદિ અમને જલદી પ્રાપ્ત કરાવ. તથા હે જળ, અમારી સર્વ કામનાઓ સિદ્ધ કર." આ ત્રણ ઋચાઓ ભણી સ્નાન કરી ધોયેલું વસ્ત્ર પહેરવું. પછી દર્ભ મૃગચર્મ તથા આસની પાથરી તેની ઉપર બેસી ત્રણ વ્યાહૃતિથી ત્રણ આચમન કરવાં. ૐ भूः पुनातु । ૐ भुवः पुनातु ૐ स्वः पुनातु । પછી દેશ તથા કાળનો ઉચ્ચાર કરી. ममोपात्तदुरितक्षयार्थं प्रातः ( सायं ) संध्योपासनमहं करिष्ये એમ સંકલ્પ કરવો. પછી ઉપર જણાવેલી आपो हि ष्ठा० આદિ ત્રણ ઋચાઓથી માર્જન કરી યથાશક્તિ પ્રાણાયામ કરવા. પછી નીચેના ચાર મંત્રોથી સૂર્યનું ઉપસ્થાન કરવું.

ૐ उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥

ૐ उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः । दृशे विश्वाय सूर्यम् ॥

ॐ चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः । आ प्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतं श्रृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥

" રાત્રિના અંધકારમાંથી મુક્ત થઇ, ઉપર આવેલા સ્વર્ગ તરફ દૃષ્ટિ રાખી, ઉત્તમ જ્યોતિ રૂપ, સર્વ દેવતાઓને પ્રાણ શક્તિ આપનાર સૂર્ય દેવતાની સન્મુખ અમે જઇએ છીએ.

જન્મ પામતી સર્વ વસ્તુઓને જાણનાર સૂર્ય દેવતાના પ્રકાશને ધૂમકેતુઓ વિશ્વના પ્રકાશને માટે ધારણ કરે છે. અર્થાત્ હજારો ધૂમકેતુઓ સૂર્યમાં હોમાઈ તેના પ્રકાશને કાયમ રાખે છે.

દેવતાઓને પ્રાણશક્તિ આપનાર, મિત્ર વરૂણ અને અગ્નિના ચક્ષુરૂપ સૂર્ય દેવતા કેવા ઉદય પામે છે! પૃથ્વી અંતરિક્ષ અને સ્વર્ગને પ્રકાશિત કરનાર સૂર્ય આ સચરાચર જગતનો આત્મા છે. ( પ્રાણશક્તિ જેને Vitality કહે છે, તેનો પ્રવાહ સૂર્યમાંથી વહે છે. આ પ્રાણશક્તિ જ્યાં સુધી મનુષ્યમાં હોય છે, ત્યાં સુધીજ તે શ્વાસોચ્છ્વાસ લઇ શકે છે તથા જીવી શકે છે. પ્રાણાયામ ઉપસ્થાન વિગેરેથી આ પ્રાણ-શક્તિ અધિક અંશમાં પ્રાપ્ત કરાય છે, અને તેથી આયુષની વૃદ્ધિ થાય છે. )

દેવતાઓનું હિત કરનાર તેજસ્વી ચક્ષુનો અનુગ્રાહક સૂર્ય પૂર્વ દિશામાં ઉદય પામે છે. તેના ઉપસ્થાનથી અમે સો શરદ ઋતુ જીવીએ, સો શરદ ઋતુ અમે શ્રુતિનું અધ્યયન કરીએ, સો શરદ ઋતુ અમે વેદચર્ચા કરીએ, સો શરદ ઋતુ અમે સમૃદ્ધિ-યુક્ત રહીએ, અને સો વર્ષથી પણ વધારે વર્ષ અમે આયુષ ભોગ-વીએ." ઉપસ્થાન કરી સવારમાં ઉભા રહીને અને સાંજે બેસીને

નિત્ય સાવિત્રીનો જપ કરવો. આ પ્રમાણે નિત્ય સવાર સાંજ સંધ્યા કરવી.

गायत्रीं शिरसा सार्द्धं जपेव्द्याहृतिपूर्विकाम् ।
प्रतिप्रणवसंयुक्तां त्रिरयं प्राणसंयमः ॥ याज्ञ. ॥ ३ ॥

શિર તથા પ્રણવ યુક્ત હરેક વ્યાહૃતિ સાથે ગાયત્રીનો ત્રણ વખત જપ કરી પ્રાણાયામ કરવો.

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यं
ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ।
ॐ आपो ज्योति रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥

આ મંત્ર ત્રણ વાર જપી કુંભક કરવો. પૂરક તથા રેચક ધીમે ધીમે યથાશક્તિ કરવા. આ પ્રાણાયામ કરવાનો વિધિ છે.

न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।
स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥ मनुः ॥ ४ ॥

જે દ્વિજ ઉભો રહીને નિત્ય પ્રાતઃસંધ્યા કરતો નથી તથા બેસીને નિત્ય સાયંસંધ્યા કરતો નથી, તેને શુદ્રવતગણી સર્વ દ્વિજકર્મોમાંથી તેનો બહિષ્કાર કરવો.

पूर्वां संध्यां जपंस्तिष्ठन्नैशमेनो व्यपोहति ।
पश्चिमां तु समासीनो मलं हान्ति दिवा कृतम् ॥ मनुः ॥ ५ ॥

જે મનુષ્ય પ્રાતઃકાળમાં ઉભો રહીને સંધ્યાનો જપ કરે છે, તથા સાયંકાળે બેસીને જપ કરે છે, તેનું રાત્રિએ તથા દિવસે અજાણતાં કરેલું સર્વ પાપ નષ્ટ થાય છે.

ऋषयो दीर्घसंध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः ।
प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥ मनुः ॥ ६ ॥

ઋષિઓ દીર્ઘકાળ સુધી સંધ્યાનું અનુષ્ઠાન કરી દીર્ઘાયુષ બુદ્ધિ યશ કીર્તિ અને બ્રહ્મવર્ચસ પ્રાપ્ત કરતા હતા.

---

## ॥ तृतीय रश्मिः ॥

---

### પ્રકરણ ૧ લું.

---

#### ગૃહસ્થાશ્રમપ્રવેશ.

गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः । भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥ इहैवस्तं मा वियौष्टं विश्वमायुर्व्यश्नुतम् । क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वे गृहे ॥ ऋक्. ॥ १ ॥

હે યુવતિ, સન્તાનોત્પાદનાદિ સૌભાગ્યની સિદ્ધિને સારૂ હું તારો હસ્ત ગ્રહણ કરૂં છું. તું મારી સાથે આનંદ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર: ભગવાન્ સૂર્ય દેવતાએ તથા અર્યમા દેવતાએ મારી ગૃહિણી થવા સારૂ, રૂપ ગુણ સંપન્ન તને, મારે સ્વાધીન કરી છે. તે દેવો આજ્ઞા કરે છે કે, ગૃહાસ્થાશ્રમમાં રહો, એક બીજાથી વિયુક્ત ના થાઓ, દીર્ધાયુષ ભોગવો, અને તમારા પોતાના ગૃહમાં પુત્ર અને પૌત્રને રમાડી આનંદ કરો.

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ॥ मनुः २ ॥

ક્રમપૂર્વક ચાર ત્રણ બે અથવા એક વેદનું અધ્યયન કરીને અસ્ખલિત બ્રહ્મચર્યં યુક્ત પુરૂષે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા પહેલાં એક વેદ તો અવશ્ય સંપૂર્ણ ભણવો જોઇએ.

तं प्रतीतं स्वधर्मेण ब्रह्मदायहरं पितुः ।
स्रग्विणं तल्प आसीनमर्हयेत्प्रथमं गवा ॥ मनुः ॥ ३ ॥

સ્વધર્મનું પાલન કરી આચાર્ય પાસેથી વેદરૂપી વારસો લઇને આવેલા, પુષ્પમાળાથી અલંકૃત, તથા ગાદી ઉપર બેઠેલા પોતાના પુત્રનો પિતાએ એક ગાય આપી સત્કાર કરવો. ૩.

गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।
उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ मनुः ॥ ४ ॥

ગુરૂની આજ્ઞા લઇ સમાવર્તનસંસ્કાર યથાવિધિ કરી દ્વિજે પોતાનાજ વર્ણની શુભલક્ષણ યુક્ત કન્યા સાથે વિવાહ કરવો. ૪.

अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।
अनन्यपूर्विकां कान्तामसपिंडां यवीयसीम् ॥ याज्ञ० ॥ ५ ॥

અસ્ખલિત બ્રહ્મચર્યયુક્ત પુરૂષે, શુભ લક્ષણ વાળી, અન્ય પુરૂષની જોડે વિવાહથી અથવા ઉપભોગથી દૂષિત નહીં થયેલી, મોહક, સપિંડ સંબંધ વિનાની, અને યુવાન્ સ્ત્રી સાથે વિવાહ કરવો. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે બાળલગ્ન યોગીશ્વર યાજ્ઞવલ્કય અને ભગવાન્ મનુને અનુમત નથી. ૫.

बुद्धिमते कन्यां प्रयच्छेत् । बुद्धिरूपशीललक्षणसंपन्नामरोगामुपयच्छेत् । अष्टौ पिण्डान्कृत्वा " ऋतमग्रे प्रथमं जज्ञ ऋते सत्यं प्रतिष्ठितं । यदियं कुमार्यभिजाता तदियमिह प्रतिपद्यतां यत्सत्यं तद्दृश्यतामिति पिण्डानभिमन्त्र्य कुमारीं ब्रूयादेषामेकं गृहाणेति । क्षेत्राच्चेदुभयतः सस्याद्गृह्णीयादन्नवत्यस्याः प्रजा भविष्यतीति विद्यात्, गोष्ठात्पशुमती वेदिपुरीषाद्ब्रह्मवर्चस्विन्यविदासिनो ह्रदात्सर्वसंपन्ना देवनात्कितवी, चतुष्पथाद्द्विप्रव्राजिनीरिणादधन्या श्मशानात्पतिघ्नी ॥ आश्व० ॥ ६ ॥

બુદ્ધિશાળી પુરૂષને કન્યા આપવી. બુદ્ધિ રૂપ શીલ તથા શુભ લક્ષણ સંપન્ન આરોગ્ય કન્યાને પરણવું. જૂદે જૂદે ઠેકાણેથી મૃત્તિકા લાવી તેના આઠ ગોળા વાળી, ऋतमग्रे० મંત્રથી

અભિમંત્રિત કરી, કુમારીને કહેવું કે આમાંથી ગમે તે એક લે. જે ખેતરમાં બે પાક ઉતરતા હોય તેવા ખેતરની મૃત્તિકાનો ગોળો લે તો જાણવું કે એની પ્રજા અન્ન વસ્ત્રાદિ પ્રાપ્ત કરશે; ગોશાળાની મૃત્તિકા લે તો જાણવું કે પશુમતી થશે; વેદીની મૃત્તિકા લે તો જાણવું કે બ્રહ્મવર્ચસ્ પ્રાપ્ત કરનારી થશે; જે સરોવરમાં સદા જળ રહેતું હોય તેવા સરોવરની મૃત્તિકા લે તો જાણવું કે સર્વ સંપત્તિ પ્રાપ્ત કરશે; દ્યૂતસ્થાનની મૃત્તિકા લેતો જાણવું કે કપટી થશે; ચાર રસ્તા ભેગા થતા હોય તેવા સ્થાનની મૃત્તિકા લે તો જાણવું કે સ્વૈરિણી થશે; જ્યાં વાવેલું બીજ ઉગતું ના હોય તેવા સ્થાનની મૃત્તિકા લેતો જાણવું કે ભાગ્ય હીન અધન્યા થશે; અને શ્મશાનની મૃત્તિકા લેતો જાણવું કે પતિનો ઘાત કરનારી થશે. ૬.

સર્વ વૈદિક ક્રિયાઓના ફળનો મુખ્ય આધાર અભિમંત્રણ કરનાર પુરૂષ ઉપર છે. જો તે પુરૂષની સંકલ્પશક્તિ will power યોગબળથી પરિપકવ હોય છે, તોજ સર્વ ક્રિયાઓ સફળ થાય છે.

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।**
**सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ मनुः ॥ ७ ॥**

જે માતાની સપિંડ નથી તથા જે પિતાની સગોત્ર નથી, તેવી કન્યા દ્વિજાતિને પરણવા સારૂ તથા પુત્રોત્પત્તિ કરવા સારૂ શ્રેષ્ઠ છે. ૭.

**अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।**
**अमन्यपूर्विकां कांतां मृदङ्गीमुद्वहेत्स्त्रियम् ॥ मनुः ॥ ८ ॥**

ખોડ વિનાની, મંગલ નામ વાળી, હંસના જેવી અથવા હાથીના જેવી ચાલ ચાલનારી, અન્ય પુરૂષની જોડે વિવાહથી અથવા ઉપભોગથી દૂષિત નહીં થયેલી, મોહક તથા કોમળ અંગવાળી સ્ત્રીની સાથે વિવાહ કરવો. ૮

एतैरेव गुणैर्युक्तः सवर्णः श्रोत्रियो वरः ।
यत्नात्परीक्षितः पुंस्त्वे युवा धीमान्जनप्रियः ॥ याज्ञ. ॥ ९ ॥

આવાજ સદ્ગુણોથી યુક્ત, પોતાનીજ વર્ણનો, વેદજ્ઞ, સારીરીતે જેના પુરૂષાતનની પરિક્ષા કરવામાં આવી હોય તેવો, યુવાન્, બુદ્ધિમાન્, અને સર્વને પ્રિય લાગે તેવો વર પસંદ કરવો. ૯.

परीक्षोपायश्च नारदेन दर्शितः । यस्याप्सुप्लवते बीजं ह्रादि मूत्रं च फेनिलं । पुमान्स्याल्लक्षणैरेतैर्विपरीतेन षण्डकः ॥ मिता० ॥ १० ॥

પુરૂષાતનની પરીક્ષા કરવાનો ઉપાય નારદે દર્શાવ્યો છે, કે, જેનું વીર્ય પાણીમાં તરે છે, તથા જેનું મૂત્ર દુર્ગંધ રહિત અને ફીણવાળું છે, તેને પુરૂષ જાણવો; અને આનાથી જે વિપરીત લક્ષણ વાળો હોય તેને નપુંસક જાણવો. ૧૦.

सवर्णाग्रे द्विजातीनां प्रशस्ता दारकर्माणि ।
कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशोऽवराः ॥ मनुः ॥ ११ ॥

દ્વિજોને, અર્થાત્ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને ધર્મકાર્ય તથા પુત્રોત્પત્તિ સારૂ વિવાહ કરવામાં પોતાના વર્ણની સ્ત્રી સર્વોત્તમ છે, પણ કામાસક્તિથી વિવાહમાં પ્રવૃત્ત થનાર પુરૂષ નીચે જણાવેલા ક્રમ પ્રમાણે પોતાનાથી ઉતરતી વર્ણની સ્ત્રીની સાથે પણ વિવાહ કરી શકે છે. ૧૧.

तिस्रो वर्णानुपूर्व्येण द्वे तथैका यथाक्रमम् ।
ब्राह्मणक्षत्रियविशां भार्या स्वा शूद्रजन्मनः ॥ याज्ञ० ॥ १२ ॥

બ્રાહ્મણ ત્રણ, ક્ષત્રિય બે, અને વૈશ્ય એક, એમ પોતાના વર્ણની તથા પોતાનાથી ઉતરતી વર્ણની કન્યા સાથે વિવાહ કરી શકે છે, પણ શૂદ્ર તો પોતાનીજ વર્ણની સ્ત્રી સાથે વિવાહ કરી શકે છે. ૧૨.

हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ।
कुलान्येव नयन्त्याशु ससन्तानानि शूद्रताम् ॥ मनुः ॥ १३ ॥

જે દ્વિજ મોહથી શૂદ્ર જાતિની સ્ત્રી જોડે વિવાહ કરે છે, તે પોતાનાં કુળોને સન્તાન સહિત શૂદ્ર બનાવે છે. ૧૩.

वृषलीफेनपीतस्य निःश्वासोपहतस्य च ।
तस्यां चैव प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥ मनुः ॥ १४ ॥

શૂદ્રાના મુખનું ચુંબન કરનાર, તેના નિઃશ્વાસથી દૂષિત, તથા તેના ઉદરમાં ઉત્પન્ન થનાર, એ ત્રણની કોઈ પણ પ્રકારે શુદ્ધિ થઈ શકતી નથી. ૧૪.

काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि ।
न चैवेनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ मनुः ॥ १९ ॥

ભલે ઋતુમતી કન્યા મરણ પર્યંત પિતાના ઘરમાં રહે, પણ તેને ગુણ હીન મનુષ્યને તો કદીએ આપવી નહિ. ૧૫,

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ मनुः ॥ १६ ॥

ઋતુમતી કન્યાએ ત્રણ વર્ષ રાહ જોઇ પછી પોતાને લાયક વર પોતેજ શોધી કાઢવો, અને તેની સાથે વિવાહ કરવો. ૧૬.

महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसंबन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ मनुः ॥ १७ ॥

પશુ ધન તથા ધાન્યથી સમૃદ્ધ હોય તોપણ નીચેનાં દશ કુળો સ્ત્રીસંબંધમાં વર્જ્ય ગણવાં. ૧૭.

हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥ मनुः ॥ १८ ॥

સંસ્કાર હીન, પુરૂષો વિનાનું, વેદાધ્યયન રહિત, શરીરે બહુ વાળ ઉગતા હોય તેવું, અર્શના રોગ વાળું, ક્ષય, આમય, અપસ્માર, શ્વેતકોઢ અથવા બીજા કોઈપણ જાતના કોઢવાળું, આવાં દશ કુળ વર્જવાં. ૧૮.

कुविवाहैः क्रियालोपैर्वेदानध्ययनेन च ।
कुलान्यकुलतां यान्ति ब्राह्मणातिक्रमेण च ॥ मनुः ॥ १९ ॥

દુષ્ટ વિવાહથી સંસ્કારના લોપથી વેદાધ્યયનના ત્યાગથી તથા બ્રાહ્મણોની અવગણનાથી સારાં કુળો હલકાં થઇ જાય છે. ૧૯.

शिल्पेन व्यवहारेण शूद्रापत्यैश्च केवलैः ।
गोभिरश्वैश्च यानैश्च कृष्या राजोपसेवया ॥ मनुः ॥ २० ॥

શિલ્પથી, વ્યાપારથી, શૂદ્રા સ્ત્રીનાં સંતાનોથી, તથા ગાય ઘોડા ગાડીઓ ખેતીવાડી અને રાજાની નોકરીથી પણ ઉચાં કુળો નીચાં થઈ જાય છે. ૨૦.

अयाज्ययाजनैश्चैव नास्तिक्येन च कर्मणाम् ।
कुलान्याशु विनश्यंति यानि हीनानि मन्त्रतः ॥ मनुः ॥ २१ ॥

શૂદ્રાદિને યજ્ઞ કરાવવાથી, શ્રૌત અને સ્માર્ત કર્મોમાં અશ્રદ્ધાથી, તથા વેદાધ્યયનના ત્યાગથી કુલોનો શીઘ્ર નાશ થાય છે. ૨૧.

मन्त्रतस्तु समृद्धानि कुलान्यल्पधनान्यपि ।
कुलसंख्यां च गच्छन्ति कर्षन्ति च महद्यशः ॥ मनुः ॥ २२ ॥

પણ જે કુળો વેદાધ્યયનથી સમૃદ્ધ છે, તે અલ્પ ધનવાળાં હોય તોપણ તે સારાં કુળ તરીકે ગણાય છે, અને બહુ યશ પ્રાપ્ત કરે છે. ૨૨.

---

## પ્રકરણ ૨ જું.

---

### આઠ પ્રકારના વિવાહ, નિયોગ, તથા બાર પ્રકારના પુત્ર.

---

ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽसुरः ।
गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥ मनुः ॥ १ ॥

બ્રાહ્મ દૈવ આર્ષ પ્રાજાપત્ય આસુર ગાન્ધર્વ રાક્ષસ અને આઠમો અધમ પૈશાચ, એમ આઠ પ્રકારના વિવાહ છે. ૧.

ब्राह्मो विवाह आहूय दीयते शक्त्यलंकृता ।
तज्जः पुनात्युभयतः पुरुषानेकविंशतिम् ॥ याज्ञ. ॥ २ ॥

શક્તિ અનુસાર અલંકાર પહેરાવીને, (श्रुतिशीलवते । मनुः) શ્રુતિ તથા શીલ સંપન્ન પોતાની વર્ણના વરને સત્કારપૂર્વક કન્યા આપવામાં આવે, તો તે વિવાહને બ્રાહ્મવિવાહ કહેવામાં આવે છે. આનાથી ઉત્પન્ન થયેલો પુત્ર એકવીસ પેઢીને તારે છે. ૨.

यज्ञस्थ ऋत्विजे दैव आदायार्षस्तु गोद्वयम् ।
चतुर्दश प्रथमजः पुनात्युत्तरजश्च षट् ॥ याज्ञ. ॥ ३ ॥

યજ્ઞાદિમાં પ્રવૃત્ત ઋત્વિજને ઉપર પ્રમાણે કન્યા આપવી, તેને દૈવવિવાહ કહેવામાં આવે છે. બે ગાય વર પાસેથી લઈ તેને કન્યા આપવી, તેને આર્ષવિવાહ કહેવામાં આવે છે. પ્રથમના વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર ચૌદ, અને આર્ષવિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર છ પેઢીને તારે છે. ૩.

इत्युक्त्वाचरतां धर्मं सह या दीयतेऽर्थिने ।
सकायः पावयेत्तज्जः षट्षड्वंश्यान्सहात्मना ॥ याज्ञ. ॥ ४ ॥

" તમે બે જણ સાથે મળીને ધર્મકાર્યો કરો ", એમ કહીને કન્યા આપવી, તેનું નામ પ્રાજાપત્યવિવાહ કહેવાય છે, અને તેનાથી ઉત્પન્ન થયેલો પુત્ર તેર પેઢીને પાવન કરે છે.

आसुरो द्रविणादानाद्गान्धर्वो समयान्मिथः ।
राक्षसो युद्धहरणात् पैशाचः कन्यकाछलात् ॥ याज्ञ. ॥ ५ ॥

દ્રવ્ય લઈ કન્યા આપવી તેનું નામ આસુર, વર કન્યાની પરસ્પર સંમતિથી થાય તેનું નામ ગાન્ધર્વ, યુદ્ધ કરી કન્યાનું હરણ કરી જવું તેનું નામ રાક્ષસ, અને કન્યાને છળકપટથી લઈ જવી તેનું નામ પૈશાચવિવાહ કહેવાય છે. ૫.

ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।
ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥ मनुः ॥ ६ ॥

બ્રાહ્મઆદિ ચાર વિવાહથી બ્રહ્મવર્ચસ્વી પુત્ર ઉત્પન્ન થાય છે, અને શિષ્ટ જનોમાં તેઓ સન્માન પામે છે. ૬.

रूपसत्वगुणोपेता धनवन्तो यशस्विनः ।
पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥ मनुः ॥ ७ ॥

તેઓ રૂપ બળ સદ્દગુણ ધન અને યશ પ્રાપ્ત કરે છે, યથેચ્છ ભોગ ભોગવે છે, અને ધર્મને અનુસરીને સો વર્ષ જીવે છે. ૭.

इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ मनुः ॥ ८ ॥

બીજા આસુર આદિ નિન્દ્ય વિવાહોથી દુષ્ટ અસત્ય બોલનારા તથા વેદ અને ધર્મનો દ્વેષ કરનારા પુત્રો ઉત્પન્ન થાય છે. ૮.

न कन्याया पिता विद्वान्गृह्णीयाच्छुल्कमण्वपि ।
गृह्णञ्छुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥ मनुः ॥ ९ ॥

કન્યાના પિતાએ વર પાસેથી કોઇ પણ પ્રકારનું ધન લેવું જોઇએ નહીં. જે લોભથી આવી રીતે ધન લે છે, તેને પુત્રી વેચનાર જાણવો. ૯.

स्त्रीधनानि तु ये मोहादुपजीवन्ति बान्धवाः ।
नारीयानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम् ॥ मनुः ॥ १० ॥

કન્યાના જે બાન્ધવો તેના સ્ત્રીધનનો, તેની દાસીઓનો, તેની ગાડીઓનો તથા તેનાં વસ્ત્રોનો ઉપભોગ કરે છે, તે પાપમાં પડી અધોગતિને પામે છે. ૧૦.

पिता पितामहो भ्राता सकुल्यो जननी तथा ।
कन्याप्रदः पूर्वनाशे प्रकृतिस्थः परस्परः ॥ याज्ञ. ॥११॥

કન્યાનો પિતા, પિતામહ, ભાઈ, બન્ધુ, તથા તેની માતા, એ-માંથી અનુક્રમે જે વિદ્યમાન હોય, અને જેની માનસિક સ્થિતિ સારી હોય, તેને કન્યાદાન આપવાનો અધિકાર છે.

सकृत्प्रदीयते कन्या हरस्तां चोरदण्डभाक् ।
दत्तामपि हरेत्पूर्वाच्छ्रेयांश्चेद्वर आव्रजेत् ॥ याज्ञ. ॥ १२ ॥

કન્યાદાન એકજ વાર થઈ શકે છે, અને આપેલી કન્યા પાછી લેનાર ચોરને યોગ્ય દંડને પાત્ર થાય છે. પણ જો હોય તેના કરતાં શ્રેષ્ઠ વર મળી આવે, તો વાગ્દાનથી આપે-લી કન્યા પણ પાછી લઇ શકાય છે. ૨૧.

अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः ।
स्वैरिणी या पतिं हित्वा सवर्णं कामतः श्रयेत् ॥ याज्ञ. ॥ १३ ॥

मिता० अनन्यपूर्विकामित्यत्रानन्यपूर्वा परिणेयोक्ता तत्रानन्य-पूर्वा कीदृशीत्याह। अनन्यपूर्वा द्विविधा पुनर्भूः स्वैरिणी चेति पुनर्भूरपि द्विविधा क्षता चाक्षता च तत्र क्षता संस्कारात् प्रागेव पुरुषसंबंधदूषिता अक्षता पुनः संस्कारदूषिता या पुनः कौमारे पतिं त्यक्त्वा कामतः स-वर्णमाश्रयति सा स्वैरिणीति ॥

આગળના પ્રકરણમાં જણાવ્યું છે કે જે અન્યપૂર્વિકા ના હોય તેની સાથે વિવાહ કરવો. અન્યની સાથે પૂર્વે કોઇ પણ જાતનો સંબંધ થયો હોય તે અન્યપૂર્વિકા. આવી અન્યપૂર્વિકા બે જાતની હોય છે. એક પુનર્ભૂ અને બીજી સ્વૈરિણી. પુનર્ભૂ બે જાતની હોય છે. ક્ષતા અને અક્ષતા. વિવાહ સંસ્કાર થતા પૂર્વે અન્ય પુરૂષના સંબંધથી દૂષિત થયેલી ક્ષતા, અને

જે વિવાહ સંસ્કારથી દુષિત હોય પણ તેના પાતનો સંબંધ થયો ના હોય તે અક્ષતા. જે વિવાહ સંસ્કાર થતા પહેલાં પતિનો ત્યાગ કરી કામાસક્તિથી અન્ય સવર્ણ પુરૂષનો આશ્રય લે છે તે સ્વૈરિણી. આ ઉપરથી એમ સમજાય છે કે પુનર્ભૂ અને સ્વૈરિણી સાથેનો વિવાહ નિન્દ્ય ગણવામાં આવે છે.

## नियोग.

कुहस्विद्दोषा कुहवस्तोरश्विना
कुहाभिपित्वं करतः कुहोषतुः ।
को वां शयुत्रा विधवेव देवरं
मर्य्यं न योषा कृणुते सधस्थ आ ॥ ऋक् ॥ १४ ॥

હે સ્ત્રી પુરૂષ! તમે રાત દિવસ ક્યાં રહો છો ? તમને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કયાંથી થાય છે ? તમારૂં નિવાસસ્થાન ક્યાં છે ! તમારૂં શયનગૃહ ક્યાં છે ? વિધવા સ્ત્રી જેમ પોતાના દિયરની સાથે અને વિવાહિત સ્ત્રી જેમ પોતાના પતિ સાથે સંતાનને અર્થે વર્તે છે, તેમ તમે વર્તો છો ? ૧૪.

देवराद्वा सपिंडाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।
प्रजेप्सिताऽधिगन्तव्या संतानस्य परिक्षये ॥ मनुः ॥ १५ ॥

પતિનું મરણ આદિ આપત્તિઓમાં સંતાનના અભાવે ગુરૂજનોથી નિયુક્ત થયેલી સ્ત્રીએ દિયરથી અથવા અન્ય સપિંડથી ઇચ્છિત પ્રજા ઉત્પન્ન કરવી. સ્ત્રીઓ સંતાન પ્રાપ્તિને સારૂ નોકર ગુમાસ્તાઓ તથા આડોશી પાડોશીની જોડે વ્યભિચાર કરી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરે છે, અને તેવી પ્રજા કુળનો નાશ કરે છે. આવા કારણથી ધર્મશાસ્ત્રે નિયોગની રજા આપી હશે. પતિનું મરણ થાય, તે નપુંસક થઇ જાય, અથવા મહા વ્યાધિથી પીડિત થાય, તો નિયોગથી પુત્ર ઉત્પન્ન કરાવવો એમ ધર્મશાસ્ત્રો કહે છે. ૧૫.

ज्येष्ठो यवीयसो भार्यां यवीयान्वाग्रजस्त्रियम् ।

पतितौ भवतौ गत्वा नियुक्तावप्यनापदि ॥ मनुः ॥१६॥

ઉપર જણાવેલી આપત્તિઓ ના હોય અને નિયોગ કર-
વાની ગુરૂજનની આજ્ઞા મળી હોય, તોપણ, મોટો ભાઇ ના-
ના ભાઇની સ્ત્રી સાથે અને નાનો ભાઇ મોટા ભાઈની સ્ત્રી સાથે
ગમન કરવાથી પતિત થાય છે, અને તેથી અવ્યવહાર્ય થાય છે. ૧૬.

विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि ।
एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथंचन ॥ मनुः ॥१७॥

વિધવા સાથે જેને નિયુક્ત કરવામાં આવે તેણે રાત્રિએ
શરીરે ઘીનું મર્દન કરી વાણીને નિયમમાં રાખી એક પુત્ર થતા
સુધી ઋતુકાળમાં ગમન કરવું. કોઇ પણ કારણસર બીજો પુત્ર
ઉત્પન્ન કરવો નહીં. ૧૭.

नियुक्तौ यौ विधिं हित्वा वर्तेयातां तु कामतः ।
तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ ॥ मनुः ॥१८॥

જે સ્ત્રીપુરૂષને આવી રીતે નિયુક્ત કરવામાં આવ્યાં હોય,
તેઓ જો વિધિનો ત્યાગ કરી માત્ર વિષયવાસનાથી સ્વચ્છન્દે
વર્તે છે, તો તેઓ પુત્રવધુ સાથે ગમન કરનાર તથા ગુરૂ પત્નિ સાથે
ગમન કરનાર મહાપાતકીઓના જેવાં પતિત થાય છે. ૧૮.

## बार प्रकारना पुत्रो.

औरसो धर्मपत्नीजः तत्समः पुत्रिकासुतः ।
क्षेत्रजः क्षेत्रजातस्तु सगोत्रेणेतरेण वा ॥ याज्ञ० ॥१९॥

ધર્મપત્નીથી ઉત્પન્ન થયેલો પુત્ર ઔરસ ગણાય છે,
અને પુત્રીનો પુત્ર પણ ઔરસના સમાન ગણાય છે. સગોત્રથી
અથવા દિયરથી પોતાની સ્ત્રીમાં શાસ્ત્રોક્ત નિયોગવિધિ અનુ-
સાર ઉત્પન્ન થયેલો પુત્ર ક્ષેત્રજ કહેવાય છે. ૧૯.

यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा ।
स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः ॥ मनुः ॥२०॥

મૃત નપુંસક અથવા મહા રોગથી પીડિત પુરૂષની સ્ત્રીમાં શાસ્ત્રોક્ત નિયોગવિધિ અનુસાર ઉત્પન્ન થયેલો પુત્ર ક્ષેત્રજ કહેવાય છે. ૨૦.

गृहे प्रच्छन्न उत्पन्नो गूढजस्तु सुतः स्मृतः ॥
कानीनः कन्यकाजातो मातामहसुतो मतः ॥ याज्ञ. ॥२१॥

પતિના ગૃહમાં સવર્ણની સાથે ગુપ્ત સંબંધથી ઉત્પન્ન થયેલો પુત્ર ગૂઢજ કહેવાય છે, અને વિવાહ થતા પહેલાં કન્યાને સવર્ણથી ઉત્પન્ન થયેલો પુત્ર કાનીન કહેવાય છે. તે કન્યાના બાપનો પુત્ર ગણાય છે. ૨૧.

अक्षतायां क्षतायां वा जातः पौनर्भवः स्मृतः ।
दद्यान्माता पिता वा यं स पुत्रो दत्तको भवेत् ॥ याज्ञ. ॥२२॥

ક્ષતા અથવા અક્ષતા પુનર્ભૂમાં ઉત્પન્ન થયેલો પુત્ર પૌનર્ભવ કહેવાય છે, અને માતા તથા પિતા જે પુત્ર કોઇને આપે છે તે દત્તક કહેવાય છે. ૨૨.

या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।
उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥ मनुः ॥२३॥

જેનો પતિએ ત્યાગ કર્યો હોય, અથવા જે વિધવા થઇ હોય, તેવી સ્ત્રી પોતાની ઇચ્છાથી અન્ય પુરૂષ સાથે સંબંધ કરીને જે પુત્ર ઉત્પન્ન કરે છે, તે પૌનર્ભવ કહેવાય છે. ૨[illegible].

सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्यागतापि वा ।
पौनर्भवेन भर्त्रा वा पुनः संस्कारमर्हति ॥ मनुः ॥२४॥

તે વિધવા સ્ત્રી જો અક્ષતયોનિ હોય તો તેનો પૌનર્ભવ પતિ સાથે, અને પતિએ તજેલી સ્ત્રી જો ફરીથી પતિ પાસે આવે તો તેનો પ્રથમના પતિ સાથે, પુનઃ સંસ્કાર કરવો. અર્થાત્ માત્ર આ એજ પ્રસંગોએ શાસ્ત્ર ફરીથી સ્ત્રીને સંસ્કાર કરવાની આજ્ઞા આપે છે. ૨૪.

**क्रीतश्च ताभ्यां विक्रीतः कृत्रिमः स्यात्स्वयं कृतः ।**

**दत्तात्मा तु स्वयं दत्तो गर्भो विन्नः सहोढजः ॥ याज्ञ. ॥२५॥**

માતા પિતાએ વેચાતો લીધેલો પુત્ર ક્રીત કહેવાય છે, અને માતા પિતા વિનાના છોકરાને પુત્ર તરીકે રાખેલો હોય તો તે કૃત્રિમ પુત્ર કહેવાય છે. માતા પિતા વિનાનો છોકરો પોતાની મેળે પુત્ર થઇ રહેવા આવે તો તે દત્તાત્મા કહેવાય છે. અને ગર્ભિણીને પરણવાથી તેને ઉત્પન્ન થયેલો પુત્ર સહોઢ કહેવાય છે. ૨૫.

**उत्सृष्टो गृह्यते यस्तु सोऽपविद्धो भवेत्सुतः ।**

**पिंडदोंशहरश्चैव पूर्वाभावे परः परः ॥ याज्ञ. ॥२६॥**

માતા પિતાએ તજી દીધો હોય તેવા પુત્રને પુત્ર તરીકે રાખવામાં આવે તો તે અપવિદ્ધ કહેવાય છે. આવી રીતે અગિઆર પુત્રોમાંથી અનુક્રમ પ્રમાણે પિંડદાન કરવાને તથા વારસો લેવાને અધિકારી થાય છે. **सजातीयेष्वयं प्रोक्तस्तनयेषु मया विधिः ॥ याज्ञ ० ॥** અને આ વિધિ સવર્ણમાં ઉત્પન્ન થયેલા પુત્રોના સંબંધમાં છે એમ યાજ્ઞવલ્કય કહે છે. ૨૬.

**औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिम एव च ।**

**गूढोत्पन्नोऽपविद्धश्च दायादा बान्धवाश्च षट् ॥ मनुः ॥ २७ ॥**

ઔરસ ક્ષેત્રજ દત્ત કૃત્રિમ ગૂઢોત્પન્ન અને અપવિદ્ધ, આ છ બાન્ધવો વારસામાં ન્યૂનાધિક અંશે ભાગીદાર છે. ૨૭.

**कानीनश्च सहोढश्च क्रीतः पौनर्भवस्तथा ।**

**स्वयं दत्तश्च शौद्रश्च षडदायादबान्धवाः ॥ मनुः ॥ २८ ॥**

કાનીન સહોઢ ક્રીત પૌનર્ભવ દત્ત અને શૂદ્રાથી ઉત્પન્ન થયેલો પુત્ર શૌદ્ર, આ છ બાન્ધવોનો વારસામાં હક નથી. આ શ્લોક ઉપરથી એમ સમજાય છે કે પુનર્વિવાહથી ઉત્પન્ન થયેલા પુત્રનો પિતાના વારસામાં હક નહીં હોવાથી સનાતન કાલથી પુનર્વિવાહ શિષ્ટ જનથી નિંદ્ય ગણાતો હશે. ઉત્તમ વર્ણોમાં પુનર્વિવાહ નહીં કરવાનો મનુ તથા યાજ્ઞવલ્કયનો મત જણાય છે. ૨૮.

---

## પ્રકરણ ૩ જું.

### ઋતુમતી ધર્મ, અભિગમન, તથા ગર્ભિણીધર્મ.

अथ यस्य जायामार्तवं विन्देत् त्र्यहं कंसेन
पिबेदहतवासा नैनां वृषलो न वृषली उपहन्यात् ।
त्रिरात्रान्त आप्लुत्य व्रीहीनवघातयेत् ॥ बृहदा० ॥ १ ॥

સ્ત્રી ઋતુમતી થાય ત્યારે તેણે ત્રણ દિવસ કાંસાના પાત્રમાં જળ પીવું, પહેરેલું વસ્ત્ર ધોવું નહીં, શૂદ્ર અથવા શૂદ્રાનો સ્પર્શ કરવો નહીં, અને ત્રણ રાત્રીના અન્તમાં સ્નાન કરી ડાંગર ખાંડવી, જેથી તે કૃશ થઇ ગર્ભ ધારણ કરે. ૧.

त्रिरात्रं रजस्वलाऽशुचिर्भवति । सानांज्याभ्याभ्यंज्याभाप्सु स्नायादधः शयीत न दिवास्वप्यान्नाग्निं स्पृशेन्न रज्जुं सृजेन्न गृहा न्निरीक्षेत नाश्लीलं किंचिदाचरेत् । प्रवासगंधमाल्यादिधारणतांबूल गोरसभक्षणपीठाद्यारोहणं च वर्जयेत् ॥ संस्कार० ॥ २ ॥

રજસ્વલા સ્ત્રી ત્રણ રાત્રી અશુદ્ધ ગણાય છે. તેણે અંજન સુગંધી તેલનું મર્દન તથા સ્નાન વર્જવાં. તેણે જમીન ઉપર સૂવું, દિવસે સૂવું નહીં, અગ્નિનો સ્પર્શ કરવો નહીં, વણવું તથા ગુંથવું નહીં, ગૃહની બહાર જોવું નહીં, અને કાંઈ પણ અશ્લીલ કર્મ કરવું નહીં. તેણે પ્રવાસ, ગંધ, માળા, તાંબૂલ, દૂધ વિગેરે તજવાં, અને ગાદી શય્યા વિગેરે ઉપર બેસવું નહીં. ઉત્તમ પુત્ર પ્રાપ્ત કરવા બે વસ્તુઓ આવશ્યક છે; એક તો સ્ત્રીની કૃશતા અને બીજું તેનામાં ઉત્તમ સંસ્કાર. આ બેને જે પુષ્ટિ આપે તેવા નિયમો શાસ્ત્રકારોએ પાળવાને સારૂ આજ્ઞા કરી છે. ૨.

स्नात्वान्यपुरुषं नारी न स्पृशेत्तु रजस्वला ।
ईक्षयेद्भास्करं देवं ब्रह्मकूर्चं ततः पिबेत् ॥ संस्कार० ॥ ३ ॥

રજસ્વલા સ્ત્રીએ ચોથે દિવસે સ્નાન કરીને અન્ય પુરૂષ-

નો સ્પર્શ કરવો નહીં, પણ સૂર્ય દેવતાનાં દર્શન કરવાં અને દૂધ દહીં માખણ ઘી અને છાશ એ પંચગવ્યનું પ્રાશન કરવું. રજસ્વલા સ્ત્રી સ્નાન કરીને જે મનુષ્યનું મુખ જુએ છે, તેના જેવીજ સંતતિ તે માસમાં ગર્ભ રહે તો ઉત્પન્ન થાય છે, તેથી સ્ત્રીઓએ કાંતિમાન સંતતિ પ્રાપ્ત કરવા સારૂ સૂર્યનું દર્શન કરવું, અને શરીર ઉપર શુદ્ધ સંસ્કાર પડવા સારૂ પંચગવ્યનું પ્રાશન કરવું. ૩.

शुद्धा भर्तुश्चतुर्थेऽह्नि स्नानेन स्त्री रजस्वला ।
दैवे कर्मणि पित्र्ये च पंचमेऽहनि शुद्ध्यति॥ संस्कार० ॥ ४ ॥

રજસ્વલા સ્ત્રીને ચોથે દિવસે ગૃહકાર્ય કરવામાં શુદ્ધ ગણવી, અને દૈવ તથા પિતૃકર્મ કરવા સારૂ તેને પાંચમે દિવસે શુદ્ધ ગણવી. મનુનો એવો મત છે કે જ્યાં સુધી રજ દેખાય ત્યાં સુધી સ્ત્રીને અશુદ્ધ ગણવી, અને રજ નિવૃત્ત થતાં સ્નાન કરી તેણે શુદ્ધ થવું. પારસી લોકો આ પ્રમાણે પાળે છે. ૪.

## अभिगमन.

श्रीर्ह वा एषा स्त्रीणां यन्मलोद्वासास्तस्मान्मलोद्वाससं यशस्विनी-मभिक्रम्योपमन्त्रयेत । सा चेदस्मै न दद्यात्काममेनामवक्रीणीयात् । स यामिच्छेत्कामयेत मेति तस्यामर्थं निष्ठाय मुखेन मुखं संधायोपस्थ-मस्या अभिमृश्य जपेत् । अङ्गादङ्गात्संभवसि हृदयादधि जायसे । स त्वमङ्गकषायोऽसि दिग्धविद्धामिव मादयेमाममूं मयीति ॥ बृहदा. ॥

રજોદર્શનની ત્રણ રાત્રીના અન્તમાં સ્નાન કરી શુદ્ધ થયેલી સ્ત્રી ગૌરવ પ્રાપ્ત કરે છે. તેવી યશસ્વિની પાસે જઇ તેને કહેવું કે ચાલ આપણે પુત્ર ઉત્પન્ન કરીએ. જો તે માને નહીં તો તેને વસ્ત્ર અલંકાર આદિ આપવાનું કહી સમજાવવી. જે પુરૂષ એમ ઇચ્છા રાખતો હોય, કે મારી સ્ત્રી મારામાં આસક્ત થાય, તો તેણે સંભોગ વખતે अङ्गादङ्गात्० મંત્ર ભણવો. “ હે વીર્ય તું મારા પ્રત્યેક અંગમાંથી તથા વિશેષ કરીને

મારા હૃદયમાંથી ઉત્પન્ન થાઉં છું. તું મારા સર્વ અંગનો રસ છું. વિષનો લેપ કરેલા બાણુથી વીંધાયલી મૃગીની પેઠે આ સ્ત્રીને વીંધી મારે વશ કર તથા મારામાં આસક્ત કર. ” ૫.

स य इच्छेत्पुत्रो मे शुक्लो जायेत वेदमनुब्रुवीत
सर्वमायुरियादिति क्षीरौदनं पाचयित्वा सर्पिष्मन्त-
मश्नीयातामीश्वरौ जनयित वै ॥ बृहदा० ॥ ६ ॥

જેને એવી ઇચ્છા હોય કે મ્હને ગૌર વર્ણનો એક વેદનું સંપૂર્ણ અધ્યયન કરનાર અને દીર્ઘાયુષવાળો પુત્ર પ્રાપ્ત થાય, તો તેણે તથા તેની સ્ત્રીએ ઘી નાંખીને ખીર જમવી. આ પ્રમાણે કરવાથી તેવો પુત્ર ઉત્પન્ન થશે. ૬.

अथ य इच्छेत्पुत्रो मे कपिलः पिङ्गलो जायेत द्वौ
वेदावनुब्रुवीत सर्वमायुरियादिति दध्योदनं
पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयित वै ॥ बृहदा० ॥

જેને એવી ઇચ્છા હોય કે મ્હને ઘઉંવર્ણો તથા પિંગલ વર્ણનો બે વેદનું સંપૂર્ણ અધ્યયન કરનાર અને દીર્ઘાયુષ વાળો પુત્ર પ્રાપ્ત થાય, તો તેણે તથા તેની સ્ત્રીએ ઘી નાંખીને કરમો જમવો. આ પ્રમાણે કરવાથી તેવો પુત્ર ઉત્પન્ન થશે. ૭.

अथ य इच्छेत्पुत्रो मे श्यामो लोहिताक्षो जायेत
त्रीन्वेदाननुब्रुवीत सर्वमायुरियादित्युदौदनं पाचयित्वा
सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयित वै ॥ बृहदा० ॥ ८ ॥

જેને એવી ઇચ્છા હોય કે મ્હને શ્યામ વર્ણનો રક્ત નેત્ર વાળો ત્રણ વેદનું સંપૂર્ણ અધ્યયન કરનાર અને દીર્ઘાયુષવાળો પુત્ર પ્રાપ્ત થાય, તો તેણે તથા તેની સ્ત્રીએ ઘી નાંખીને ભાત જમવો. આ પ્રમાણે કરવાથી તેવો પુત્ર ઉત્પન્ન થશે. ૮.

अथ य इच्छेद्दुहिता मे पण्डिता जायेत

सर्वं मायुरियादिति तिलौदनं पाचयित्वा
सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयित वै ॥ बृहदा० ॥ ९ ॥

જેને એવી ઇચ્છા હોય કે મ્હને એક પંડિતા દીર્ઘાયુષ વાળી પુત્રી પ્રાપ્ત થાય, તો તેણે તલ અને ચોખાને રાંધી તેમાં ઘી નાંખી પોતાની સ્ત્રી સાથે જમવું. આ પ્રમાણે કરવાથી તેવી પુત્રી ઉત્પન્ન થશે. ૯.

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ मनुः ॥ १० ॥

પુરૂષે સર્વદા ઋતુકાળમાંજ અભિગમન કરવું અને પોતાનીજ સ્ત્રીમાં આસક્ત રહેવું. ઋતુકાળમાં પણ અમાવાસ્યા તથા પૂર્ણિમા એ બે પર્વના દિવસો વર્જ્ય કરી રતિકામના પૂર્વક અભિગમન કરવું. ૧૦.

प्राग्रजोदर्शनात्पत्नीं नेयाद्गत्वा पतत्यधः ।
व्यर्थीकारेण शुक्रस्य ब्रह्महत्यामवाप्नुयात् ॥ संस्कार० ॥११॥

રજોદર્શન પહેલાં અભિગમન કરવું નહીં, કારણ કે તેમ કરવાથી મનુષ્ય પતિત થાય છે. વીર્યને નકામું ગુમાવવાથી બ્રહ્મહત્યા સમાન પાપ લાગે છે. ૧૧.

तामुदुह्य यथर्तुप्रवेशनम् । तस्मिन्प्रजायाः संभवकाले निशायां कुर्यात् । यदि दिवा मैथुनं व्रजेत् क्लीबा अल्पवीर्या अल्पायुषाश्च प्रसूयंते तस्मादेतद्वर्जयेदिति ॥ पारस्कर० ॥ १२ ॥

સ્ત્રીની સાથે વિવાહ કરીને ઋતુકાળમાં અભિગમન કરવું. જ્યારે પ્રજા ઉત્પન્ન કરવી હોય ત્યારે રાત્રીએ સંભોગ કરવો. દિવસે સંભોગ કરવાથી નપુંસક અલ્પવીર્ય અને અલ્પાયુષ વાળી પ્રજા ઉત્પન્ન થાય છે, તેથી દિવસે સંભોગ વર્જ્ય છે. જેવું ઘટ્ટ વીર્ય રાત્રિએ ઠંડકમાં રહે છે, તેવું દિવસે નહીં રહેવાથી નિર્વીર્ય પ્રજા ઉત્પન્ન થાય છે. ૧૨.

ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः ।
चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥ मनुः ॥ १३ ॥

સજ્જનોથી નિંદ્ય પ્રથમની ચાર રાત્રી સાથે, સ્ત્રીઓના સ્વાભાવિક ઋતુકાળની સોળ રાત્રીઓ ગણાય છે. ૧૩.

तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दशरात्रयः ॥ मनुः ॥ १४ ॥

આ સોળ રાત્રીઓમાંથી પ્રથમની ચાર રાત્રીએ એકાદશી અને ત્રયોદશી બાદ કરતાં બાકી રહેલી દશ રાત્રીઓ શ્રેષ્ઠ ગણાય છે. ૧૪.

युग्मासु पुत्रा जायंते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥ मनुः ॥ १५ ॥

બેકી રાત્રીઓમાં ( જેવી કે છઠ્ઠી આઠમી દશમી બારમી ચૌદમી અને સોળગીમાં ) પુત્ર ઉત્પન્ન થાય છે, અને એકી રાત્રીઓમાં ( જેવી કે પાંચમી સાતમી નવમી અગીઆરમી અને તેરમીમાં ) પુત્રી ઉત્પન્ન થાય છે, તેથી પુત્રની કામનાવાળા પુરૂષે બેકી રાત્રીઓમાં ઋતુકાળ પ્રાપ્ત થાય ત્યારે અભિગમન કરવું.

पुमान्पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।
समेऽपुमान्पुंस्त्रियौ वा क्षीणेऽल्पे च विपर्ययः ॥ मनुः ॥१६॥

પુરૂષનું શુક્ર અધિક હોય છે ત્યારે પુત્રની ઉત્પત્તિ થાય છે, અને સ્ત્રીનું શોણિત અધિક હોય છે ત્યારે પુત્રી જન્મે છે. બેઉનું શુક્ર શોણિત સમ હોય છે ત્યારે નપુંસક પ્રજા ઉત્પન્ન થાય છે, અથવા પુત્ર અને પુત્રી બે જન્મે છે. શુક્ર અને શોણિત ક્ષીણ હોય છે અથવા અલ્પ હોય છે ત્યારે પ્રજા થતી નથી. ૧૬.

अमावास्यामष्टमीं च पौर्णमासीं चतुर्दशीम् ।
ब्रह्मचारी भवेन्नित्यमप्यृतौ स्नातको द्विजः ॥ मनुः ॥१७॥

અમાવાસ્યા અષ્ટમી પૂર્ણિમા અને ચતુર્દશી, આ ચાર દિવસ બાદ કરી ઋતુકાળમાં અભિગમન કરનાર સ્નાતક દ્વિજ બ્રહ્મચારી ગણાય છે. ૧૭.

एवं गच्छन्स्त्रियं क्षामां मघां मूलं च वर्जयेत् ।
सुस्थ इन्दौ सकृत्पुत्रं लक्षण्यं जनयेत्पुमान ॥ याज्ञ० ॥१८॥

આવી રીતે રજસ્વલા થવાથી કૃશ થયેલી સ્ત્રી સાથે અભિગમન કરવામાં મઘા તથા મૂળ એ બે નક્ષત્ર વર્જવાં, અને જે રાત્રિએ ચંદ્ર સારી રાશિનો હોય તે રાત્રિએ એકજ વખત અભિગમન કરી સારા લક્ષણવાળો પુત્ર ઉત્પન્ન કરવો. ૧૮.

क्षामता च तस्मिन्काले रजस्वलाव्रतेनैव भवति । अथ चेन्न भवति तदा कर्तव्या क्षामता पुत्रोत्पत्त्यर्थं अल्पास्निग्धभोजनादिना । यदा युग्मायामपि रात्रौ शोणिताधिक्यं तदा स्त्र्येव पुरुषाकृतिः । अयुग्मायामपि शुक्राधिक्ये पुमानेव भवति स्त्र्याकृतिः । कालस्य निमित्तत्वात् शुक्रशोणितयोश्चोपादानकारणत्वेन प्राबल्यात् ॥ मिताक्षरा० ॥

તે સમયે રજસ્વલાધર્મ યથાવિધિ પાળવાથી સ્ત્રીનું શરીર કૃશ થાય છે. કદી કૃશ ના થયું હોય તો પુત્રોત્પત્તિ સારૂ કૃશ કરવું, અને તેમ કરવા અલ્પ અને અસ્નિગ્ધ ભોજન આપવું. જ્યારે બેકી રાત્રીમાં પણ શોણિત અધિક હોય છે, ત્યારે પુરૂષના જેવી આકૃતિવાળી સ્ત્રી સંતતિ થાય છે. તેવીજ રીતે એકી રાત્રીમાં પણ જો શુક્ર અધિક હોય છે,તો સ્ત્રીના જેવી આકૃતિ વાળો પુત્ર ઉત્પન્ન થાય છે, કારણકે કાળ નિમિત્ત કારણ હોવાથી શુક્ર અને શોણિત જે ઉપાદાન કારણ છે, તેમનું પ્રાબલ્ય વિશેષ ગણાય છે. કૃશતા કરવા સારૂજ રજસ્વલા સ્ત્રીને દુધ વિગેરે આપવામાં આવતું નહીં હોય. ૧૯.

यथाकामी भवेद्वापि स्त्रीणां वरमनुस्मरन् ।
स्वदारनिरतश्चैव स्त्रियो रक्ष्या यतः स्मृताः ॥ याज्ञ. ॥२०॥

અથવા ઇન્દ્રે સ્ત્રીઓને આપેલું વરદાન સ્મરણમાં રાખી સ્ત્રીઓની કામના અનુસાર અભિગમન કરવું, અને પોતાનીજ સ્ત્રીમાં આસક્ત રહેવું. આ પ્રમાણે વર્તવાથી સ્ત્રીઓનું રક્ષણ થાય છે એમ સ્મૃતિઓ કહે છે. જે મનુષ્ય પોતાનીજ સ્ત્રીમાં આસક્ત રહી તેની મનકામના પૂર્ણ કરે છે, તેની સ્ત્રી વ્યભિચારાદિમાં પ્રવૃત્ત થતી નથી. ૨૦

**“ भवतीनां कामविहंता पातकी स्यादिति ” इन्द्रदत्तं स्त्रीणां वरमनुस्मरन् यथाकामी स्यात् । “ ऋतावुपेयात् सर्वत्र वा प्रतिषिद्धवर्ज्यम् ” इत्येतदपि गौतमीयसूत्रद्वयं नियमपरमेव । ऋतावुपेयादनृतावपि स्त्रीकामनायां प्रतिषिद्धवर्जमुपेयात् । सुरक्षितत्वं यथाकामित्वेन स्वयंतरागमनेन भवति ॥ मिताक्षरा० ॥ २१ ॥**

“ જે પતિ તમારી મનકામના તૃપ્ત નહીં કરે તે પાતકી થશે,” એવું ઇન્દ્રે સ્ત્રીઓને આપેલું વરદાન સ્મરણમાં રાખી તેમની કામના અનુસાર અભિગમન કરવું. “ઋતુકાળમાં અભિગમન કરવું,” “ પ્રતિષિદ્ધ દિવસો વર્જ્ય કરી યથેચ્છ અભિગમન કરવું.” આ બે ગૌતમનાં સૂત્રો પણ અભિગમનના નિયમો જણાવે છે. ઋતુકાળમાં અભિગમન કરવું અને ઋતુકાળ ના હોય ત્યારે પણ પર્વના દિવસો બાદ કરી સ્ત્રીની કામના અનુસાર અભિગમન કરવું. તેમની કામના તૃપ્ત કરવાથી તથા પોતે વ્યભિચારમાં પ્રવૃત્ત નહીં થવાથી સ્ત્રીઓનું રક્ષણ થઇ શકે છે. સ્ત્રીઓને ગાળો દેવાથી તથા મારવાથી તેઓનું રક્ષણ થઈ શકતું નથી, પણ તેમ કરવાથી તેઓનો પ્રેમ નષ્ટ થાય છે, અને જન્મપર્યંત બે જણ દુઃખી થાય છે. ૨૧.

**नोपगच्छेत्प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने ।**
**समानशयने चैव न शयीत तया सह ॥ मनुः २२ ॥**

ઉન્મત્ત અવસ્થામાં પણ જ્યાં સુધી રજ દેખાય ત્યાં

સુધી અભિગમન કરવું નહીં તથા ત્યાં સુધી સ્ત્રીની સાથે એક શયનમાં સૂવું નહીં. ૨૨.

रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ।
प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ मनुः ॥ २३ ॥

જે સ્ત્રીને રજ આવતું હોય તેવી સ્ત્રી સાથે સંભોગ કરનાર પુરૂષની બુદ્ધિ તેજ બળ નેત્ર અને આયુષ નષ્ટ થાય છે, તથા બે જણને ભયંકર રોગ લાગુ પડે છે. ૨૩.

गर्भिणीपतिधर्माः

वपनं मैथुनं तीर्थं वर्जयेद्गर्भिणीपतिः ।
श्राद्धं च सप्तमान्मासादूर्ध्वं चान्यत्र वेदवित् ॥ पार० टीका. ॥२४॥

ગર્ભિણીના પતિએ વપન મૈથુન તથા તીર્થયાત્રા તજવાં; અને સાત માસ થયા પછી શ્રાદ્ધનું ભોજન પણ તજવું. ૨૪.

दौहृदस्याप्रदानेन गर्भो दोषमवाप्नुयात् ।
वैरूप्यं मरणं वापि तस्मात्कार्यं प्रियं स्त्रियाः ॥ याज्ञ०॥२५॥

ગર્ભિણી સ્ત્રીને જે વસ્તુની ઇચ્છા થાય તે તેને નહીં આપવાથી ગર્ભ દૂષિત થાય છે વિરૂપ થાય છે અથવા મરણ પામે છે, તેથી ગર્ભિણી સ્ત્રીને જે પ્રિય લાગે તે કરવું. અર્થાત તેને પ્રસન્ન રાખવી.

गर्भिणीधर्माः

नो मुक्तकेशी विवशाऽथवा स्यात् ।
भुंक्ते न सन्ध्यावसरे न शेते ॥
नामङ्गलं वाक्यमुदीरयेत्सा ।
शून्यालयं वृक्षतलं न यायात् ॥ पार० टीका. ॥२६॥

ગર્ભવતી સ્ત્રીએ કેશ છુટા રાખવા નહીં, નિરંકુશ રહેવું નહીં, સંધ્યા સમયે જમવું તથા સૂવું નહીં, અમંગલ

વાક્ય બોલવું નહીં, તથા સુના ઘરમાં અને વૃક્ષની તળે જવુ નહીં. તેને કોઇ પણ રીતે ક્ષોભ થાય તેવું તેણે કરવું નહીં, કારણકે તેમ કરવાથી ગર્ભ દૂષિત થાય છે. ગર્ભની પુષ્ટિ સારૂ તેણે નિત્ય પ્રસન્ન રહેવું.

गर्भिणी कुञ्जराश्वादि शैलहर्म्योदिरोहणम् ।
व्यायामं शीघ्रगमनं शकटारोहणं त्यजेत् ॥ पार० टीका. ॥१७॥

ગર્ભના સંરક્ષણ સારૂ ગર્ભિણીએ હાથી ઘોડો પર્વત તથા હવેલી ઉપર ચઢવું નહીં, અંગકસરત કરવી નહીં, ઉતાવળાં ચાલવું નહીં, અને ગાડામાં બેસવું નહીં. ૨૭.

शोकं रक्तविमोक्षं च साध्वसं कुक्कुटासनम् ।
व्यवसायं दिवा स्वापं रात्रौ जागरणं त्यजेत् ॥पार०टीका.॥२८॥

ગર્ભિણીએ શોક, રક્તસ્રાવ, ભય, કુકકુટાસન, મહેનત, દિવસે નિદ્રા, તથા રાત્રિએ જાગરણ, એ સર્વ તજવાં. ૨૮.

हरिद्रां कुंकुमं चैव सिन्दूरं कज्जलं तथा ।
कूर्पासकं च ताम्बूलं माङ्गल्याभरणं शुभम् ॥पार० टीका. ॥२९॥
केशसंस्कारकवरी कण्ठकर्णविभूषणम् ।
भर्तुरायुष्यमिच्छन्ती दूरयेद्गर्भिणी न हि ॥ पार० टीका. ॥३०॥

સુગંધ યુક્ત હરિદ્રા તથા ચંદનનો લેપ, કંકુનો ચાંદલો, સેંથીમાં સિન્ધુર, આંખમાં કાજળ, સુંદર ચોળી, મુખમાં પાન તથા સર્વ સુશોભિત મંગળ અલંકાર, માથું હોળવું, અંબોડો વાળવો, કણ્ઠ તથા કર્ણનાં આભૂષણ કંઠી તથા એરીંગ પહેરવાં, આ સર્વ શણગાર પોતાના પતિના આયુષ્યની ઇચ્છા રાખનાર ગર્ભિણીએ તજવા નહીં. પોતાની સ્રીને સારી અલંકૃત જોવાથી પતિ પ્રસન્ન રહે છે અને તેથી તેનું આયુષ્ય વધે છે. પતિ પ્રસન્ન રહેવાથી ગર્ભિણીને કલેશ થતો નથી અને પ્રજા પણ બહુ સારી ઉત્પન્ન થાય છે. ૨૯. ૩૦.

चतुर्थे मासि षष्ठे वाऽप्यष्टमे गर्भिणी यदा।

यात्रा नित्यं विवर्ज्या स्यादाषाढे तु विशेषतः ॥पार०टीका.॥११॥

ગર્ભિણીને જ્યારે ચોથો છઠ્ઠો અથવા આઠમો માસ ચાલતો હોય ત્યારે તેણે યાત્રા કરવી નહીં, અને તેમાં મુખ્યત્વે કરીને અષાઢ માસમાં યાત્રા કરવી નહીં; કારણ કે ગાજવીજ થવાથી તેને ગર્ભપાત્ થવાનો સંભવ રહે છે.

---

## પ્રકરણ ૪ થું.

---

### સ્ત્રીપુરૂષ ધર્મ.

संराज्ञी श्वशुरे भव संराज्ञी श्वश्रुवां भव ।

नान्दरि संराज्ञी भव संराज्ञी अधि देवृषु ॥ ऋक्. ॥ १ ॥

હે સ્ત્રી, તું તારા સસરા સાસુ નણંદ દિયર વિગેરે કુટુંબીઓમાં અધિકાર પ્રાપ્ત કરી ગૃહતંત્ર સારી રીતે ચલાવ. ૧.

भर्तृभ्रातृपितृज्ञातिश्वश्रूश्वशुरदेवरैः ।

बंधुभिश्च स्त्रियः पूज्या भूषणाच्छादनाशनैः ॥ याज्ञ० ॥ २ ॥

પતિ, ભ્રાતા, પિતા, જ્ઞાતિજન, સાસૂ, સસરા, દિયર અને અન્ય સંબંધીઓએ, અલંકાર વસ્ત્ર અને મિષ્ટાન્નથી સ્ત્રીઓનો સત્કાર કરવો. સ્ત્રીઓનો જો સત્કાર થાય છે તો તેઓ પ્રસન્ન રહે છે, અને ધર્મ અર્થ અને કામની વૃદ્ધિ કરે છે. સ્ત્રીઓનાં હૃદય ઘણાંજ સુકોમળ હોય છે. જે સાસૂઓ સસરાઓ નણંદો તથા અન્ય સંબંધીઓ સ્ત્રીઓને કટુ વચન કહી મ્હેણાં મારી તેમનાં મનને ઉદ્વિગ્ન કરે છે, તેઓજ આપણી સમાજમાં થતી સ્ત્રીઓની આત્મહત્યાને માટે જોખમદાર છે. પતિ, સાસુ સસરા વિગેરે તરફથી સત્કાર નહીં થવાથી ઘણી સ્ત્રીઓ કુવા વાવ તળાવ નદી તથા ટાંકાંમાં પડી પોતાનો પ્રાણ તજે છે,

એવું આપણા સાંભળવામાં આવે છે. આવા અધર્મથી બચવા દીવાળી હોળી વિગેરે અવસરોએ સ્ત્રીઓને આપવામાં આવતી બક્ષીસો તથા જમણો વિગેરે કાયમ રાખી સ્ત્રીઓનું સન્માન કરવું. ૩.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ मनुः ॥३॥

જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે, પણ જ્યાં તેઓનો તિરસ્કાર થાય છે ત્યાં સર્વ કર્મ નિષ્ફળ થાય છે. યજ્ઞ દાન તપ દેવતાર્ચન વેદાધ્યયન વિગેરેનું ફળ સ્ત્રીઓનો તિરસ્કાર કરનારને મળતું નથી. ૨.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धन्ते तद्धि सर्वदा ॥ मनुः ॥४॥

જે કુળની સ્ત્રીઓ ઉદ્વેગમાં રહે છે તે કુળનો જલદી નાશ થાય છે, પણ જે કુળમાં સ્ત્રીઓ ઉદ્વિગ્ન રહેતી નથી પણ પ્રફુલ્લ રહે છે તે કુળ સર્વદા વૃદ્ધિ પામે છે.

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ मनुः ॥ ५ ॥

કુળની વૃદ્ધિની ઇચ્છા રાખનાર પુરૂષે શુભ પ્રસંગોએ તથા ઉત્સવને દિવસે અલંકાર વસ્ત્ર તથા ભોજન આદિથી તેમનો સત્કાર કરવો. ૫.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ मनुः ॥ ६ ॥

જે કુળમાં સ્ત્રીથી પતિ અને પતિથી સ્ત્રી સંતુષ્ઠ રહે છે, તે કુળનું નિત્ય કલ્યાણ થાય છે. ૬.

यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत् ।
अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते ॥ मनुः ॥ ७ ॥

સ્ત્રી જો સારાં વસ્ત્ર તથા અલંકારથી સુશોભિત અને પ્રફુલ્લ રહેતી નથી, તો તે પોતાના પતિને પ્રસન્ન કરી શકતી નથી, અને પુરૂષની અપ્રસન્નતાથી પ્રજા ઉત્પન્ન થતી નથી. ૭.

स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानयां सर्वमेव न रोचते ॥ मनुः ॥ ८ ॥

જે કુળમાં સ્ત્રીઓ વસ્ત્રાલંકારથી સુશોભિત હોય છે, તે કુળ દીપી નીકળે છે; પણ જે કુળની સ્ત્રીઓ સુશોભિત રહેતી નથી તે કુળ નિસ્તેજ લાગે છે. ૮.

बालया वा युवत्या वा वृद्धया वाऽपि योषिता ।
न स्वातन्त्रेण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ मनुः ॥ ९ ॥

સ્ત્રી બાળક હોય યુવાન્ હોય કે વૃદ્ધ હોય, તોપણ તેણે સ્વતંત્રતાથી ઘરનું કાંઈ પણ કાર્ય કરવું નહીં.

बाल्ये पितुर्वशे तिष्ठत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥ मनुः ॥ १० ॥

સ્ત્રીએ બાલ્યાવસ્થામાં પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવું; યુવાવસ્થામાં પતિની આજ્ઞા પ્રમાણે વર્તવું; અને જ્યારે ભર્તા મરણ પામે ત્યારે પુત્રના કહ્યા પ્રમાણે કરવું. સ્ત્રીએ. કદી સ્વચ્છંદે વર્તવું નહીં. ૧૦

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।
एषां हि विरहेण स्त्री गर्ह्यं कुर्यादुभे कुले ॥ मनुः ॥ ११ ॥

સ્ત્રીએ પિતા ભર્તા તથા પુત્રથી જૂદાં રહેવાની ઇચ્છા કરવી નહીં, કારણ કે તેમ કરવાથી સ્ત્રી ઉભય કુળને લાંછન લગાડે છે. ૧૧

संयतोपस्करा दक्षा हृष्टा व्ययपराङ्मुखी ।
कुर्यात्श्वशुरयोः पादवन्दनं भर्तृतत्परा ॥ मनुः ॥ १२ ॥

ડાહી પ્રસન્ન અને ખર્ચ કરવામાં અનાદરવાળી સ્ત્રીએ, ઘરનો સામાન તથા રાચરચીલું યોગ્ય સ્થળે ગોઠવી, પતિની આજ્ઞામાં તત્પર રહી, નિત્ય સાસૂને તથા સસરાને પગે લાગવું. ૧૨.

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥ मनुः ॥ १३ ॥

પોતાનો પતિ સદ્‌વર્તન વિનાનો કામાસકત અને સર્વ ગુણથી હીન હોય, તોપણ સાધ્વી સ્ત્રીએ તેને દેવ જેવો ગણી તેની નિત્ય સેવા કરવી. ૧૩.

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ मनुः ॥ १४ ॥

સ્ત્રીઓને પતિથી અન્ય યજ્ઞ વ્રત કે ઉપવાસ નથી. માત્ર પતિનીજ સેવાથી તેઓ સ્વર્ગ લોકમાં મહત્તા પ્રાપ્ત કરે છે. ૧૪.

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किंचिदप्रियम् ॥ मनुः ॥ १५ ॥

આ જન્મમાં તથા જન્માંતરમાં પતિનું સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર સાધ્વી સ્ત્રીએ પતિ જીવતો હોય કે મરી ગયો હોય તોપણ તેનું અપ્રિય કરવું નહીં. ૧૫.

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः सह ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य च ॥ मनुः ॥ १६ ॥

ભલે, સ્ત્રી પતિના મરણ પછી પોતાનો દેહ પુષ્પ મૂળ તથા ફળના આહારથી ક્ષીણ કરે, પણ પતિના મરણ પછી તે અન્ય પુરૂષનું નામ માત્ર પણ ઉચ્ચારે નહીં. (સતી થવા વિષે મનુ વિગેરેનું એક પણ વચન મળતું નથી.) ૧૬.

आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।
यो धर्म एकपत्नीनां काङ्क्षन्ती तमनुत्तमम् ॥ मनुः ॥ १७ ॥

મરણ પર્યંત ક્ષમાવાન્ જીતેંદ્રિય અને બ્રહ્મચર્યવ્રત યુક્ત રહી તેણે સર્વોત્તમ પતિવ્રતાધર્મ પાળવામાં તત્પર રહેવું. ૧૭.

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥ मनुः ॥ १८ ॥

હજારો બ્રહ્મચારીઓ પુત્ર ઉત્પન્ન કર્યા વિના પણ નૈષ્ઠિક-બ્રહ્મચર્ય પાળી સ્વર્ગમાં ગયા છે. ૧૮.

मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्राऽपि यथा ते ब्रह्मचारिणः ॥ मनुः ॥ १९ ॥

પતિના મરણ પછી જે સ્ત્રી ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્મચર્યવ્રત ધારણ કરે છે, તે પુત્ર રહિત હોય તોપણ નૈષ્ઠિકબ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે. ૧૯.

अपत्यलोभाद्या तु स्त्री भर्तारमतिवर्तते ।
सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥ मनुः ॥ २० ॥

સંતાનના લોભથી જે સ્ત્રી પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરી વ્યભિચાર કરે છે, તે આ જન્મમાં નિન્દાને પાત્ર થાય છે, અને જન્માંતરમાં પતિનું સુખ મેળવી શકતી નથી. ૨૦.

नान्योत्पन्ना प्रजाऽस्तीह न चाप्यन्यपरिग्रहे ।
न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते ॥ मनुः ॥ २१ ॥

અન્ય પુરૂષથી ઉત્પન્ન થયેલી પ્રજા, પ્રજા નથી, તેમજ અન્યની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી પ્રજા, પ્રજા નથી; અને કોઇ પણ શાસ્ત્ર સાધ્વી સ્ત્રીએ બીજો પતિ કરવો, એમ ઉપદેશ કરતું નથી. ૨૧.

पतिं हित्वाऽपकृष्टं स्वमुत्कृष्टं या निषेवते ।
निन्द्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥ मनुः ॥ २२ ॥

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરીને તેનાથી ઉત્કૃષ્ટ પુરૂષનું સેવન કરે છે, તે આ લોકમાં નિન્દાય છે અને પરપૂર્વા કહેવાય છે. ૨૨.

व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।
श्रृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ मनुः ॥ २३ ॥

જે સ્ત્રી વ્યભિચાર કરે છે, તે આ લોકમાં નિન્દાય છે અને મરણ પછી શિયાળ થાય છે, અને ભયંકર રોગોથી આ જન્મમાં પીડાય છે. વ્યભિચાર કરવાથી ભયંકર રોગ થાય છે અને તેથી વ્યભિચારિણી સ્ત્રીઓ પીડાય છે, અને કેટલીક તો તેમાંથી મરણ પામે છે. આવા રોગો તેમનાં બાળકોમાં પણ ઉતરે છે અને તેથી આખુ કુટુંબ દુઃખી થાય છે. માટે પોતાનું તથા પોતાના કુળનું કલ્યાણ ઈચ્છનાર સાધ્વી સ્ત્રીઓએ વ્યભિચારમાં પ્રવૃત્ત થવું નહીં. ૨૩.

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ मनुः ॥ २४ ॥

જે સ્ત્રી મન વાણી અને દેહને પોતાને વશ રાખી વ્યભિચાર કરતી નથી, તે આ જન્મમાં તથા જન્માંતરમાં પતિનું સુખ પ્રાપ્ત કરે છે, અને સજ્જનોમાં "સાધ્વી" કહેવાય છે. ૨૪.

क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ।
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥ याज्ञ० ॥ २५ ॥

જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય, તેણે રમત ગમત, શણગાર, મેળાઓ તથા ઉત્સવનાં દર્શન, હાસ્ય, પારકા મનુષ્યોને ત્યાં ગમન, ઈત્યાદિ તજવાં. ૨૫.

अनेन नारी वृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ मनुः ॥ २६ ॥

મન વાણી અને દેહને નિયમમાં રાખી જે સ્ત્રી આ પ્રમાણે વર્તે છે, તે આ લોકમાં સર્વોત્તમ કીર્તિ પ્રાપ્ત કરે છે અને પરલોકમાં પતિનું સુખ સંપૂર્ણ મેળવે છે. ૨૬.

अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ मनुः ॥ २७ ॥

પુરૂષોએ પોતાની સ્ત્રીઓને નિત્ય સ્વાધીન રાખવી, અને જો તે વિષયોમાં આસક્ત થતી હોય તો તેમને તેમ કરતાં અટકાવવી. ૨૭.

सूक्ष्मेभ्योऽपि प्रसंगेभ्यः स्त्रियो रक्ष्याः विशेषतः ।
द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ मनुः ॥ २८ ॥

સૂક્ષ્મ પ્રસંગોથી પણ વિશેષ કરીને સ્ત્રીઓનું રક્ષણ કરવું, કારણ કે તેઓ અરક્ષિત રહેવાથી ઉભય કુળને શોકમાં નાંખે છે. ૨૮.

स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति ॥ मनुः ॥ २९ ॥

પોતાની સ્ત્રીનું યત્ન પૂર્વક રક્ષણ કરનાર મનુષ્ય, સંતતિ સુચરિત્ર કુળ આત્મા અને ધર્મનું રક્ષણ કરે છે; કારણ કે આ સર્વની ઉન્નતિનો આધાર સ્ત્રીઓ ઉપર છે. ૨૯

पतिर्भार्यां संप्रविश्य गर्भो भूत्वेह जायते ।
जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥ मनुः ॥ ३० ॥

એક પ્રકારે પતિ પોતાની સ્ત્રીમાં પ્રવેશ કરીને પુનઃ ગર્ભરૂપે અવતરે છે. તેનામાં પુનઃ જન્મ થવાથીજ સ્ત્રીને "જાયા" કહે છે. ૩૦.

यादृशं भजते हि स्त्री सुतं सूते तथाविधम् ।
तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षेत्प्रयत्नतः ॥ मनुः ॥ ३१ ॥

સ્ત્રી જેવા પુરૂષની જોડે સંભોગ કરે છે, તેવા પ્રકારનો

પુત્ર ઉત્પન્ન થાય છે; તેથી પ્રજાની વિશુદ્ધિને સારૂ પ્રયત્નથી સ્ત્રીઓની રક્ષા કરવી. ૩૧.

**न कश्चिद्योषितः शक्तः प्रसह्य परिरक्षितुम् ।**
**एतैरुपायैर्योगैस्तु शक्यास्ताः परिरक्षितुम् ॥ मनुः ॥ ३२ ॥**

કોઇ પણ મનુષ્ય બળથી સ્ત્રીઓને સુરક્ષિત કરી શકતો નથી, પણ નીચે જણાવેલા ઉપાયો યોજવાથી તેમનું રક્ષણ કરી શકે છે. ૩૨.

**अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।**
**शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य चेक्षणे ॥ मनुः ॥ ३३ ॥**

દ્રવ્યનો સંગ્રહ કરવો તથા વ્યય કરવો, સ્વચ્છતા રાખવી, ધર્મકાર્ય કરવું, રસોઇ કરવી, તથા ઘરના સરસામાનની દેખરેખ રાખવી, આ સર્વ કાર્યો તેમને સોંપવાં. ૩૩.

**अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ।**
**आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥ मनुः ॥ ३४ ॥**

આપ્ત પુરૂષોની દેખરેખ નીચે ગૃહમાં રોકી રાખેલી સ્ત્રીઓ પણ અરક્ષિત છે. પરંતુ જે સ્ત્રીઓ પોતેજ પોતાની રક્ષા કરે છે, તેઓજ સુરક્ષિત છે. ૩૪.

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।**
**स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ मनुः ॥ ३५ ॥**

મદ્યપાન કરવું, દુર્જનનો સંસર્ગ કરવો, પતિનો વિરહ કરવો, રખડવું, જ્યાં ત્યાં સૂવું, અને પારકાને ઘેર નિવાસ કરવો, આ છ સ્ત્રીઓનાં દૂષણો છે. ૩૫.

**प्रजनार्थं महाभागाः पूजार्हाः गृहदीप्तयः ।**
**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ मनुः ॥ ३६ ॥**

પ્રજા ઉત્પન્ન કરનાર, મહા ભાગ્યશાલી, સત્કાર કરવા

યોગ્ય, અને ગૃહના દીવા રૂપ સ્ત્રીઓમાં અને સાક્ષાત્ લક્ષ્મી-માં કાંઈ પણ ફેર નથી. અર્થાત્ સ્ત્રીઓ ગૃહની લક્ષ્મી છે. ૩૬.

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्री निबन्धनम् ॥ मनुः ॥ ३७ ॥

સંતાન ઉત્પન્ન કરવાં, ઉત્પન્ન થયેલાંનું પાલન કરવું, તથા નિત્ય લોકવ્યવહાર ચલાવવો, આ સર્વનું પ્રત્યક્ષ કારણ સ્ત્રી છે. અર્થાત્ એ સર્વનો આધાર સ્ત્રી ઉપર છે. ૩૭.

अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह ॥ मनुः ॥ ३८ ॥

સંતાન, ધર્મકાર્ય, સેવા, ઉત્તમ રતિસુખ, તથા પોતાની અને પિતૃઓની સ્વર્ગપ્રાપ્તિ, એ સર્વ સ્ત્રીઓને આધીન છે. ૩૮.

क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान् ।
क्षेत्रबीजसमायोगात्संभवः सर्वदेहिनाम् ॥ मनुः ॥ ३९ ॥

સ્ત્રી ક્ષેત્ર રૂપ છે અને પુરૂષ બીજ રૂપ છે. ક્ષેત્ર અને બીજના સંયોગથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. ૩૯.

तत्प्राज्ञेन विनीतेन ज्ञानविज्ञानवेदिना ।
आयुष्कामेन वप्तव्यं न जातु परयोषिति ॥ मनुः ॥ ४० ॥

તે બીજ, બુદ્ધિશાળી વિનયવાન્ જ્ઞાન અને વિજ્ઞાનમાં નિપુણ અને દીર્ઘ આયુષની ઈચ્છા રાખનાર પુરૂષે, કદાપિ પરસ્ત્રીમાં રોપવું નહીં. ૪૦.

एतावानेव पुरुषो यज्जायात्माप्रजेति ह ।
विप्राः प्राहुस्तथा चैतद्यो भर्ता सा स्मृताङ्गना ॥ मनुः ॥४१॥

સ્ત્રી પતિ અને પ્રજા એ ત્રણ મળીને પુરૂષ કહેવાય છે.

વેદજ્ઞ વિપ્રો કહે છે કે પતિ તેજ ભાર્યા છે. અર્થાત્ બે મળીને એક વ્યક્તિ થાય છે. ૪૧.

**न निष्क्रयविसर्गाभ्यां भर्तुर्भार्या विमुच्यते ।**

**एवं धर्मं विजानीमः प्राक् प्रजापातीनिर्मितम् ॥ मनुः ॥ ४२ ॥**

વિક્રયથી અથવા ત્યાગથી સ્ત્રી તેના પતિથી છૂટી થઈ શકતી નથી, એવો પ્રથમ પ્રજાપતિએ નિર્માણ કરેલો ધર્મ અમે જાણીએ છીએ. ૪૨.

**विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः ।**

**अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥ मनुः ॥ ४३ ॥**

કાર્યને સારૂ પરદેશ જવું પડે તો સ્ત્રીના નિર્વાહની સગવડ કરીને પતિએ પ્રવાસમાં જવું. નિર્વાહની સગવડ નહીં કરવાથી સારી સ્ત્રી પણ દૂષિત થાય છે. ૪૩.

**प्रजनार्थं स्त्रियः स्रष्टाः संतानार्थं च मानवाः ।**

**तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥ मनुः ॥४४॥**

ગર્ભ ધારણ કરી પ્રજા ઉત્પન્ન કરવા સારૂ સ્ત્રીઓને સરજી છે, અને ગર્ભાધાન કરવા સારૂ પુરૂષોને સરજ્યા છે; તેથી શ્રુતિમાં સ્ત્રીની સાથેજ પુરૂષનો સામાન્ય ધર્મ જણાવ્યો છે. ૪૪.

**अन्योऽन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः ।**

**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ मनुः ॥४५॥**

પતિ તથા પત્નિએ મરણ પર્યંત વ્યભિચાર કરવો નહીં. સંક્ષેપમાં કહીએ તો આજ સ્ત્રીપુરૂષનો પરમ ધર્મ છે. ૪૫.

**तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।**

**यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥ मनुः ॥४६॥**

વિવાહિત સ્ત્રીપુરૂષે નિત્ય એવો પ્રયત્ન કરવો કે જેથી તે બે જણ એક બીજાથી વિયુક્ત થઈ વ્યભિચારમાં પ્રવૃત્ત ના થાય. ૪૬.

---

# પ્રકરણ ૫ મું.

## પંચ મહાયજ્ઞ.

तानेतान्यज्ञानहरहः कुर्वीत                                        ॥ आश्व० ॥ १ ॥

આ પાંચ મહાયજ્ઞ નિત્ય કરવા. ૧.

पंचैव महायज्ञाः । तान्येव महासत्राणि भूतयज्ञो मनुष्ययज्ञः पितृयज्ञो देवयज्ञो ब्रह्मयज्ञ इति । अहरहर्भूतेभ्यो बलिं हरेत् तथैतं भूतयज्ञं समाप्नोत्यहरहर्दद्यादोदपात्रात्तथैतं मनुष्ययज्ञं समाप्नोत्यहरहः स्वधा कुर्यादोदपात्रात्तथैतं पितृयज्ञं समाप्नोत्यहरहः स्वाहा कुर्यादाकाष्ठात्तथैतं देवयज्ञं समाप्नोति । अथ ब्रह्मयज्ञः। स्वाध्यायो वै ब्रह्मयज्ञः । तस्य वा एतस्य ब्रह्मयज्ञस्य वागेव जुहुर्मन उपभृच्चक्षुर्ध्रुवा मेधा स्रुवः सत्यमवभृथः स्वर्गो लोक उदगयनं यावन्तं ह वा इमां पृथिवीं वित्तेन पूर्णां ददँल्लोकं जयति त्रिस्तावन्तं जयति भूयांसं चाक्षय्यं य एवं विद्वानहरहः स्वाध्यायमधीते । तस्मात्स्वाध्यायोऽध्येतव्यः ॥ शतपथ० ॥ २ ॥

ભૂતયજ્ઞ મનુષ્યયજ્ઞ પિતૃયજ્ઞ દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ એ પાંચ મહાયજ્ઞ છે, અને તેજ મહાસત્ર છે. નિત્ય પશુ પંખી કીટ આદિ પ્રાણીઓને બલિ આપવા, તેનું નામ ભૂતયજ્ઞ છે. નિત્ય અતિથિને જળ વિગેરે આપવું, તેનું નામ મનુષ્યયજ્ઞ છે. નિત્ય પિતૃ નિમિત્ત જળ વિગેરેથી પાત્ર સંપાદન કરી શ્રાદ્ધાદિ કરવું, તેનું નામ પિતૃયજ્ઞ છે. કાષ્ઠ વિગેરે અગ્નિમાં હોમી નિત્ય હોમ કરવો, તેનું નામ દેવયજ્ઞ છે. અને સ્વાધ્યાયનું અધ્યયન કરવું, તેનું નામ બ્રહ્મયજ્ઞ છે. ૨.

આ બ્રહ્મયજ્ઞની વાણી જુહુ છે, મન ઉપભૃત છે, ચક્ષુ

ધ્રુવા છે, બુદ્ધિ સ્રુવ છે, સત્ય અવભૃથ સ્નાન છે, સ્વર્ગ લોક છે, અને ઉત્તરાયન કાળ છે. વિત્તથી પૂર્ણ આ પૃથ્વીનું દાન કરવાથી જેટલું પુણ્ય થાય છે, તેનાથી ત્રણ ઘણું પુણ્ય બ્રહ્મયજ્ઞથી થાય છે, અને તે ઉપરાંત જે વિદ્વાન્ મનુષ્ય આ પ્રમાણે સમજીને સ્વાધ્યાયનું અધ્યયન કરે છે, તેને અક્ષય સુખ પ્રાપ્ત થાય છે. તેથી નિત્ય સ્વાધ્યાયનું અધ્યયન કરવું.

આ પાંચ મહાયજ્ઞ નિત્ય યથાશક્તિ કરવામાંજ ગૃહસ્થનું સર્વ કર્તવ્ય સમાપ્ત થાય છે. રમકડાંની પેઠે યજ્ઞપાત્રની આસપાસ બળી ગોઠવી દીધાથી તથા એકાદ વેદની ઋચા ભણવાથી પંચયજ્ઞ પરિપૂર્ણ થતા નથી, પણ જે જે પ્રાણીઓનું તથા મનુષ્યોનું પોષણ કરવા સારૂં આ યજ્ઞોનું વિધાન છે, તેમનું યથાશક્તિ પોષણ કરવાથી તથા અર્થ સહિત વેદનું અધ્યયન કરી તેમાંથી જનસમાજનું કલ્યાણ થાય તેવી નવીન યોજનાઓ ઘડી કાઢી, તેના પ્રયોગો કરી, વિદ્યાર્થીઓને તે શીખવવાથીજ મનુષ્યનું સર્વ કર્તવ્ય સમાપ્ત થાય છે. વર્ણાશ્રમ ધર્મોમાં મોટામાં મોટો ધર્મ પંચ મહાયજ્ઞછે, જેનું સેવન ગરીબ તથા તવંગર એક સરખી રીતે યથાશક્તિ કરી શકે છે. આ પંચયજ્ઞનાજ અનુષ્ઠાનથી મનુષ્ય સર્વ જગતનું કલ્યાણ કરી શકે છે.

પ્રજાને મફત કેળવણી આપવાનું કામ જે કરોડો રૂપિઆ ખરચ કરવા છતાં પણ હાલ થઇ શકતું નથી, તે આર્યપ્રજા આ પંચ મહાયજ્ઞથી કરતી હતી; એટલુંજ નહીં પણ તેનાથી પ્રજામાં કોઇ પણ મનુષ્ય પશુ પંખી અથવા અલ્પ પ્રાણી, દેવ અને પિતૃઓ, નિષાદો અને ચાણ્ડાલો, અન્ન વિના કદી પણ ભૂખે મરી જતા નહીં.

શતપથ બ્રાહ્મણમાં તથા બીજી શ્રુતિઓમાં અને સ્મૃતિઓમાં સ્વાધ્યાયની ઘણીજ પ્રશંસા કરી છે, અને બ્રાહ્મણ તો માત્ર સ્વાધ્યાયથીજ પરમ ગતિને પ્રાપ્ત કરે છે એમ જણાવ્યું છે.

वैवाहिकेऽग्नौ कुर्वीत गृह्यं कर्म यथाविधि ।
पञ्चयज्ञविधानं च पक्तिं चान्वाहिकीं गृही ॥ मनुः ॥ ३ ॥

ગૃહસ્થે વૈવાહિક અગ્નિમાં યથાવિધિ અગ્નિહોત્ર પંચ મહાયજ્ઞ તથા રોજ જમવાની રસોઇ કરવી. ૩.

पञ्च सूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।
कण्डनी चोदकुंभश्च बध्यते यास्तु वाहयन् ॥ मनुः ॥ ४ ॥

ગૃહસ્થના ગૃહમાં ચૂલો ઘંટી સાવરણી ખાંયણી અને પાણીની ગોળી, એ પાંચ હિંસાનાં સ્થાન છે. આ પાંચનો ઉપયોગ કરવાથી ગૃહસ્થ બંધનમાં પડે છે. ૪.

तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः ।
पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥ मनुः ॥ ५ ॥

તે પાપોના નિવારણને સારૂ અનુક્રમે મહર્ષિઓએ ગૃહસ્થોને નિત્ય કરવાના પાંચ યજ્ઞો કલ્પ્યા છે. ૫.

अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।
होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ मनुः ॥ ६ ॥

સ્વાધ્યાયનું અધ્યયન કરવું તથા કરાવવું તે બ્રહ્મયજ્ઞ, તર્પણ કરવું તે પિતૃયજ્ઞ, હોમ કરવો તે દેવયજ્ઞ, બલિહરણ કરવું તે ભૂતયજ્ઞ, અને અતિથિનો સત્કાર કરવો તે નૃયજ્ઞ. ૬.

देवताऽतिथि भृत्यानां पितृणामात्मनश्च यः ।
न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति ॥ मनुः ॥ ७ ॥

જે મનુષ્ય દેવતાઓને અતિથિને, આશ્રિતવર્ગને પિતૃઓને તથા પોતાના આત્માને અન્નાદિથી સંતુષ્ટ કરતો નથી, તે શ્વાસોચ્છ્વાસ લેતો હોય તોપણ તેને મરેલા મનુષ્ય જેવો ગણવો. ૭.

अहुतं च हुतं चैव तथा प्रहुतमेव च ।
ब्राह्म्यं हुतं प्राशितं च पञ्च यज्ञान्प्रचक्षते ॥ मनुः ॥ ८ ॥

બ્રહ્મયજ્ઞને અહુત, દેવયજ્ઞને હુત, ભૂતયજ્ઞને પ્રહુત, નૃયજ્ઞને બ્રાહ્મહુત અને પિતૃયજ્ઞને પ્રાશિત કહે છે. ૮.

स्वाध्याये नित्य युक्तः स्याद्दैवे चैवेह कर्मणि ।
दैवे कर्मणि युक्तो हि बिभर्तीदं चराचरम् ॥ मनुः ॥ ९ ॥

દ્વિજે સ્વાધ્યાય અને દેવકાર્યમાં નિત્ય યુક્ત રહેવું, કારણ કે દેવકાર્યમાં યુક્ત રહેનાર મનુષ્ય આ સચરાચર જગતનું પોષણ કરેછે.

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ मनुः ॥ १० ॥

અગ્નિમાં વિધિ પ્રમાણે હોમેલી આહુતિ સૂર્યને પહોંચે છે, અને સૂર્યથી વૃષ્ટિ ઉત્પન્ન થાય છે. વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે, અને અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે. ૧૦.

यो द्रव्यदेवतात्यागसंभूतो रस उत्तमः ।
देवान्संतर्प्य स रसो यजमानं फलेन च ॥ याज्ञ० ॥ ११ ॥
संयोज्य वायुना सोमं नीयते रश्मिभिस्ततः ।
ऋग्यजुःसामविहितं सौरं धामोपनीयते ॥ याज्ञ० ॥ १२ ॥

દેવતા નિમિત્ત અગ્નિમાં હોમેલા દ્રવ્યમાંથી ઉત્પન્ન થયેલો ઉત્તમ રસ પૃથિવી ઉપરના સર્વ દેવતાઓને તૃપ્ત કરી, યજમાનને યથેપ્સિત ફળ પ્રાપ્ત કરાવી, વાયુની જોડે યુક્ત થઇ ચંદ્રને પહોંચે છે. ત્યાંથી તે રસ ચંદ્ર ઉપર પડતાં સૂર્યનાં કિરણોથી આકર્ષાઇ વેદત્રયીમાં પ્રતિપાદન કરેલા સૂર્યમંડળમાં પહોંચે છે. ૧૧. ૧૨.

स्वमंडलादसौ सूर्यः सृजत्यमृतमुत्तमम् ।
यज्जन्म सर्वभूतानामशनानशनात्मनाम् ॥ याज्ञ० ॥ १३ ॥

સૂર્ય પોતાના મંડળમાંથી ઉત્તમ અમૃત ઉત્પન્ન કરી, તેને પોતાનાં કિરણોદ્વારા તથા વૃષ્ટિદ્વારા પૃથિવ ઉપર નાંખે છે, જેનાથી સચરાચર જગત ઉત્પન્ન થાય છે. યજ્ઞમાં હોમેલા દ્રવ્યનો સ્થૂલ ભાગ પૃથ્વી ઉપરના અગ્નિ વાયુ વરૂણ આદિ દેવતાઓને તૃપ્ત કરે છે, તેનો સૂક્ષ્મ ભાગ ચંદ્રને તૃપ્ત કરે છે,

અને સૂક્ષ્મતર ભાગ સૂર્યને પહોંચે છે પ્રાણીમાત્રના જીવનનો આધાર અન્ન જળ વાયુ તથા પ્રકાશ ઉપર છે, અને તે સર્વમાં પ્રાણશક્તિ મૂકનાર સૂર્ય છે. વરસાદમાં અમૃત રૂપી પ્રાણશક્તિ મૂકવાથી બીજા પાણી કરતાં વરસાદના પાણીથી અન્ન વિશેષ પાકે છે. તેમજ પ્રકાશદ્વારા પ્રાણીઓને પ્રાણશક્તિ આપવાથી તેમનું જીવન ટકી રહે છે. ૧૩.

**यथा वायुं समाश्रित्य वर्त्तंते सर्वजन्तवः ।**
**तथा गृहस्थमाश्रित्य वर्त्तन्ते सर्वे आश्रमाः ॥ मनुः ॥ १४ ॥**

જેવી રીતે વાયુનો આશ્રય કરી સર્વ પ્રાણીઓ જીવે છે, તેવી રીતે, ગૃહસ્થના આશ્રયથી સર્વ આશ્રમીઓ જીવે છે. ૧૪.

**स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।**
**सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेंद्रियैः ॥ मनुः ॥ १५ ॥**

દુર્બલ મનુષ્યોથી ધારણ કરી શકાય નહીં એવો ગૃહસ્થાશ્રમ, સ્વર્ગસુખ મોક્ષસુખ તથા સંસારસુખની ઇચ્છા રાખનાર મનુષ્યે, નિત્ય પ્રયત્નથી શાસ્ત્ર અનુસાર ધારણ કરવો. ૧૫.

**ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा ।**
**आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता ॥ मनुः ॥ १६ ॥**

ઋષિઓ પિતૃઓ દેવો પ્રાણીઓ તથા અતિથિઓ ગૃહસ્થ તરફથી અન્નાદિ પ્રાપ્ત કરવાની આશા રાખે છે, તેથી જ્ઞાની પુરૂષોએ તેમની આશા તૃપ્ત કરવી. ૧૬.

**स्वाध्यायेनार्चयेतर्षीन्होमैर्देवान्यथाविधि ।**
**पितॄन्श्राद्धैश्च नॄनन्नैर्भूतानि बलिकर्मणा ॥ मनुः ॥ १७ ॥**

સ્વાધ્યાયના અધ્યયન તથા અધ્યાપનથી ઋષિઓનું, હોમથી દેવોનું, શ્રાદ્ધથી પિતૃઓનું, અન્નથી અતિથિઓનું, અને બલિકર્મથી પ્રાણીમાત્રનું યથાવિધિ પૂજન કરવું. ૧૭.

**कुर्यादहरहः श्राद्धमन्नाद्येनोदकेन वा ।**
**पयोमूलफलैर्वापि पितृभ्यः प्रीतिमावहन् ॥ मनुः ॥ १८ ॥**

દ્વિજે નિત્ય પિતૃઓ ઉપર પ્રીતિ રાખી સારા અન્નથી જળથી દુધથી મૂળથી અથવા ફળથી તેમનું શ્રાદ્ધ કરવું.

**श्राद्धं नामादनीयस्य तत्स्थानीयस्य वा द्रव्यस्य प्रेतोद्देशेन श्रद्धया त्यागः ॥ पिता० ॥**

પ્રેત નિમિત્ત અન્નાદિનો શ્રદ્ધાથી સત્પાત્રે ત્યાગ કરવો, તેનું નામ શ્રાદ્ધ. ૧૮.

**एकैकमपि विद्वांसं दैवे पित्र्ये च भोजयेत् ।**
**पुष्कलं फलमाप्नोति नामन्त्रज्ञान्बहूनपि ॥ मनुः ॥ १९ ॥**

દેવયજ્ઞ અને પિતૃયજ્ઞ નિમિત્ત એક એક વિદ્વાન્ બ્રાહ્મણને ભોજન કરાવવાથી મનુષ્ય પુષ્કળ ફળ પ્રાપ્ત કરે છે, પણ વેદ નહીં જાણનારા બહુ બ્રાહ્મણોને ભોજન કરાવવાથી જમાડવાથી કાંઈ પણ ફળ પ્રાપ્ત કરી શકતો નથી. ૧૯.

**ज्ञाननिष्ठा द्विजाः केचित्तपोनिष्ठास्तथाऽपरे ।**
**तपःस्वाध्यायनिष्ठाश्च कर्मनिष्ठास्तथाऽपरे ॥ मनुः ॥ २० ॥**

કેટલાક દ્વિજ જ્ઞાનનિષ્ઠ હોય છે, કેટલાક તપનિષ્ઠ હોય છે, કેટલાક સ્વાધ્યાયનિષ્ઠ હોય છે, અને કેટલાક કર્મનિષ્ઠ હોય છે. ૨૦.

**ज्ञाननिष्ठेषु कव्यानि प्रतिष्ठाप्यानि यत्नतः ।**
**हव्यानि तु यथान्यायं सर्वेष्वेव चतुर्ष्वपि ॥ मनुः ॥ २१ ॥**

શ્રાદ્ધમાં પ્રયત્ન પૂર્વક જ્ઞાનનિષ્ઠ બ્રાહ્મણને આમંત્રણ કરી ભોજન કરાવવું, અને દેવયજ્ઞ નિમિત્ત ઉપર જણાવેલા ચારમાંથી જે પ્રાપ્ત થઇ શકે તેને ભોજન કરાવવું. ૨૧.

**एष वै प्रथमः कल्पः प्रदाने हव्यकव्ययोः ।**
**अनुकल्पस्त्वयं ज्ञेयः सदा सद्भिरनुष्ठितः ॥ मनुः ॥ २२ ॥**

હવ્ય અને કવ્યના દાનમાં ઉપર જણાવેલો વિધિ ઉત્તમ છે. સજ્જનોથી અનુષ્ઠિત મધ્યમ વિધિ નીચે પ્રમાણે છે ૨૨.

मातामहं मातुलं च स्वस्रीयं श्वशुरं गुरुम् ।
दौहित्रं विट्पतिं बन्धुमृत्विग्याज्यौ च भोजयेत् ।।मनुः।। २३ ।।

માતામહ, મામા, ભાણેજ, શ્વશુર, ગુરૂ, દૌહિત્ર, જમાઇ, માશીનો પુત્ર, ઋત્વિક્, અને યાજ્ય, એમાંથી ગમે તેને જમાડવા. બ્હેનને ઘેર તથા પુત્રીને ઘેર જમવું તે શાસ્ત્રવિરૂદ્ધ નથી.

रोगी हीनातिरिक्तांगः काणः पौनर्भवस्तथा ।
अवकीर्णी कुंडगोलौ कुनखी श्यावदंतकः ।। याज्ञ० ।। २४ ।।
भृतकाध्यापकः क्लीबः कन्यादूष्यभिशस्तकः ।
मित्रध्रुक् पिशुनः सोमविक्रयी परिविंदकः ।। याज्ञ० ।। २५ ।।
मातापितृगुरुत्यागी कुंडाशी वृषलात्मजः ।
परपूर्वापतिः स्तेनः कर्मदुष्टाश्च निन्दिताः ।। याज्ञ० ।। २६ ।।

રોગી, વધારે ઓછા અંગ વાળો, કાણો, પૌનર્ભવ, સ્ખલિત બ્રહ્મચર્યવાળો, પારકાની સ્ત્રીમાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલો "કુંડ," તથા વિધવામાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલો "ગોલક," ખરાબ નખવાળો, કાળા દાંતવાળો, પૈસા લઇને ભણાવનાર, નપુંસક, કુમારીને દૂષિત કરનાર, મિત્રદ્રોહી, ચાડીઓ, સોમરસ વેચનાર, પોતાનો જ્યેષ્ઠ ભ્રાતા કુંવારો હોય તે છતાં પોતે પરણનાર, માતા પિતા તથા ગુરૂનો ત્યાગ કરનાર, કુંડ અને ગોલકનું અન્ન જમનાર, શૂદ્રના જેવાં આચરણવાળાનો પુત્ર, પુનર્ભૂનો પતિ, ચોર, તથા શાસ્ત્ર વિરૂદ્ધ કર્મ કરનાર, આ સર્વ શ્રાદ્ધ વિગેરેમાં નિન્દિત છે. તેમને શ્રાદ્ધવિગેરેમાં ભોજન કરાવવું નહીં.

आयुः प्रजां धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च ।
प्रयच्छंति तथा राज्यं प्रीता नृणां पितामहाः ।। याज्ञ० ।। २७ ।।

સંતુષ્ઠ થયેલા પિતૃઓ દીર્ઘાયુષ પ્રજા ધન વિદ્યા સ્વર્ગ મોક્ષ તથા સર્વ પ્રકારનું સુખ મનુષ્યોને આપે છે, તથા તેમને રાજ્ય પ્રાપ્તિ પણ કરાવે છે. ૨૭.

वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् ।
आभ्यः कुर्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥ मनु० ॥ २८ ॥

બ્રાહ્મણે ગૃહ્ય અગ્નિનાં તૈયાર કરેલી રસોઇમાંથી નિત્ય નીચે જણાવેલા દેવતાઓ નિમિત્ત હોમ કરવો. સર્વ દેવતાઓ નિમિત્ત તૈયાર કરવામાં આવેલી રસોઇને તથા સર્વ દેવો નિમિત્ત કરવામાં આવતા હોમને વૈશ્વદેવ કહે છે. ૨૮.

अग्नेः सोमस्य चैवादौ तयोश्चैव समस्तयोः ।
विश्वेभ्यश्चैव देवेभ्यो धन्वन्तरय एव च ॥ मनुः ॥ २९ ॥

પ્રથમ આહુતિ અગ્નિને આપવી, બીજી સોમને, ત્રીજી અગ્નિષોમને, ચોથી વિશ્વેદેવાને, અને પાંચમી ધન્વન્તરિને આપવી. ૨૯

कुह्वै चैवानुमत्यै च प्रजापतय एव च ।
सह द्यावापृथिव्योश्च तथा स्विष्टकृतेऽन्ततः ॥ मनुः ॥ ३० ॥

છઠ્ઠી કુહુને, સાતમી અનુમતિને, આઠમી પ્રજાપતિને, નવમી ધાવાપૃથિવીને, તથા અંતમાં દશમી સ્વિષ્ટકૃતને આપવી.

एवं सम्यग्घविर्हुत्वा सर्वदिक्षु प्रदक्षिणम् ।
इन्द्रान्तकाप्पतीन्दुभ्यः सानुगेभ्यो बलिं हरेत् ॥ मनुः ॥ ३१ ॥

આ પ્રમાણે વિધિ અનુસાર હોમ કરી, પ્રદક્ષિણાના ક્રમે સાનુગ ઇન્દ્ર યમ વરૂણ તથા સોમ, એ ચારના બલિ મૂકવા.૩૧

उच्छीर्षके श्रियै कुर्याद्भद्रकाल्यै च पादतः ।
ब्रह्मवास्तोष्पतिभ्यां तु वास्तुमध्ये बलिं हरेत् ॥ मनुः ॥ ३२ ॥

મકાનના છાપરા ઉપર શ્રીનો, પાયા આગળ ભદ્રકાલીનો, અને મધ્યમાં બ્રહ્મા તથા વાસ્તોષ્પતિનો બલિ મૂકવો. ૩૨

विश्वेभ्यश्चैव देवेभ्यो बलिमाकाश उत्क्षिपेत् ।
दिवाचरेभ्यो भूतेभ्यो नक्तंचारिभ्य एव च ॥ मनुः ॥ ३३ ॥

વિશ્વેદેવાના અને દિવાચર તથા રાત્રિચર પ્રાણીઓના બલિ આકાશમાં ફેંકવા, જેથી ઘર ઉપરની અગાશીમાં પડે, અને સર્વ પ્રાણીઓના ઉપયોગમાં આવે. ૩૩

**पृष्ठवास्तुनि कुर्वीत बलिं सर्वात्मभूतये ।**
**पितृभ्यो बलिशेषं तु सर्वं दक्षिणतो हरेत्   ॥ मनुः ॥ ३४ ॥**

ગૃહની પછવાડે સર્વ જીવાત્માઓની તૃપ્તિને સારૂ બલિ મૂકી, શેષ રહે તેનો બલિ પિતૃઓને માટે દક્ષિણમાં મૂકવો. ૩૪

**शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ।**
**वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि   ॥ मनुः ३५ ॥**

કુતરાં, પતિત, ચાણ્ડાલ, ભયંકર રોગથી પીડિત, કાગડા, તથા કીડાઓના બલિ ધીમેથી પૃથ્વી ઉપર મૂકવા, જયાંથી તેઓ ઉપાડી લઇ તેનું ભક્ષણ કરી શકે. ૩૫

**कृत्वैतद्बलिकर्मैवमतिथिं पूर्वमाशयेत् ।**
**भिक्षां च भिक्षवे दद्याद्विधिवद्ब्रह्मचारिणे   ॥ मनुः ॥ ३६ ॥**

આ બલિકર્મ કરી પ્રથમ અતિથિને ભોજન કરાવી ભિક્ષા માગવા આવેલા બ્રહ્મચારીને વિધિપૂર્વક ભિક્ષા આપવી. ૩૬

**भिक्षामप्युदपात्रं वा सत्कृत्य विधिपूर्वकम् ।**
**वेदतत्त्वार्थविदुषे ब्राह्मणायोपपादयेत् ।   ॥ मनुः ॥ ३७ ॥**

વેદપારંગત વિદ્વાન્ બ્રાહ્મણનો વિધિપૂર્વક સત્કાર કરી તેને ભિક્ષા અથવા જળપાત્ર આપવું. ૭

**नश्यन्ति हव्यकव्यानि नराणामविजानताम्।**
**भस्मीभूतेषु विप्रेषु मोहाद्दत्तानि दातृभिः   ॥ मनुः ॥ ३८ ॥**

અજ્ઞ મનુષ્યો વિદ્યા અને તપથી વિમુખ વિપ્રોને દેવયજ્ઞ તથા પિતૃયજ્ઞ નિમિત્ત જે ભોજન કરાવે છે, તે વ્યર્થ જાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે વેદાધ્યયન અને બ્રહ્મચર્યાદિ તપ યુક્ત વિપ્રનેજ ભોજન કરાવવાથી હવ્ય અને કવ્ય સિદ્ધ થાય છે. ૩૮

संप्राप्तायातिथये प्रदद्यादासनोदके ।
अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ॥ मनुः ॥ ३९ ॥

ઘેર આવેલા અતિથિનો સત્કાર કરી તેને આસન જળ તથા યથાશક્તિ અન્ન વિધિપૂર્વક આપવું. ૩૯

तृणानि भूमिरुदकं वाक् चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ मनुः ॥ ४० ॥

દર્ભનું આસન ભૂમિ જળ અને મધુર વાણી, આ ચારનો કદાપિ સારા માણસોના ઘરમાં ઉચ્છેદ થતો નથી. ૪૦

एकरात्रं तु निवसन्नतिथिर्ब्राह्मणः स्मृतः ।
अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ॥ मनुः ॥४१॥

ગૃહસ્થને ઘેર એક રાત્રી નિવાસ કરનાર બ્રાહ્મણ અતિથિ કહેવાય છે. તે નિત્ય રેહેતો નથી તેથીજ તેને અતિથિ કહે છે. ૪૧.

अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना ।
काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसन ॥ मनुः ॥४२॥

પ્રાતઃકાળમાં અથવા સાયંકાળે અતિથિ આવે તો ગૃહસ્થે તેને એમ કહેવું નહીં કે ચાલ્યો જા. ગૃહસ્થના ઘરમાં અતિથિ ભોજન સમયે આવે અથવા ભોજન સમય વીત્યા પછી આવે, તોપણ તેને ભોજન કરાવવું. ૪૨.

न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ।
धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं वाऽतिथि पूजनम् ॥ मनुः ॥४३॥

જે અન્નનું અતિથિને ભોજન કરાવ્યું ના હોય તે અન્ન પોતે જમવું નહીં. અતિથિનું પૂજન ધન યશ આયુષ અને સ્વર્ગ પ્રાપ્ત કરાવનારૂં છે. ૪૩.

आसनावसथौ शय्यामनुव्रज्यामुपासनाम् ।
उत्तमेषूत्तमं कुर्याद्धीने हीनं समे समम् ॥ मनुः ॥४४॥

આસન, રહેવાનું સ્થાન, શય્યા, અનુવ્રજ્યા ( વિદાય કરવા જવાનું ) તથા સેવા ચાકરી, ઉત્તમનું ઉત્તમ રીતે કરવું, હીનનું હીન રીતિએ કરવું, અને સમનું સમાનતાથી કરવું. અર્થાત્ જેવો અતિથિ હોય તેવો તેનો સત્કાર કરવો. ૪૪.

इतरानपि सख्यादीन्संप्रीत्या गृहमागतान् ।
सत्कृत्यान्नं यथाशक्ति भोजयेत्सह भार्यया ॥ मनुः ॥४५॥

આ ઉપરાંત, પ્રીતિથી ઘેર આવેલા મિત્રાદિનો સત્કાર કરી, તેમને તથા તેમની સ્ત્રીઓને યથાશક્તિ ભોજન કરાવવું. ૪૫.

सुवासिनीं कुमारींश्च रोगिणो गर्भिणीस्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥ मनुः ॥४६॥

નવી પરણેલી વહુ, કુમારીકાઓ, રોગી મનુષ્યો, તથા ગર્ભિણી સ્ત્રીઓને, કાંઇ પણ વિચાર કર્યા વિના અતિથિના પહેલાં ભોજન કરાવવું. ૪૬.

देवानृषीन्मनुष्यांश्च पितॄन्गृह्याश्च देवताः ।
पूजयित्वा ततः पश्चाद्गृहस्थः शेषभुग्भवेत् ॥ मनुः ॥४७॥

દેવ ઋષિ મનુષ્ય પિતૃઓ અને ગૃહના દેવતાઓનું અન્નાદિથી પૂજન કર્યા પછી જે શેષ રહે તે ગૃહસ્થે જમવું. ૪૭

अघं स केवलं भुंक्ते यः पचत्यात्मकारणात् ।
यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥ मनुः ॥४८॥

જે પોતાનેજ સારૂ રસોઇ બનાવે છે તે કેવળ પાપનુંજ ભક્ષણ કરે છે; કારણ કે પાંચ યજ્ઞ કર્યા પછી જે શેષ રહે તેજ અન્ન ગૃહસ્થે જમવું, એવું શાસ્ત્રનું વિધાન છે. ૪૮.

राजर्त्विक्स्नातकगुरून्प्रियश्वशुरमातुलान् ।
अर्हयेन्मधुपर्केण प्रतिसंवत्सरात्पुनः ॥ मनुः ॥४९॥

રાજા ઋત્વિક્ સ્નાતક ગુરૂ મિત્ર શ્વશુર અને મામા, એમનો પ્રતિવર્ષ પુનઃ મધુપર્કથી સત્કાર કરવો. ૪૯.

षडर्घ्या भवन्त्याचार्यऽऋत्विग्वैवाह्यो राजा प्रियः स्नातक इति। प्रतिसंवत्सरानर्हयेयुः। यक्ष्यमाणास्त्वृत्विजः। आसनमाहार्याह साधु भवानास्तामर्चयिष्यामो भवन्तमिति। आहरन्ति विष्टरं पाद्यं पादार्थमुदकमर्घमाचमनीयं मधुपर्कं दधिमधुघृतमपिहितं कांस्ये कांस्येन। अन्यस्त्रिस्त्रिः प्राह विष्टरादीनि। विष्टरं प्रतिगृह्णाति। वर्ष्मोऽस्मि समानानामुद्यतामिव सूर्यः। इमं तमभितिष्ठामि यो मा कश्चाभिदासतीत्येनमभ्युपविशति। पादयोरन्यं विष्टरमासीनाय। सव्यं पादं प्रक्षाल्य दक्षिणं प्रक्षालयति। ब्राह्मणश्चेद्दक्षिणं प्रथमम्। विराजो दोहोऽसि विराजो दोहमशीय मयि पाद्यायै विराजो दोह इति। अर्घ्यं प्रतिगृह्णाति आपः स्थ युष्माभिः सर्वान्कामानवाप्नवानीति। निनयन्नभिमंत्रयते समुद्रं वः प्रहिणोमि स्वां योनिमभिगच्छत। अरिष्टा अस्माकं वीरा मा परासेचि मत्पय इति। आचामत्यामागन्यशसा संसृज वर्चसा। तं मा कुरु प्रियं प्रजानामधिपतिं पशूनामरिष्टिं तनूनामिति। मित्रस्य त्वा इति मधुपर्कं प्रतीक्षते देवस्य त्वा इति प्रतिगृह्णाति। सव्ये पाणौ कृत्वा दक्षिणस्यानामिकया त्रिः प्रयौति नमः श्यावास्यायान्नशने यत्त आविद्धं तत्ते निष्कृन्तामीति। अनामिकांगुष्ठेन च त्रिर्निरुक्षयति। तस्य त्रिः प्राश्नाति। यन्मधुनो मधव्यं परमं रूपमन्नाद्यम्। तेनाहं मधुनो मधव्येन परमेण रूपेणान्नाद्येन परमो मधव्योऽन्नादोऽसानीति। पुत्रायान्तेवासिने वोत्तरतऽआसीनायोच्छिष्टं दद्यात्। सर्वं वा प्राश्नीयात्। आचम्य प्राणान्त्सम्मृशति वाङ्मऽआस्ये नसोः प्राणोऽक्ष्णोश्चक्षुः कर्णयोः श्रोत्रं बाह्वोर्बलमूर्वोरोजोऽरिष्टानि मेऽङ्गानि तनूस्तन्वा मे सहेति। आचान्तोदकाय शासमादाय गौरिति त्रिः प्राह। प्रत्याह। माता रुद्राणां दुहिता वसूनां स्वसाऽदित्यानाममृतस्य नाभिः। प्रनुवोचञ्चिकितुषे जनाय मा गामनागामदितिं वधिष्ट। मम चामुष्य च पाप्मानं हनोमीति यद्यालभेत। अथ यद्युत्सिसृक्षेन्मम चामुष्य च पाप्मा हतः ओमुत्सृजत तृणान्य-

च्छ्वेति ब्रूयात् । अधियज्ञमधिविवाहकुरुतेत्येव ब्रूयात् । यद्यप्यसकृत्सं-वत्सरस्य सोमेन यजेत कृताध्यो एवैनं याजयेयुर्नाकृताध्यो इति श्रुतेः ॥
॥ पारस्कर० ॥ १० ॥

આચાર્ય રૂત્વિક્ વિવાહ કરવા આવેલો વર રાજા મિત્ર અને સ્નાતક આ છનો પ્રતિવર્ષ પુનઃ મધુપર્કથી સત્કાર કરવો. આસન મંગાવી તેમને આસન ઉપર બેસવા વિનંતિ કરવી કે આપ બેસો, અમારે તમારૂં પૂજન કરવું છે. પછી આસન, પાદપીઠ, પાદ પ્રક્ષાલન કરવાનું તથા અર્ઘ્ય અને આચમન કરવાનું જળ, અને બે કાંસાની વાડકીઓનું સંપુટ કરી તેમાં દહીં મધ તથા ઘીનું બનાવેલું મધુપર્ક, સેવકો લાવે છે. (આસનને સ્થાને ખુરશીનો ઉપયોગ થઇ શકે. પગ મૂકવાને સારૂ એક નાનો બાજઠ અથવા પાટલો ઉપયોગમાં આવી શકે. આપણા જેવા ગરમ દેશમાં પ્રવાસ કરનાર મુસાફરનો શ્રમ મધુપર્કથી ઉતરી જાય, તથા તેનું મગજ ઠંડું થાય, તેથી મધુપર્કનું પાન પસંદ કરવામાં આવ્યું હશે. બે વાડકીઓનું સંપુટ વાળવાનું કારણ એમ જણાય છે કે એક તો મધુપર્ક ઉઘાડું ના રહે, અને બીજું કે જેટલું જોઇએ તેટલું એક વાડકીમાં લઇ લેવાથી બીજી વાડકીમાં વધેલું કોઇના ઉપયોગમાં આવે.) આશ્વલાયનાદિ ત્રણ વાર આસન આસન આસન એમ બોલવાનું કહે છે. **वर्ष्मोस्मि०** મંત્ર ભણી તેઓ આસને બેસે છે. "જેમ ગ્રહ નક્ષત્રાદિમાં સૂર્ય શ્રેષ્ઠ છે તેમ મને શ્રેષ્ઠ ગણવામાં આવ્યો છે. જે આસન મને આપવામાં આવ્યું છે તેની ઉપર હું બેસું છું." આ પ્રમાણે બેઠા પછી પગ મૂકવા સારૂ બાજઠ કે પાટલો આપવો. પછી ક્ષત્રિયાદિનો સત્કાર કરવાનો હોય તો ડાબો પગ ધોઇ પછી જમણો પગ ધોવો. અને બ્રાહ્મણનો પ્રથમ જમણો પગ ધોઇ પછી ડાબો પગ ધોવો. તે સમયે **विराजो०** મંત્ર ભણવો. "હે જલ, તું અન્નના સાર રૂપ છું. આ જળ જેનાથી હું પગ ધોઉછું, તે મંત્રના પ્રભાવથી સંસ્કૃત થઈ અન્નના સાર રૂપ થાઓ, અને તેવું શુદ્ધ જળ અમને નિત્ય

પ્રાપ્ત થાઓ." પછી **आपस्य०** મંત્રથી તેઓ અર્ઘનો સ્વીકાર કરે છે. "હે જળ, તું મને યથેપ્સિત વસ્તુ પ્રાપ્ત કરાવ, અને તારો સ્વીકાર કરવાથી હું સર્વ કામનાઓ સિદ્ધ કરૂં." પછી **समुद्रं०** મંત્ર ભણી જળ નીચે નાંખે છે. "હે જળ, જે સમુદ્રમાંથી તું ઉત્પન્ન થયું છે તેને પ્રાપ્ત કરવા તને નીચે નાંખું છું. તારી પ્રાપ્તિથી મારા પુત્ર ભાઈ વિગેરે આરોગ્ય રહે, અને હું સદા માનને યોગ્ય રહું." **आमा०** મંત્ર ભણી આચમન કરે છે. "હે જળ, તું મને યશ અને બ્રહ્મવર્ચસ્ પ્રાપ્ત કરાવજે, જેથી હું પ્રજાની પ્રીતિ સંપાદન કરૂં, બહુ પશુઓનો માલીક થાઉં, તથા સર્વ પ્રાણીઓને સુખ આપું." પછી **मित्रस्य त्वा** એમ બોલી મધુપર્કને જુએ છે, અને **देवस्य त्वा** કહીને મધુપર્ક ગ્રહણ કરે છે. પછી ડાબા હાથમાં મધુપર્ક રાખી **नमः श्यावा०** મંત્ર ભણી ત્રણ વાર તેને હલાવી ત્રણ વાર અનામિકા તથા અંગુઠાથી પાત્રની અંદરથી લઇ જમીનપર નાંખે છે. "હે અગ્નિ, તને નમસ્કાર કરીને આ મધુપર્કમાં જે કાંઈ ખાવાને અયોગ્ય પદાર્થ મિશ્રિત થયો હોય તેને હું દૂર કરૂં છું." આવી રીતે મધુપર્કને શુદ્ધ કરી ત્રણ વખત **यन्मधुनो०** મંત્ર ભણી મધુપર્કનું પ્રાશન કરે છે. "હે દેવતાઓ, આ મધુપર્કમાં જે મિષ્ટ સર્વોત્કૃષ્ટ શરીરનું તેજ વધારનાર તથા પ્રાણશક્તિ આપનાર રસ છે, તેના પ્રાશનથી હું ઉત્કૃષ્ટ રૂપ તથા પ્રાણશક્તિ પ્રાપ્ત કરૂં, મધુપર્કને યોગ્ય રહું, અને શ્રેષ્ટ અન્નનો ભોક્તા થાઉં." જે ઉચ્છિષ્ટ રહે તે પુત્રને અથવા શિષ્યને આપે છે, અથવા સર્વનું પ્રાશન કરે છે. પછી આચમન કરીને ઇન્દ્રિયોનો જળથી સ્પર્શ કરે છે. તે વખતે **वाङ्मऽआस्ये०** મંત્ર ભણે છે. "મારા મુખમાં વાક્, નાસિકામાં પ્રાણ, નેત્રમાં ચક્ષુરિન્દ્રિય, કર્ણમાં શ્રોત્રેન્દ્રિય, બાહુમાં બળ, ઉરૂમાં ઓજસ્, અને દેહ તથા સર્વ અંગમાં આરોગ્યતા રહો. આચમન પછી તેમની અનુજ્ઞા લઈ ત્રણ વખત ગાય ગાય ગાય એમ ગૃહસ્થે બોલવું. તેઓ પ્રત્યુતર આપતાં **माता रुद्राणां०** મંત્ર

ભણે છે. " હે ચેતન મનુષ્યો, રૂદ્રની માતા, વસુઓની દુહિતા, આદિત્યોની બ્હેન અને દૂધ રૂપી અમૃતનું આશ્રયસ્થાન, નિર્દોષ અને સર્વ દેવતાઓની માતા, આવી ગાયનો તમે કદી પણ વધ કરશો નહીં. ( રૂદ્ર=પ્રાણ; વસુ=પૃથ્વી સૂર્ય આદિ. તેઓ જેવી રીતે જગતનું પાલન કરે છે તેવીજ રીતે પોતાના દૂધથી જગતનું પાલન કરનારી. આદિત્ય=બાર માસ; જેમ મનુષ્યો બાર માસની જૂદી જૂદી રૂતુઓથી નવીન નવીન અન્ન ઉત્પન્ન કરે છે, તેમ ગાયના દૂધમાંથી પણ દહીં, માખણ, ઘી અને છાશ ઉત્પન્ન કરે છે. ગાયના દૂધમાંથી ઉત્પન્ન થયેલા પદાર્થોથી યજ્ઞ થાય છે, અને તેનાથી અગ્નિ વાયુ આદિ દેવતાઓનું પોષણ થાય છે, તેથી તેને દેવતાઓની માતા કહી છે. ) " આ પ્રમાણે બોલી તેઓ જો ગાયનો પ્રતિગ્રહ કરે છે તો કહે છે કે, હું મારૂં અને ઘરધણીનું પાપ ગાયનો પ્રતિગ્રહ કરીને નષ્ટ કરૂં છું. અને જો પ્રતિગ્રહ ના કરવો હોય તો કહે છે કે, મારૂં અને ઘરધણીનું પાપ નષ્ટ થઈ ગયું છે, તેથી ગાયને છોડી દ્યો, અને તેને ઘાસ ખાવા દ્યો. યજ્ઞ અને વિવાહમાં તેનું દાન કરજો. આ પ્રમાણે મધુપર્કનો વિધિ પૂર્ણ થાય છે. જો એક વર્ષ વીત્યા પહેલાં સોમયજ્ઞ કરવામાં આવે તો ફરીથી ઋત્વિકોનો મધુપર્કથી સત્કાર કરવો. ૫૦.

महोक्षं वा महाजं वा श्रोत्रियायोपकल्पयेत् ।
सत्क्रियान्वासनं स्वादु भोजनं सूनृतं वचः ॥ याज्ञ० ॥५१॥

भवदर्थमस्माभिः परिकल्पितोऽयमिति तत्प्रीत्यर्थं यथा सर्वमेतद्भवदीयमिति । मिता० ॥ જેવી રીતે માતા પિતા આદિ ગુરૂજનને આપણે કહીએ છીએ કે આ સર્વ તમારૂં છે, તેવી રીતે શ્રોત્રિય અતિથિને કહેવું કે આ શ્રેષ્ઠ પશુઓ તમારાં છે. આ પ્રમાણે કહી તેનો સત્કાર કરવો. તે આસન ઉપર બેસે પછી પોતે બેસવું, અને તેને મિષ્ટાન્ન જમાડવું તથા તેની સાથે મધુર વચનથી ભાષણ કરવું. ૫૧

अतिथिं श्रोत्रियं तृप्तमासीमान्तमनुव्रजेत् ।
अहःशेषं समासीत शिष्टैरिष्टैश्च बन्धुभिः ॥ याज्ञ० ॥५२॥

સર્વ પ્રકારે તૃપ્ત થયેલા શ્રોત્રિયને વિદાય કરવા સારૂ ગામની સીમા સુધી ( સ્ટેશન સુધી ) જવું, અને બાકી રહેલો દિવસ વૃદ્ધજન મિત્ર મંડળ તથા બાંધવો સાથે આનંદમાં અને વાર્તાલાપમાં ગાળવો. ૫૨.

सायं त्वन्नस्य सिद्धस्य पत्न्यमंत्रं बलिं हरेत् ।
वैश्वदेवं हि नामैतत्सायंप्रातर्विधीयते ॥ मनुः ॥५३॥

સાયંકાળે રાંધેલા અન્નમાંથી પત્નિએ મંત્રનો ઉચ્ચાર કર્યા વિના બલિ મૂકવા. આવી રીતે ગૃહસ્થે સવારે તથા સાંજે વૈશ્વદેવ કરવો. ૫૩.

एतानेके महायज्ञान्यज्ञशास्त्रविदोजनाः ।
अनीहमानाः सततमिन्द्रियेष्वेव जुह्वति ॥ मनुः ॥५४॥

કેટલાક યજ્ઞને તથા શાસ્ત્રોને યથાર્થ જાણનારા બ્રહ્મનિષ્ઠ દ્વિજો બ્રાહ્યચેષ્ટા રહિત થઇ, આ પંચ મહાયજ્ઞ નિમિત્ત પાંચ જ્ઞાનેન્દ્રિયોમાંજ હોમ કરે છે. અર્થાત્ ઇન્દ્રિયસંયમ કરે છે. ૫૪.

वाच्येके जुह्वति प्राणं प्राणे वाचं च सर्वदा ।
वाचि प्राणे च पश्यन्तो यज्ञनिर्वृत्तिमक्षयाम् ॥ मनुः ॥५५॥

કોઇ વાણીનો પ્રાણમાં અને પ્રાણનો વાણીમાં સર્વદા યજ્ઞ કરે છે, અને તેમાંજ યજ્ઞની અક્ષય ફલ સિદ્ધિ માને છે. અર્થાત તેઓ પ્રાણાયામ અને મૌન ધારણ કરી અભ્યુદય અને નિઃશ્રેયસ સિદ્ધ કરે છે. ૫૫.

ज्ञानेनैवापरे विप्रा यजन्त्येतैर्मखैः सदा ।
ज्ञानमूलां क्रियामेषां पश्यन्तो ज्ञानचक्षुषा ॥ मनुः ॥५६॥

વેદમાંથીજ સર્વ ક્રિયાઓ પ્રવૃત્ત થઇ છે એવું જ્ઞાન દૃષ્ટિથી સમજી, કેટલાક વિપ્રો જ્ઞાનના ભંડાર રૂપી વેદનું અધ્યયન કરી જ્ઞાન સંપાદન કરવામાંજ આ યજ્ઞોની સમાપ્તિ માને છે. ૫૬.

# પ્રકરણ ૬ ઠું.

## સ્વધર્મ, સદાચાર, તથા દાનવિધિ.

ब्राह्मे मुहूर्ते चोत्थाय चिंतयेदात्मनो हितम् ।
धर्मार्थकामान्स्वे काले यथाशक्ति न हापयेत् ॥ याज्ञ० ॥ १ ॥

મનુષ્યે બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને પોતાના આત્માના હિતનું ચિન્તવન કરવું, અને પ્રાતઃકાળ ધર્માનુષ્ઠાન કર્યા વિના, મધ્યાહ્નકાળ દ્રવ્યોપાર્જન કર્યા વિના, અને સાયંકાળ નિર્દોષ કામસેવન કર્યા વિના, વ્યર્થ ગુમાવવા નહીં. ૧.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव षट्कर्माण्यग्रजन्मनः ॥ मनुः ॥ २ ॥

અધ્યાપન, અધ્યયન, યજન, યાજન, દાન, અને પ્રતિગ્રહ, આ છ કર્મ બ્રાહ્મણોએ કરવાં. ૨.

षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका ।
याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥ मनुः ॥ ३ ॥

આ છ કર્મોમાંથી યાજન, અધ્યાપન અને વિશુદ્ધ પાસેથી પ્રતિગ્રહ, એ ત્રણ કર્મ ઉપર બ્રાહ્મણે પોતાનો નિર્વાહ ચલાવવો.

त्रयो धर्मा निवर्तन्ते ब्राह्मणात्क्षत्रियं प्रति ।
अध्यापनं याजनं च तृतीयश्च प्रतिग्रहः ॥ मनुः ॥ ४ ॥

બ્રાહ્મણનાં છ કર્મોમાંથી અધ્યાપન યાજન અને પ્રતિગ્રહ બાદ કરી બાકી રહેલાં ત્રણ કર્મો ક્ષત્રિયે કરવાં. ૪.

वैश्यं प्रति तथैवैते निवर्तेरन्निति स्थितिः ।
न तौ प्रति हि तान्धर्मान्मनुराह प्रजापतिः ॥ मनुः ॥ ५ ॥

વૈશ્યે પણ ક્ષત્રિયને કરવાનાં ત્રણજ કર્મો કરવાં. ક્ષત્રિયને

અને વૈશ્યને અધ્યાપન યાજન અને પ્રતિગ્રહનો અધિકાર નથી, એવું પ્રજાપતિનું વચન છે. ૫.

शस्त्रास्त्रभृत्त्वं क्षत्रस्य वणिक्पशुकृषिर्विशः ।
आजीवनार्थं धर्मस्तु दानमध्ययनं यजिः ॥ मनुः ॥ ६ ॥

ક્ષત્રિયે શસ્ત્ર તથા અસ્ત્ર ધારણ કરી અને વૈશ્યે વ્યાપાર પશુપાલન અને કૃષિકર્મ કરી પોતાનો નિર્વાહ કરવો, અને દાન અધ્યયન તથા યજ્ઞ કરી ધર્મનું પાલન કરવું. ૬.

वेदाभ्यासो ब्राह्मणस्य क्षत्रियस्य च रक्षणम् ।
वार्ताकर्मैव वैश्यस्य विशिष्टानि स्वकर्मसु ॥ मनुः ॥ ७ ॥

પોતાનાં કર્મોમાં પણ બ્રાહ્મણને માટે વેદાધ્યયન, ક્ષત્રિયને માટે રક્ષણ, અને વૈશ્યને માટે વ્યાપાર, સર્વથી શ્રેષ્ઠ છે. ૭.

क्षात्रेण कर्मणा जीवेद्विशां वाप्यापदि द्विजः ।
निस्तीर्य तामथात्मानं पावयित्वा न्यसेत्पथा ॥ याज्ञ० ॥ ८ ॥

આપત્તિમાં દ્વિજે ક્ષત્રિયનાં અથવા વૈશ્યનાં કર્મોથી પોતાનો નિર્વાહ કરવો, અને આપત્તિમાંથી મુકત થયા પછી શાસ્ત્રોક્ત વિધિ અનુસાર પાવન થઈ પોતાનાં કર્મો કરવાં. ૮.

कृषिः शिल्पं भृतिर्विद्या कुसीदं शकटं गिरिः ।
सेवानूपनृपो भैक्ष्यमापत्तौ जीवनानि तु ॥ याज्ञ० ॥ ९ ॥

કૃષિ શિલ્પ તથા નોકરી કરવી, પગાર લઇ ભણાવવું, વ્યાજનો ધંધો કરવો, ગાડી ફેરવવી, પર્વતનાં લાકડાં વેચી નિર્વાહ કરવો, સેવા કરવી, બેટમાં વાસ કરવો, નૃપની યાચના કરવી, તથા ભિક્ષા માગવી, એ સર્વ આપત્તિ કાળમાં નિર્વાહ કરવાનાં સાધનો છે. ૯.

वरं स्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः ।
परधर्मेण जीवन्हि सद्यः पतति जातितः ॥ मनुः ॥ १० ॥

પારકા ધર્મનું સેવન કરવા કરતાં પોતાના ગુણ રહિત ધર્મનું સેવન કરવું ઉત્તમ છે; કારણ કે પારકા ધર્મથી નિર્વાહ

કરનાર મનુષ્ય તરતજ પોતાની જાતિથી પતિત થાય છે. ૧૦.

**अशक्नुवंस्तु शुश्रूषां शूद्रः कर्तुं द्विजन्मनाम् ।**

**पुत्रदारात्ययं प्राप्तो जीवेत्कारुककर्मभिः ॥ मनुः ॥ ११ ॥**

જે શૂદ્ર દ્વિજોની સેવા કરવા અસમર્થ હોય, અને તેનાં સ્ત્રી પુત્ર વિગેરે દુઃખી થતાં હોય, તો તેણે કારૂકકર્મ કરી પોતાનો નિર્વાહ કરવો.

**तक्षा च तंत्रवायश्च नापितो रजकस्तथा ।**

**पंचमश्चर्मकारश्च कारवः शिल्पिनो मताः ॥**

સુતાર, વણકર, હજામ, ધોબી, અને મોચી, એ પાંચ કારવ કહેવાય છે, અને તેમનાં કર્મોને કારૂકકર્મ કહે છે. ૧૧.

**चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।**

**द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ मनुः ॥ १२ ॥**

આયુષનો ચતુર્થ ભાગ ગુરૂને ત્યાં રહી, આયુષના બીજા ભાગમાં વિવાહ કરી, દ્વિજે ગૃહસ્થાશ્રમ ધારણ કરવો. ૧૨.

**कर्मणा मनसा वाचा यत्नाद्धर्मं समाचरेत् ।**

**अस्वर्ग्यं लोकविद्विष्टं धर्ममप्याचरेन्न तु ॥ याज्ञ० ॥ १३ ॥**

કર્મથી મનથી અને વાણીથી પ્રયત્ન પૂર્વક ધર્મનું સેવન કરવું, અને જે કર્મ મનુષ્યને સ્વર્ગથી વિમુખ કરનારૂં હોય, તથા જે લોકાચારથી વિરૂદ્ધ હોય, તે કર્મ કરવું નહીં. ૧૩

**अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**

**दानं दमो दया क्षांतिः सर्वेषां धर्मसाधनम् ॥ याज्ञ० ॥१४॥**

અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, દાન, ઇન્દ્રિયદમન, દયા, અને ક્ષમા, એ સર્વસામાન્ય ધર્મનાં સાધનો છે.

**अहिंसासत्यमस्तेयब्रह्मचर्यापरिग्रहाः यमाः ॥ योग० ॥**

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે.

**अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ योग० ॥**

અહિંસા સિદ્ધ થાય છે ત્યારે તેની સામે આવીને સર્વ પ્રાણીઓ વૈરભાવનો ત્યાગ કરે છે.

**सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ योग० ॥**

સત્ય સિદ્ધ થાય છે ત્યારે વચન સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેનું વચન સત્ય થાય છે.

**अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ योग० ॥**

અસ્તેય સિદ્ધ થાય છે ત્યારે તેને સર્વ રત્નોની પ્રાપ્તિ થાય છે.

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ।**

બ્રહ્મચર્ય સિદ્ધ થાય છે ત્યારે તેને વીર્યનો લાભ થાય છે, જેના પ્રતાપથી તેનામાં ઉત્તમ ગુણો આવે છે, તથા મૂર્ખ મનુષ્યને પણ તે પંડિત કરી શકે છે.

**अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासंबोधः ॥ योग० ॥**

અપરિગ્રહ સિદ્ધ થાય છે ત્યારે મનુષ્યને પોતાનો જન્મ શા માટે થયો છે તેનું જ્ઞાન થાય છે. આવી રીતે મનુષ્ય ઐહિક સુખ પ્રાપ્ત કરે છે, તથા તેનું અંતઃકરણ નિર્મળ થવાથી તેને સમાધિ સુલભ થઈ પડે છે. ૧૪

**परशय्यासनोद्यानगृहयानानि वर्जयेत् ।**
**अदत्तान्यग्निहीनस्य नान्नमद्यादनापदि ॥ याज्ञ० ॥ १५ ॥**

રજા વિના કોઇની શય્યા આસન ઉદ્યાન ગૃહ ગાડી વિગેરે વાપરવાં નહીં, અને આપત્તિ કાળ વિના અગ્નિહોત્ર રહિત દ્વિજનું અન્ન ભક્ષણ કરવું નહીં. ૧૫

**नेक्षेतार्कं न नग्नां स्त्रीं शयानं न प्रबोधयेत् ।**
**नाक्षैः क्रीडेन्न धर्मघ्नैर्व्याधितैर्वा न संविशेत् ॥ याज्ञ० ॥ १६ ॥**

સૂર્યને તથા નગ્ન સ્ત્રીને જોવી નહીં. સૂતેલાને જગાડવો નહીં. જુગાર રમવો નહીં. અને અધર્મી તથા રોગીની જોડે બેસવું નહીં. ૧૬.

विप्राहिक्षत्रियात्मानो नावज्ञेयाः कदाचन ।
आमृत्योः श्रियमाकांक्षेन्नकिंचिन्मर्मणि स्पृशेत् ॥ याज्ञ. ॥१७॥

વિપ્ર સર્પ અને ક્ષત્રિય તથા પોતાના આત્મા, એમની અવગણના કદી પણ કરવી નહીં, અને **મરણ પર્યંત ધર્મ માર્ગે લક્ષ્મી પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી.** (કારણ લક્ષ્મી થી પરોપકાર થઇ શકે છે, તથા પોતાનો સ્વતંત્ર નિર્વાહ થઇ શકે છે, અને બીજાના ઉપર બોજો થઈ પડવું પડતું નથી. ) કોઈના દોષ પ્રકટ કરવા નહીં. ૧૭.

नान्नमद्यादेकवासा न नग्नः स्नानमाचरेत् ।
न मूत्रं पथि कुर्वीत न भस्मनि न गोव्रजे ॥ मनुः ॥ १८ ॥

એકજ વસ્ત્ર ધારણ કરીને ઉપવસ્ત્ર વિના જમવા બેસવું નહીં. નગ્ન સ્નાન કરવું નહિ. રસ્તામાં ભસ્મમાં તથા ગોશાળા સમીપ મૂત્રનો ત્યાગ કરવો નહીં. આ પ્રકરણમાં સભ્યતા તથા આરોગ્યતા સાચવવા સારૂ નિયમો જણાવ્યા છે. ૧૮.

नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ।
नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥ मनुः ॥ १९ ॥

મુખથી અગ્નિને ફુંકવો નહીં ( કારણ તડતડીયા ઉડે તો મુખને તથા આંખને નુકશાન થાય ), નગ્ન સ્ત્રીને જોવી નહીં ( જોવાથી વિકાર ઉત્પન્ન થાય અને ધર્મની હાનિ થાય), અગ્નિમાં અમેધ્ય પદાર્થ હોમવા નહીં ( હોમવાથી હવા અશુદ્ધ થાય અને શરીરમાં રોગ ઉત્પન્ન થાય ), તથા પગ તપાવવા નહીં ( તપાવવાથી નેત્રનું તેજ ક્ષીણ થાય ). આવી રીતે સર્વ ધર્મોનાં સબળ કારણો છે. ૧૯.

नाश्नीयात्संधिवेलायां न गच्छेन्नापि संविशेत् ।
न चैव प्रलिखेद्भूमिं नात्मनोऽपहरेत्स्रजम् ॥ मनुः ॥ २० ॥

સંધ્યા કાળે ભોજન કરવું નહીં, કંઇ જવું નહીં, તથા સૂવું નહીં. ( પણ ઇશ્વરનું સ્તવન કરવું અને સંધ્યા કરવી. ) ભૂમીને ખોતરવી નહીં, અને પહેરેલી માળા પોતે કાઢી નાંખવી નહીં. ૨૦.

अथास्तमिते सायंसंध्यामुपास्य लघुभोजनं कृत्वा पत्न्या सह ताम्बूलादिसेवनं कृत्वा शुचौ देशे शुचिः शयनं कुर्यात् । प्राक्शिरो दक्षिणतः शिरो वेष्टयित्वा देवतां नत्वा स्मरणं च कृत्वा वैणवदण्डमुदकपात्रं च शयनसमीपे निधाय प्रक्षालितपादः शयनं कुर्यात् ॥ आश्व० परिशिष्ट. ॥ २१ ॥

સૂર્ય અસ્ત થાય ત્યારે સાયંસંધ્યા કરી, અલ્પ ભોજન કરી, પત્નિ સાથે પાન સોપારી ઇલાયચી ઇત્યાદિ ખાઈ, શુદ્ધ ભૂમી ઉપર બિછાનું પાથરવું. પશ્ચિમ દિશા તરફ અથવા દક્ષિણ દિશા તરફ શીર્ષ રાખી, માથે કપડું વીંટી, ઇષ્ટદેવને નમી, તેનું સ્મરણ કરી, વાંસનો ડંગોરો તથા પાણીનો લોટો બિછાના નજીક રાખી, પગ ધોઈ, શયન કરવું. ૨૧.

नैकः स्वपेच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ।
नोदक्ययाऽभिभाषेत यज्ञं गच्छेन्नचावृतः ॥ मनुः ॥ २२ ॥

શૂન્ય ગ્રહમાં એકલા સૂવું નહીં; પોતાનાથી મોટી ઉમ્મરનાને સૂતેલા જગાડવા નહીં; રજસ્વલા સ્ત્રી સાથે બોલવું નહીં; અને આમંત્રણ વિના યજ્ઞમાં જવું નહીં. ૨૨.

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।
अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥ मनुः ॥ २३ ॥

જળાશયોમાં મળ મૂત્ર નાંખવું નહીં તથા થૂંકવું નહીં. બીજું કાંઇ અમેધ્ય પદાર્થના લેપવાળું હોય તે, લોહી, અને

ઝેર, એ પણ જળાશયમાં નાંખવાં નહીં. પર્વતોની ઔષધિઓ-માંથી વહેતી વહેતી આવતી નદીઓનાં પવિત્ર જળમાં અમેધ્ય પદાર્થો નાંખવાથી તે નદીઓનું જળ અશુદ્ધ થાય છે, અને જે મનુષ્યો તે જળ વાપરે છે, તેમને અનેક જાતના રોગ લાગુ પડે છે. તેથી શાસ્ત્રકારે ઉપર પ્રમાણે મના કરી છે. ૨૩.

अग्न्यागारे गवां गोष्ठे ब्राह्मणानां च सन्निधौ ।
स्वाध्याये भोजने चैव दक्षिणं पाणिमुद्धरेत् ॥ मनु. ॥ २४ ॥

અગ્નિનો કુંડ ગોશાળા તથા બ્રાહ્મણની સમીપમાં, અધ્યયન કરતી વખતે તથા ભોજન વખતે, જમણો હાથ ઉઠાવી ( સલામ કરી ) માનની લાગણી દર્શાવવી. ૨૪.

उपानहौ च वासश्च धृतमन्यैर्न धारयेत् ।
उपवीतमलङ्कारं स्रजं करकमेव च ॥ मनुः ॥ २५ ॥

જોડા, વસ્ત્ર, ઉપવીત, અલંકાર, માળા, અને કમંડલુ, એ બીજાનાં ધારણ કરેલાં પોતે ધારણ કરવાં નહીં. ( તેમ કરવાથી બીજાના ગુપ્ત ચેપી રોગ આપણને લાગુ થાય છે. ) ૨૫.

न मृल्लोष्टं च मृद्नीयान्न च्छिन्द्यात्करजैस्तृणम् ।
न कर्म निष्फलं कुर्यान्नायत्यामसुखोदयम् ॥ मनुः ॥ २६ ॥

માટીના ઢેફાને મસળવું નહીં. નખથી તૃણના કટકા કરવા નહીં. કાંઇ પણ નિષ્ફળ કર્મ કરવું નહીં. તથા જે કર્મ કરવાથી ભવિષ્યમાં દુઃખ થાય તેવું કર્મ પણ કરવું નહીં. ૨૬.

लोष्टमर्दी तृणच्छेदी नखखादी च यो नरः ।
स विनाशं व्रजत्याशु सूचकोऽशुचिरेव च ॥ मनुः ॥ २७ ॥

માટીનું ઢેફું મસળનાર, તૃણના કટકા કરનાર, નખ ચાવનાર, નીચ, અને અશુદ્ધ, એ સર્વનો એકદમ વિનાશ થાય છે.

श्रीकामो वर्जयेन्नित्यं मृण्मये चैव भोजनम् ।
सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमिते रवौ ॥ मनुः ॥ २८ ॥

લક્ષ્મી પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર મનુષ્યે માટીના વાસણમાં ભોજન કરવું નહીં, અને સૂર્યનો અસ્ત થયા પછી તેલમાં પકવેલા પદાર્થોનું ભક્ષણ કરવું નહીં. ૨૮.

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ मनुः ॥ २९ ॥

સત્ય બોલવું અને તે સર્વને પ્રિય લાગે તેવી રીતે બોલવું, પણ તે કોઇને અપ્રિય લાગે તેવી રીતે બોલવું નહીં. બીજાને પ્રિય લાગે તેવું વચન હોય પણ તે જો અસત્ય હોય તો તે બોલવું નહીં. આ સનાતન ધર્મ છે. ૨૯

न स्नानमाचरेद्भुक्त्वा नातुरो न महानिशि ।
न वासोभिः सहाजस्रं नाऽविज्ञाते जलाशये ॥ मनुः ॥ ३० ॥

ભોજન કરીને, શરીર રોગિષ્ઠ હોય ત્યારે, મધ્ય રાત્રીએ, સર્વ વસ્ત્ર પહેરીને, વારેઘડીએ, તથા અજાણ્યા જળાશયમાં, સ્નાન કરવું નહીં. ૩૦.

वैरिणं नोपसेवेत सहायं चैव वैरिणः ।
अधार्मिकं तस्करं च परस्यैव च योषितम् ॥ मनुः ॥ ३१ ॥

વૈરી, તેનો મિત્ર, અધર્મી, ચોર, અને પારકી સ્ત્રી, એમનું સેવન કરવું નહીં. ૩૧.

न हीदृशमनायुष्यं लोके किंचन विद्यते ।
यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥ मनुः ॥ ३२ ॥

આ લોકમાં પરસ્ત્રીસેવન જેવું પુરૂષનું આયુષ્ય ક્ષીણ કરનાર બીજું કાંઇ પણ જોવામાં આવતું નથી. ૩૨.

मङ्गलाचारयुक्तानां नित्यं च प्रयतात्मनाम् ।
जपतां जुह्वतां चैव विनिपातो न विद्यते ॥ मनुः ॥ ३३ ॥

આ પ્રકરણમાં જણાવેલા સદાચારથી જેઓ યુક્ત છે, અને જેઓ નિત્ય જીતેન્દ્રિય રહી જપ તથા યજ્ઞ કરે છે,

તેમનો કોઈ પણ સમયે વિનાશ થતો નથી. ( પણ તેઓ હમેશ આરોગ્ય અને કુશળ રહે છે. સદાચારના પાલનથી સત્વ ગુણની વૃદ્ધિ થાય છે અને સત્વ ગુણની વૃદ્ધિથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. ॥ सत्वात्संजायते ज्ञानम् ॥ गीता. ॥ અને જ્ઞાનથી કૈવલ્ય પ્રાપ્ત થાય છે. ૩૩

वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ।
तं ह्यस्याहुः परं धर्मं उपधर्मान्य उच्यते ॥ मनुः ॥ ३४ ॥

વિપ્રે નિત્ય આળસ તજી નિયમપૂર્વક વેદાધ્યયન કરવું. વેદાધ્યયન એજ વિપ્રનો પરમધર્મ છે, અને અન્ય સર્વ યજ્ઞયાગાદિ ઉપધર્મ છે. ૩૪.

वेदाभ्यासेन सततं शौचेन तपसैव च ।
अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम् ॥ मनुः ३५ ॥

સતત વેદાધ્યયનથી, શૌચથી, તપથી, તથા પ્રાણીમાત્રની ઉપર પ્રેમ રાખવાથી, મનુષ્યને પૂર્વ જન્મનું જ્ઞાન થાય છે.

शौचसन्तोषतपः स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः ॥ योग०।

શૌચ સન્તોષ તપ વેદાધ્યયન અને ઇશ્વર પ્રણિધાન, આ પાંચ નિયમમાંના ચારનો ઉપરના શ્લોકમાં સમાવેશ થાય છે. આગળનાં પ્રકરણોમાં જણાવેલાં યોગસૂત્રોથી એમ સહજ સમજી શકાશે કે યોગશાસ્ત્ર માત્ર ધર્મશાસ્ત્રનું એક અંગ છે, અને યથાવિધિ ધર્મનું પાલન કરવાથી યોગ સિદ્ધ થાય છે.૩૫

मैत्रं प्रसाधनं स्नानं दन्तधावनमञ्जनम् ।
पूर्वाह्न एव कुर्वीत देवतानां च पूजनम् ॥ मनुः ॥ ३६ ॥

મળ મૂત્ર ત્યાગ કરવાં, શરીરને સુશોભિત કરવું, સ્નાન દંત ધાવન અને અંજન તથા દેવતાઓનું પૂજન કરવું, એ કર્મો દિવસના પ્રથમ પ્રહરમાં કરવાં. ૩૬.

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।

कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥ मनुः ॥ ३७ ॥

પછી વૃદ્ધોને પગે લાગવું, તેમને પોતાનું આસન આપવું, હાથ જોડીને તેમની સામે બેસવું, અને તેઓ જતા હોય તો તેમની પાછળ પાછળ જવું. ૩૭.

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।

यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ मनुः ॥ ३८ ॥

જે જે કર્મો પરવશ છે તે તે કર્મો યત્ન પૂર્વક વર્જવાં, અને જે જે કર્મો પોતાને સ્વાધીન છે તે તે કર્મોનું યત્નથી સેવન કરવું. ૩૮.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।

एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ मनुः ॥ ३९ ॥

પરાધીનતામાં સર્વ દુઃખ છે, અને સ્વતંત્રતામાં સર્વ સુખ છે. સંક્ષેપમાં સુખ અને દુઃખનું લક્ષણ એ પ્રમાણે છે. ૩૯

आचार्यं च प्रवक्तारं पितरं मातरं गुरुम् ।

न हिंस्याद्ब्राह्मणान्गाश्च सर्वांश्चैव तपस्विनः ॥ मनुः ॥ ४० ॥

આચાર્ય વિદ્વાન્ પિતા માતા ગુરૂ બ્રાહ્મણ ગાય અને તપસ્વીઓ, એ સર્વેનું મન દુખાવવું નહીં. ૪૦.

नास्तिक्यं वेदनिन्दा च देवतानां च कुत्सनम् ।

द्वेषं दंभं च मानं च क्रोधं तैक्ष्णं च वर्जयेत् ॥ मनुः ॥ ४१ ॥

નાસ્તિકતા, વેદ અને દેવતાઓની નિન્દા, વૈર, દંભ, અભિમાન, ક્રોધ, અને તિક્ષ્ણતા, એ સર્વ તજવાં. ૪૧.

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।

अधार्मिकानां पापानामाशु पश्यन्विपर्ययम् ॥ मनुः ॥ ४२ ॥

ધર્મનું સેવન કરવાથી કદી ગેરલાભ થતો હોય તોપણ,

અધર્મી પાપીઓનો તત્કાળ વિનાશ થતો જોઇને; અધર્મમાં પ્રવૃત્ત થવું નહીં. ૪૨.

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ मनुः ॥ ४३ ॥

આ લોકમાં અધર્મીને અધર્મનું ફળ, ગાયના ફળની પેઠે, તરતજ મળતું નથી, પણ ધીમે ધીમે અધર્મ પ્રસરીને અધર્મીનાં મૂળને કાપી નાંખે છે, અને તેની સંતતિ નષ્ટ થાય છે, તથા એનું દ્રવ્ય કુમાર્ગે ખર્ચાઇ જાય છે; જેથી એના આત્માને જન્મ જન્માંતરમાં પણ કોઈ પ્રકારની શાંતિ મળી શકતી નથી. ૪૩.

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ मनुः ॥ ४४ ॥

અર્થ અને કામ જો ધર્મવિરૂદ્ધ હોય તો તેમનો ત્યાગ કરવો, તથા ભવિષ્યમાં જેથી દુઃખ ઉત્પન્ન થાય અને લોકોને જેથી કલેશ થાય તેવો ધર્મ પણ તજવો. ૪૪.

ऋत्विक्पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ।
बालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसंबंधिबान्धवैः ॥ मनुः ॥ ४५ ॥
मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।
दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ मनुः ॥ ४६ ॥

ઋત્વિક્, પુરોહિત, આચાર્ય, મામા, અતિથિ, આશ્રિત, બાળ, વૃદ્ધ, રોગી, વૈદ્ય, જ્ઞાતિજન, સંબંધીઓ, બાન્ધવો, માતા, પિતા, પુત્રવધૂ, ભાઇ, પુત્ર, પોતાની પત્નિ, પુત્રી, અને દાસવર્ગ, એમની સાથે કદી વાદવિવાદ કરવો નહીં. ૪૫ ૪૬.

एतैर्विवादान्संत्यज्य सर्वपापैः प्रमुच्यते ।
एभिर्जितैश्च जयति सर्वांल्लोकानिमान्गृही ॥ मनुः ॥ ४७ ॥

આ સર્વની સાથે વિવાદ તજવાથી મનુષ્ય સર્વ પાપમાંથી

मुक्त थाय छे, अने तेमनी उपर जय मेळववाथी आ लोकमां सर्व ठेकाणे जय मेळवे छे. ४७.

पितेव पालयेत्पुत्रान् ज्येष्ठो भ्रातॄन्यवीयसः ।
पुत्रवच्चापि वर्तेरन् ज्येष्ठे भ्रातरि धर्मतः ॥ मनुः ॥ ४८ ॥

पिता जेम पुत्रनुं पालन करे छे, तेम मोटा भाइए नाना भाइओनुं पालन करवुं, अने नाना भाइओए पण मोटाभाइ तरफ पुत्र प्रमाणे वर्तवुं. ४८.

ज्येष्ठः कुलं वर्धयति विनाशयति वा पुनः ।
ज्येष्ठः पूज्यतमो लोके ज्येष्ठः सद्भिरगर्हितः ॥ मनुः ॥ ४९ ॥

कुलनी वृद्धि करनार तथा विनाश करनार मोटो भाइ छे. लोकमां मोटो भाइ नाना भाइओ करतां वधारे मान आपवा योग्य गणाय छे, अने मोटा भाईनी सत्पुरुषो निंदा करता नथी. ४९.

यो ज्येष्ठो ज्येष्ठवृत्तिः स्यान्मातेव स पितेव सः ।
अज्येष्ठवृत्तिर्यस्तु स्यात्स संपूज्यस्तु बन्धुवत् ॥ मनुः ॥ ५० ॥

जे मोटोभाइ कुटुंबनुं पोषण करतो होय, तेने माबाप जेवो गणवो, पण जे पोषण ना करतो होय तेने बान्धव जेवो गणवो. ५०.

एवं सह वसेयुर्वा पृथग्वा धर्मकाम्यया ।
पृथग्विवर्धते धर्मस्तस्माद्धर्म्या पृथक्क्रिया ॥ मनुः ॥ ५१ ॥

आ प्रमाणे बधा भाइओए भेगा रहेवुं अथवा धर्मकामनाथी जूदा रहेवुं. जूदा रहेवाथी धर्मनी वृद्धि थाय छे, तेथी जूदा रहेवुं ए धर्मानुकूळ छे. ५१.

यमान्सेवेत सततं न नित्यं नियमान्बुधः ।
यमान्पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन् ॥ मनुः ॥ ५२ ॥

गृहस्थे सतत यमोनुं सेवन करवुं, केवळ नियमोनुंज सेवन करवुं नहीं. केवळ नियमोनुं सेवन करवाथी अने यमोनुं सेवन

નહીં કરવાથી તે પતિત થાય છે. યમ તથા નિયમ આજ પ્રકરણમાં આગળ જણાવવામાં આવ્યા છે. ૫૨.

कदर्यबद्धचोराणां क्लीबरंगावतारिणाम् ।
वैणाभिशस्तवार्धुष्यगणिकागणदीक्षिताम् ॥ याज्ञ० ॥ ५३ ॥

चिकित्सकातुरक्रुद्धपुंश्चलीमत्तविद्विषाम् ।
क्रूरोग्रपतितव्रात्यदांभिकोच्छिष्टभोजिनाम् ॥ याज्ञ० ॥ ५४ ॥

अवीरास्त्रीस्वर्णकारस्त्रीजितग्रामयाजिनाम् ।
शस्त्रविक्रयकर्मारतंतुवायश्ववृत्तिनाम् ॥ याज्ञ० ॥ ५५ ॥

नृशंसराजरजककृतघ्नवधजीविनाम् ।
चैलधावसुराजीवसहोपपतिवेश्मनाम् ॥ याज्ञ० ॥ ५६ ॥

पिशुनानृतिनोश्चैव तथा चाक्रिकबन्दिनाम् ।
एषामन्नं न भोक्तव्यं सोमविक्रयिणस्तथा ॥ याज्ञ० ॥ ५७ ॥

કૃપણ, કેદી, ચોર, નપુંસક, નાટકમાં વેશ ભજવનાર, વાંસફોડો, શાસ્ત્રવિરૂદ્ધ કર્મ કરનાર, વ્યાજ ઉપરજ માત્ર પોતાનો નિર્વાહ કરનાર, ગણિકા, બહુ યજ્ઞ કરાવનાર, વૈદ્ય, રોગી, ક્રોધી, વ્યભિચારિણી, ઉન્મત્ત, શત્રુ, ક્રૂર, ઉગ્ર સ્વભાવવાળો, પતિત (પોતાની જ્ઞાતિથી ભ્રષ્ટ થયેલા તથા શાસ્ત્ર પ્રમાણે ધર્મ નહિ પાળનારા) વ્રાત્ય (યથાકાળે ઉપનયન સંસ્કાર નહીં થયો હોય તેવા), દંભી, ઉચ્છિષ્ટ ભક્ષણ કરનાર, પતિ તથા પુત્ર રહિત સ્ત્રી, સોની, સ્ત્રીને વશ થઇ ગયેલો પુરૂષ, ગામમાં યજ્ઞ કરાવનાર, શસ્ત્ર વેચનાર, લુહાર, વણકર, શ્વાનવૃત્તિવાળા મનુષ્યો, નિર્દય, રાજા અને તેનો પુરોહિત, રંગરેજ, કૃતઘ્ન, કસાઇ, ધોબી, દારૂ વેચનાર, જેના ઘરમાં જાર રહેતો હોય તેવો, ચાડિયો, જૂઠો, તેલી, ગાડી હાંકનાર, ભાટ ચારણ, અને સોમરસ વેચનાર, એટલાનું અન્ન ખાવું નહીં. ( આ સર્વનું અન્ન જમવાથી જ્ઞાનને બાધ કરનાર રજોગુણ અને તમોગુણ વૃદ્ધિ પામે છે. ) ૫૩

अन्नं पर्युषितं भोज्यं स्नेहाक्तं चिरसंस्थितम् ।
अस्नेहा अपि गोधूमयवगोरसविक्रियाः ॥ याज्ञ० ॥ ५८ ॥

ઘણો વખત થવાથી ઠંડું પડી ગયેલું અન્ન જો ઘી આદિથી યુક્ત હોય તો જમવું, અને ઘઉં જવ તથા દૂધના પદાર્થો ઘી વિનાના હોય તોપણ જમવા. ૫૮

शुचौ देशे प्राङ्मुखः प्रत्यङ्मुखो वोपविश्य वारिणा पात्रस्थमन्नं प्रणवव्याहृतिपूर्वया सावित्र्याऽभ्युक्ष्य सत्यं त्वर्तेन परिषिंचामीति दिवा परिषिंचेदृतं त्वा सत्येन परिषिंचामीति रात्रावथ दक्षिणतो भुवि भूपतये नमो भुवनपतये नमो भूतानां पतये नम इति बलिं विकीर्य हस्तं प्रक्षाल्य समाहितोऽमृतोपस्तरणमसीत्यपः प्राश्य सव्येन पाणिना पात्रमालभ्य प्राणाय अपानाय व्यानाय उदानाय समानाय च मुखे जुहुयात् । एवं वाग्यतो भुक्त्वाऽमृतापिधानमसि इत्यपिधानं प्राश्य शोधितमुखपाद-पाणिर्द्विराचामेदेवं भुञ्जानोऽग्निहोत्रफलमश्नुते बलपुष्टिमान्भवति सर्व मायुरेति ॥ आश्व० परि० ॥ ५९ ॥

પવિત્ર સ્થાનમાં પૂર્વ તરફ અથવા પશ્ચિમ તરફ મુખ રાખી બેસવું. પછી પાત્રમાં પીરસેલા અન્નનું

ॐ भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ।

એ મંત્ર બોલી અભ્યુક્ષણ કરી, દિવસે सत्यंत्वर्तेन परिषिञ्चामि અને રાત્રીએ ऋतं त्वा सत्येन परिषिंचामि એમ બોલી પાત્રની ચોતરફ જળનું સેચન કરવું. પછી જમણા હાથ તરફ જમીન ઉપર

भूपतये नमः । भुवनपतये नमः । भूतानां पतये नमः ।

એમ બોલી ત્રણ બલિ મૂકવા. પછી હાથ ધોઇ સ્વસ્થ ચિત્ત રાખી अमृतोपस्तरणमसि એમ બોલી આચમન કરવું, અને ડાબા હાથથી પાત્રનો સ્પર્શ કરી

**प्राणाय स्वाहा । अपानाय स्वाहा । व्यानाय स्वाहा । उदानाय स्वाहा । समानाय स्वाहा ।**

એમ પાંચ પ્રાણુને પાંચ આહુતિઓ આપવી. પછી વાણી નિયમમાં રાખી ભોજન કરવું. ભોજન કરી રહ્યા પછી **अमृतापिधानमसि** એ મંત્રથી આચમન કરી, મુખ પગ અને હાથ સ્વચ્છ કરી બીજાં બે આચમન કરવાં. આ પ્રમાણે ભોજન કરનારને અગ્નિહોત્રનું ફળ મળે છે, તથા તે બળ અને પુષ્ટિ પ્રાપ્ત કરી દીર્ઘાયુષ ભોગવે છે. ૫૯.

**पूजयेदशनं नित्यमद्याच्चैनमकुत्सयन् ।**
**दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ मनुः ॥ ६० ॥**

નિત્ય અન્નનું પૂજન કરવું અને અન્નની નિન્દા કર્યા વિના ભોજન કરવું. અન્નને જોઇ હર્ષિત થવું તથા પ્રસન્ન રહેવું અને તેની પ્રશંસા કરવી. ( પ્રસન્નતા પૂર્વક જમવાથી બળ અને વીર્યની વૃદ્ધિ થાય છે. ) ૬૦.

**नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।**
**न चैवात्यशनं कुर्यान्नचोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ मनुः ॥ ६१ ॥**

કોઇને ઉચ્છિષ્ટ અન્ન આપવું નહીં. ભોજન કરતાં કરતાં વચમાં બેસી રહેવું નહીં. અતિ ભોજન કરવું નહીં. અને હાથ પગ તથા મુખ સ્વચ્છ કર્યાવિના કંઇ જવું નહીં. ૬૧.

**लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ।**
**अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ मनुः ॥ ६२ ॥**

લસણ, ગાજર, ડુંગળી, બિલાડીનો ટોપ, અને મળ મૂત્રાદિ અમેધ્ય વસ્તુઓના ખાતરથી ઉત્પન્ન થયેલા પદાર્થો, દ્વિજોએ ભક્ષણ કરવા નહીં. તેમનું ભક્ષણ કરવાથી તમો ગુણ વૃદ્ધિ પામે છે. ૬૨.

**लोहितान्वृक्षनिर्यासान्व्रश्चनप्रभवांस्तथा ।**
**शेलुं गव्यं च पेयूषं प्रयत्नेन विवर्जयेत् ॥ मनुः ॥ ६३ ॥**

બાવળ ખેર આદિ વૃક્ષોમાંથી નીકળેલો રાતો રસ, કાપમાંથી નીકળતો તાડી આદિનો રસ, શેલુનું ફળ, અને તરતની વિયાયલી ગાયનું દૂધ, એ સર્વ પ્રયત્ન પૂર્વક તજવાં. ૬૩.

आरण्यानां च सर्वेषां मृगाणां माहिषं विना ।
स्त्रीक्षीरं चैव वर्ज्यानि सर्वशुक्तानि चैव हि ॥ मनुः ॥ ६४ ॥

ભેંસ શિવાય અરણ્યમાં રહેનારાં સર્વ પ્રાણીઓનું દૂધ, સ્ત્રીઓનું દૂધ તથા સર્વ ખાટા થઇ ગયેલા પદાર્થો વર્જવા. ૬૪.

दधि भक्ष्यं च शुक्तेषु सर्वं च दधिसंभवम् ।
यानि चैवाभिषूयन्ते पुष्पमूलफलैः शुभैः ॥ मनुः ॥ ६५ ॥

ખાટા થઇ ગયેલા પદાર્થોમાં દહીં અને તેની બનેલી વસ્તુઓ શ્રીખંડાદિ, તથા સારાં પુષ્પ મૂળ અને ફળમાંથી ઉત્પન્ન થતા રસ, ભક્ષણ કરવા યોગ્ય છે. ૬૫.

सर्वान्कामानवाप्नोति हयमेधफलं तथा ।
गृहेऽपि निवसन्विप्रो मुनिर्मांसविवर्जनात् ॥ याज्ञ० ॥ ६६ ॥

ગૃહસ્થાશ્રમમાં રહીને જે વિદ્વાન્ મનુષ્ય માંસનો ત્યાગ કરે છે, તે સર્વ ઇચ્છિત વસ્તુઓને પ્રાપ્ત કરે છે, તથા તેને અશ્વમેધનું ફળ મળે છે. ૬૬.

योऽहिंसकानि भूतानि हिनस्त्यात्मसुखेच्छया ।
सजीवंश्च मृतश्चैव न क्वचित्सुखमेधते ॥ मनुः ॥ ६७ ॥

જે મનુષ્ય અહિંસક પ્રાણીઓની હિંસા પોતાના સુખને સારૂ કરે છે, તે આ જન્મમાં તથા જન્માંતરમાં સુખી થતો નથી. વાઘ વીંછી મગ્ગર ઘો વિગેરે હિંસક પ્રાણીઓને મારવાથી પાપ લાગતું નથી. ૬૭.

अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।
संस्कर्ता चोपहर्ता च खादकश्चेति घातकाः ॥ मनुः ॥ ६८ ॥

હિંસા કરવામાં અનુમતિ આપનાર, કરેક અંગ જૂદાં પાડ-નાર, મારનાર, ખરીદનાર, વેચનાર, પકડનાર, પીરસનાર, અને ખાનાર, આ આઠ ઘાતક છે. અર્થાત્ આઠ કસાઇઓ છે. ૬૮.

फलमूलाशनैर्मध्यैर्मुन्यन्नानां च भोजनैः ।
न तत्फलमवाप्नोति यन्मांसपरिवर्जनात् ॥ मनुः ॥ ६९ ॥

શુદ્ધ ખેતરોમાં ઉત્પન્ન થયેલાં ફળ મૂળ અને મુની-ઓનાં અન્નના ( જેને હવિષ્યાન્ન કહે છે તેના ) આહારથી જેટલું પુણ્ય થાય છે, તેટલું પુણ્ય માંસાહારનો ત્યાગ કરવાથી પણ થતું નથી. ૬૯.

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ।
परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥ मनुः ॥ ७० ॥

ગૃહસ્થે નિત્ય ઇષ્ટ અને પૂર્ત દાનધર્મનું સેવન કરવું, અને તે દાન પ્રસન્નતાપૂર્વક સત્પાત્રને યથાશક્તિ આપવું.

वापीकूपतडागादि देवतायतनानि च । अन्नप्रदानमारामः पूर्तमित्यभिधीयते ॥ अग्निहोत्रं तपः सत्यं वेदानां चैव पालनम् । आतिथ्यं वैश्वदेवश्च इष्टमित्यभिधीयते ॥

વાવ કુવા તથા તળાવ ખોદાવવાં, દેવતાઓનાં મંદિર બંધાવવાં, ભિક્ષુકને અન્ન આપવું, તથા આરામનાં સ્થાન બં-ધાવવાં, તેને પૂર્ત કહે છે. અને અગ્નિહોત્ર, તપ, સત્ય, વેદનું અધ્યયન, અતિથિ સત્કાર, અને વૈશ્વદેવ, આ સર્વને ઇષ્ટ કહે છે. ૭૦.

न विद्यया केवलया तपसा वापि पात्रता ।
यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥ याज्ञ० ॥ ७१ ॥

કેવળ વિદ્યાથી કે કેવળ તપથી પાત્રતા આવતી નથી, પણ જેનામાં વિદ્યા અને તપ બે છે, તેજ પાત્ર કહેવાય છે. ૭૧.

गोभूतिलहिरण्यादि पात्रे दातव्यमर्चितम् ।
नाऽपात्रे विदुषा किंचिदात्मनो श्रेय इच्छता ॥ याज्ञ० ॥ ७२ ॥

પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છનાર વિદ્વાન્ પુરૂષે ગાય જમીન તલ સુવર્ણ વિગેરે સત્કારપૂર્વક પાત્રનેજ આપવું, પણ અપાત્રને કાંઈ પણ દાન આપવું નહીં. ૭૨.

विद्यातपोभ्यां हीनेन न तु ग्राह्यः प्रतिग्रहः ।
गृह्णन्प्रदातारमधो नयत्यात्मानमेव च ॥ याज्ञ० ॥ ७३ ॥

જે વિપ્ર વિદ્યા અને તપથી હીન છે તેણે દાન લેવું નહીં; કારણ કે દાન લેવાથી તે દાન આપનારને તથા પોતાને અધો-ગતિ પ્રાપ્ત કરાવે છે. ૭૩.

हिरण्यं भूमिमश्वं गामन्नं वासस्तिलान्घृतम् ।
प्रतिगृह्णन्नविद्वांस्तु भस्मीभवति दारुवत् ॥ मनुः ॥ ७४ ॥

સુવર્ણ ભૂમિ અશ્વ ગાય અન્ન વસ્ત્ર તલ અને ઘીનું દાન લેનાર અવિદ્વાન્ માણસ કાષ્ટવત્ ભસ્મ થઈ જાય છે. અર્થાત્ તેનું સર્વ પૂણ્ય ક્ષીણ થઈ જાય છે. ૭૪.

न वार्यपि प्रयच्छेत्तु बैडालव्रतिके द्विजे ।
न बकव्रतिके विप्रे नावेदविदि धर्मवित् ॥ मनुः ॥ ७५ ॥

ધર્મને જાણનાર મનુષ્યે બિડાલવ્રતવાળા બકવ્રતવાળા અને વેદાધ્યયનથી વિમુખ દ્વિજને પાણી સરખું પણ આપવું નહીં. ૭૫.

त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यर्जितं धनम् ।
दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥ मनुः ॥ ७६ ॥

કારણ કે આ ત્રણને આપેલું ધન, સન્માર્ગે પ્રાપ્ત કર્યું હોય તોપણ, દાન આપનારનું તથા દાન લેનારનું પરલોકમાં અક-લ્યાણ કરે છે. ૭૬.

धर्मध्वजी सदालुब्धश्छाद्मिको लोकदंभकः ।
बैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥ मनुः ॥ ७७ ॥

પોતે કરેલાં દાન ધર્મ વિગેરે પ્રસિદ્ધ કરનાર, લોભી, છળ

કપટ વાળો, દંભી, હિંસા કરનારો, તથા સર્વની નિંદા કરનાર, બિડાલવ્રત વાળો કહેવાય છે. ૭૭.

**अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।**
**शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ मनुः ॥ ७८ ॥**

નીચી દૃષ્ટિ રાખનાર, નિષ્ઠુર, સ્વાર્થ સાધવામાં તત્પર, શઠ, અને મિથ્યા વિવેક કરનાર દ્વિજ, બકવ્રતવાળો કહેવાય છે. ૭૮.

**ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिंगिनः ।**
**ते पतन्त्यन्धतामिस्रे तेन पापेन कर्मणा ॥ मनुः ॥ ७९ ॥**

જે વિપ્રો બકવ્રતવાળા છે અને જેઓ બિડાલવ્રતવાળા છે, તેઓ પોતાનાં પાપકર્મોથી અંધતામિસ્ર નરકમાં પડે છે. ૭૯.

**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।**
**वार्यन्नगोमहीवासास्तिलकाञ्चनसर्पिषाम् ॥ मनुः ॥ ८० ॥**

જળ અન્ન ગાય ભૂમિ વસ્ત્ર તલ સુવર્ણ અને ઘી, એ સર્વના દાન કરતાં વિદ્યાદાન અધિક છે. માત્ર વિદ્યાધ્યયનથીજ મનુષ્ય મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે છે. આ શ્લોકમાં વિદ્યાનો અર્થ વેદાધ્યયન લેવાનો છે. ૮૦.

**सर्वधर्ममयं ब्रह्म प्रदानेभ्योऽधिकं यतः ।**
**तद्ददत्समवाप्नोति ब्रह्मलोकमविच्युतम् ॥ याज्ञ० ॥ ८१ ॥**

વેદ સર્વ જ્ઞાનનો તથા ધર્મનો ભંડાર હોવાથી તેનું દાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે. જે મનુષ્ય અધ્યાપનદ્વારા વેદનું દાન કરે છે, તે અક્ષય બ્રહ્મલોકને પામે છે. ૮૧.

**प्रतिग्रहसमर्थोऽपि प्रसंगं तत्र वर्जयेत् ।**
**प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेजः प्रशाम्यति ॥ मनुः ॥ ८२ ॥**

દાન લેવાને સમર્થ હોય તોપણ વિપ્રે તેવા પ્રસંગો વર્જવા, કારણ કે દાન લેવાથી તત્કાળ તેના બ્રહ્મતેજનો નાશ થાય છે. ૮૨.

प्रतिग्रहसमर्थोऽपि नादत्ते यः प्रतिग्रहम् ।
ये लोका दानशीलानां स तानाप्नोति पुष्कलान् ॥ याज्ञ०॥८३॥

દાન લેવાને સમર્થ હોય છતાં પણ જે દાન લેતો નથી, તે વિપ્ર દાનશીલ મનુષ્યોના જેવું પુણ્ય પ્રાપ્ત કરી, તેમના જેવી ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરે છે. ૮૩.

योऽर्चितं प्रतिगृह्णाति ददात्यर्चितमेव च ।
तावुभौ गच्छतः स्वर्गं नरकं तु विपर्यये ॥ मनुः ॥ ८४ ॥

જે સત્કારપૂર્વક દાન લે છે, તથા જે સત્કારપૂર્વક દાન આપે છે, તે બે જણ સ્વર્ગમાં જાય છે. પણ તેથી વિપરીત કરનાર નરકમાં જાય છે. ૮૪.

यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ।
आयुर्विप्रापवादेन दानं च परिकीर्तनात् ॥मनुः ॥ ८५ ॥

અસત્ય ભાષણથી યજ્ઞ, વિસ્મય પામવાથી તપ, વિપ્રની નિન્દા કરવાથી આયુષ, અને લોકોમાં પ્રસિદ્ધ કરવાથી દાન નષ્ટ થાય છે. ૮૫.

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ मनुः ॥ ८६ ॥

જીવાત્મા એકલો જન્મે છે અને એકલોજ મરણ પામે છે. પોતે એકલોજ પોતાનાં સુકૃત અને દુષ્કૃતનાં ફળ ભોગવે છે. ૮૬.

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ मनुः ॥ ८७ ॥

મરણ પામેલા શરીરને લાકડાની પેઠે અથવા માટીના ઢેફાની પેઠે ભૂમિ ઉપર તજીને બાન્ધવો મુખ ફેરવી ચાલ્યા જાય છે. માત્ર ધર્મ તેની સાથે જાય છે. ૮૭.

तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ मनुः ॥ ८८ ॥

તેથી મરણ પછી સહાય થવા સારૂ નિત્ય ધીમે ધીમે ધર્મનો સંચય કરવો; કારણ કે ધર્મનીજ સહાયતાથી જીવાત્મા દુસ્તર અંધકારને તરી શકે છે. ૮૮.

दृढकारी मृदुर्दान्तः क्रूराचारैरसंवसन् ।
अहिंस्रो दमदानाभ्यां जयेत्स्वर्गं तथाव्रतः ॥ मनुः ॥ ८९ ॥

એક નિશ્ચયવાળો, નરમ સ્વભાવવાળો, જીતેંદ્રિય, ક્રૂર આચારવાળા પુરૂષોનો સંસર્ગ નહીં કરનાર, તથા અહિંસા ધર્મનું પાલન કરનાર મનુષ્ય, ઇંદ્રિયદમનથી અને દાનથી સ્વર્ગ લોકને પામે છે. ૮૯.

महर्षिपितृदेवानां गत्वाऽनृण्यं यथाविधि ।
पुत्रे सर्वं समासज्य वसेन्मध्यस्थमाश्रितः ॥ मनुः ॥ ९० ॥

આ પ્રમાણે મહર્ષિઓ પિતૃઓ અને દેવતાઓનું ઋણ યથાવિધિ ચૂકવી, પુત્રને સર્વ સોંપી, પછી તટસ્થ રહેવું. ૯૦.

एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।
एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधिगच्छति ॥ मनुः ॥ ९१ ॥

મનુષ્યે નિત્ય એકાન્તમાં એકલા બેસીને પોતાના આત્માનું કલ્યાણ કેવી રીતે કરવું તેનું ચિન્તવન કરવું; કારણ કે એકલા બેસીને વિચાર કરવાથીજ પરમશ્રેય પ્રાપ્ત કરી શકાય છે. ૯૧

अनेन विप्रो वृत्तेन वर्तयन्वेदशास्त्रवित् ।
व्यपेतकल्मषो नित्यं ब्रह्मलोके महीयते ॥ मनुः ॥ ९२ ॥

જે વેદશાસ્ત્ર જાણનાર વિપ્ર આ પ્રમાણે વર્તે છે, તેનાં સર્વ પાપ નષ્ટ થઈ જાય છે, અને તે નિત્ય બ્રહ્મલોકમાં ઉચ્ચ પદવી પામે છે. ૫૨

# चतुर्थ रश्मिः

## પ્રકરણ ૧ લું.

### રાજધર્મ. ( રાજ્યવ્યવસ્થા )

ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि ।
सर्वस्यास्य यथान्यायं कर्तव्यं परिरक्षणम् ॥ मनुः ॥ १ ॥

યથાવિધિ વૈદિક સંસ્કારથી સંસ્કૃત થયેલા ક્ષત્રિયે ન્યાયને અનુસરીને સર્વનું રક્ષણ કરવું. ૧

अराजके हि लोकेऽस्मिन्सर्वतो विद्रुते भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ मनुः ॥ २ ॥

રાજા વિના જ્યારે સર્વ લોક ભયથી ચોતરફ દોડવા લાગ્યા, ત્યારે ઇશ્વરે સર્વની રક્ષા કરવા સારૂ રાજાને સરજ્યો. ૨

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ मनुः ॥ ३ ॥

ઇન્દ્ર વાયુ યમ સૂર્ય અગ્નિ વરૂણ ચન્દ્ર અને કુબેર, એ આઠ લોકપાલની સ્થાયી શક્તિની માત્રા લઇને રાજાને સરજ્યો. અર્થાત્ ધર્મી રાજાઓમાં આ આઠ દેવતાઓની શક્તિઓ ન્યૂનાધિક અંશમાં હોય છે. ૩

यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः ।
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥ मनुः ॥ ४ ॥

લોકપાલોની માત્રાથી સરજાયલો હોવાને લીધે રાજા પોતાના તેજથી સર્વ પ્રાણીઓનો પરાભવ કરે છે. ૪.

बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ मनुः ॥ ५ ॥

રાજા બાળક હોય તોપણ તેને મનુષ્ય સમજીને તેની અવગણના કરવી નહીં; કારણ કે રાજા એ મનુષ્યદેહધારી મોટો દેવ છે. ઘણા પુણ્યથી રાજ્યપ્રાપ્તિ થાય છે, તેથી લોકો રાજાને દેવ તરીકે માને તે સ્વાભાવિક છે. ૫.

एकमेव दहत्यग्निर्नरं दुरुपसर्पिणम् ।
कुलं दहति राजाग्निः सपशुद्रव्यसंचयम् ॥ मनुः ॥ ६ ॥

અગ્નિ ઉપર ભૂલથી ચાલનાર મનુષ્યનેજ અગ્નિ દઝાડે છે, પણ રાજા રૂપી અગ્નિ તો પશુઓ, સંચિત કરેલું દ્રવ્ય, તથા આખું કુટુંબ, એ સર્વને બાળીને ભસ્મ કરે છે. ૬.

यस्य प्रसादे पद्मा श्रीर्विजयश्च पराक्रमे ।
मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥ मनुः ॥ ७ ॥

જેની કૃપામાં લક્ષ્મી, પરાક્રમમાં વિજય, અને ક્રોધમાં મૃત્યુ નિવાસ કરે છે, એવો રાજા સર્વ તેજથી યુક્ત છે. ૭.

तं ये तु द्वेष्टि संमोहात्स विनश्यत्यसंशयम् ।
तस्यह्याशु विनाशाय राजा प्रकुरुते मनः ॥ मनुः ॥ ८ ॥

જે મનુષ્ય અણસમજણથી તેનો દ્વેષ કરે છે, તે નિઃસંશય વિનાશ પામે છે; કારણ કે રાજાનું મન તરત તેનો વિનાશ કરવામાં પ્રવૃત્ત થાય છે. ૮.

तस्माद्धर्मं यमिष्टेषु स व्यवस्येन्नराधिपः ।
अनिष्टं चाप्यनिष्टेषु तं धर्मं न विचालयेत् ॥ मनुः ॥ ९ ॥

તેથી રાજા મિત્રોને માટે જે ધર્મ નિર્માણ કરે, તથા શત્રુઓને માટે જે શિક્ષા નિર્માણ કરે, તેની વિરૂદ્ધ કોઇએ જવું નહીં. ૯.

तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ।
ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥ मनुः ॥ १० ॥

તે રાજાને સારૂ સર્વ પ્રાણીમાત્રનું રક્ષણ કરનાર બ્રહ્મતેજ-યુક્ત ધર્મરૂપ દંડ ઈશ્વરે પ્રથમ સરજ્યો. ૧૦.

तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च ।
भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च ॥ मनुः ॥ ११ ॥

તે દણ્ડના ભયની સર્વ મનુષ્યોને સ્થાવર જંગમ ભોગ પ્રાપ્ત થાય છે, અને કોઈપણ પોતાના ધર્મમાંથી ચલિત થતું નથી. ૧૧.

तं देशकालौ शक्तिं च विद्यां चावेक्ष्य तत्त्वतः ।
यथार्हतः संप्रणयेन्नरेष्वन्यायवर्तिषु ॥ मनुः ॥ १२ ॥

દેશ કાળ શક્તિ તથા વિદ્યાનો સંપૂર્ણ વિચાર કરી અપ-રાધીઓને યથાયોગ્ય દંડ દેવો. ૧૨.

समीक्ष्य स धृतः सम्यक् सर्वा रञ्जयति प्रजाः ।
असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥ मनुः १३ ॥

તે દંડ સંપૂર્ણ વિચારપૂર્વક ધારણ કરવામાં આવે, તો સર્વ પ્રજાનાં મનનું રંજન કરે છે, પણ જો અવિચારપૂર્વક તેને યોજવામાં આવે, તો સર્વત્ર વિનાશ કરે છે. ૧૩.

दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः ।
सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात् ॥ मनुः ॥ १४ ॥

દણ્ડના અયોગ્ય ઉપયોગથી સર્વ વર્ણ દૂષિત થાય છે, સર્વ મર્યાદાનો લોપ થાય છે, અને સર્વ લોકમાં અશાંતિ પ્રસરે છે. ૧૪.

तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।
समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥ मनुः ॥ १५ ॥

સત્યવાદી, વિચારીને કામ કરનાર, બુદ્ધિશાળી, અને ધર્મ

અર્થ અને કામમાં નિપુણ હોય, તેવો રાજા દંડનો ઉપયોગ કરવાને અધિકારી છે. ૧૫.

तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्धते ।
कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥ मनुः ॥ १६ ॥

તે દંડનો વિચારીને શાસ્ત્રાનુસાર ઉપયોગ કરવાથી રાજા ધર્મ અર્થ અને કામની વૃદ્ધિ કરી શકે છે. પણ કામાસક્ત શાસ્ત્રવિરૂદ્ધ આચરણવાળો નીચ રાજા તેજ દંડથી પદભ્રષ્ટ થાય છે. ૧૬.

दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः
धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥ मनुः ॥ १७ ॥

અતિ તેજ યુક્ત દંડ મૂર્ખ રાજાઓથી ધારણ થઇ શકતો નથી. અધર્મથી ચાલનારા રાજાઓનો તથા તેમના બાન્ધવોનો તેજ દંડથી વિનાશ થાય છે. ૧૭.

शुचिना सत्यसन्धेन यथाशास्त्रानुसारिणा ।
प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥ मनुः ॥ १८ ॥

પવિત્ર સત્ય પ્રતિજ્ઞાવાળો શાસ્ત્રને અનુસરનાર સારા મંત્રીઓ વાળો તથા બુદ્ધિમાન્ રાજા દંડનો ઉપયોગ કરી શકે છે. ૧૮

स्वराष्ट्रे न्यायवृत्तः स्याद्भृशदण्डश्च शत्रुषु ।
सुहृत्स्वजिह्मः स्निग्धेषु ब्राह्मणेषु क्षमान्वितः ॥ मनुः ॥ १९ ॥

રાજાએ પોતાની પ્રજા તરફ ન્યાયથી વર્તવું અને શત્રુઓને ઉગ્ર દંડ દેવો. મિત્રો સાથે નિષ્કપટપણે વર્તવું, અને બ્રાહ્મણો ઉપર ક્ષમા રાખવી. ૧૯.

एवं वृत्तस्य नृपतेः शिलोञ्छेनापि जीवतः ।
विस्तीर्यते यशो लोके तैलबिन्दुरिवाम्भसि ॥ मनुः ॥ २० ॥

આવી રીતે વર્તનાર રાજા નિર્ધન હોય છે, તોપણ પાણીમાં નાંખેલા તેલના ટીપાની માફક તેનો યશ આ લોકમાં પ્રસરે છે. ૨૦.

अतस्तु विपरीतस्य नृपतेरजितात्मनः ।
संक्षिप्यते यशो लोके घृतबिन्दुरिवाम्भसि ॥ मनुः ॥ २१ ॥

આથી વિપરીત વર્તન રાખનાર વિષયાસકત રાજાનો યશ પાણીમાં નાંખેલા ઘીના ટીપાની માફક સંકોચ પામે છે. ૨૧.

स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ।
वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता ॥ मनुः ॥ २२ ॥

સ્વધર્મમાં અનુક્રમે સ્થિત થયેલા સર્વ વર્ણોનું તથા આશ્રમોનું રક્ષણ કરવા સારૂ રાજાને ઉત્પન્ન કરવામાં આવ્યો છે. ૨૨.

त्रीणि राजाना विदथे पुरूणि परिविश्वानि भूषथः सदांसि ।
अपश्यमत्र मनसा जगन्वान्व्रते गन्धर्वां अपि वायुकेशान् ॥ऋक् ॥२३॥

રાજાએ ત્રણ પ્રકારની સભા સ્થાપી પોતાના સમસ્ત રાજ્યની શોભા વધારવી. મારા મત પ્રમાણે એકમાં સત્યવ્રત ધારણ કરનાર જ્ઞાનીઓને નીમવા, બીજી સભામાં રાજ્ય કારભારમાં કુશળ રાજપુરૂષોને નીમવા, અને ત્રીજીમાં વાયુ જેવી મનોગતિવાળા દેશ દેશાંતરની ખબર રાખનારા પુરૂષોનો નીમવા. ઈંગ્રેજીમાં કહીએ તો Lagislative Council, Executive Council & Political Council, એમ ત્રણ સભાઓ સ્થાપવી. ૨૩.

यत्र ब्रह्म च क्षत्रं च सम्यञ्चौ चरतः सह ।
तं लोकं पुण्यं प्रज्ञेषं यत्र देवाः सहाग्निना ॥ यजुः ॥ २४ ॥

જ્યાં બ્રહ્મજ્ઞ બ્રાહ્મણો અને શૂરવીર ક્ષત્રિયો એકત્ર થઇને સારી રીતે વ્યવહાર ચલાવે છે, તે દેશ પવિત્ર તથા યજ્ઞ કરવાને યોગ્ય છે. ત્યાં અગ્નિહોત્રી બ્રાહ્મણો વસે છે. ૨૪.

ब्रह्म वै ब्राह्मणः क्षत्रं वै राजन्यः तदस्य ब्रह्मणा च क्षत्रेण चोभयतः श्रीः परिगृहीता भवति । युद्धं वै राजन्यस्य वीर्यम् ॥ शतपथः ॥ २५ ॥

જે વેદને જાણે છે તે બ્રાહ્મણ કહેવાય છે, અને જે શૌર્યાદિ ક્ષાત્ર ગુણથી યુક્ત છે તે રાજન્ય કહેવાય છે. બ્રાહ્મણ અને ક્ષત્રિય બે મળીને રાજ્યશ્રી પ્રાપ્ત કરી શકે છે. યુદ્ધ એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. ૨૫.

ब्राह्मणान्पर्युपासीत प्रातरुत्थाय पार्थिवः ।
त्रैविद्यवृद्धान्विदुषस्तिष्ठेत्तेषां च शासने ॥ मनुः ॥ २६ ॥

રાજાએ પ્રાતઃકાળમાં ઉઠીને ત્રણ વેદ પારંગત વૃદ્ધ અને વિદ્વાન્ બ્રાહ્મણો પાસે વિનય પૂર્વક બેસવું, અને તેમની સલાહ પ્રમાણે વર્તવું. ૨૬.

तेभ्योऽधिगच्छेद्विनयं विनीतात्माऽपि नित्यशः ।
विनीतात्मा हि नृपतिर्न विनश्यति कर्हिचित् ॥ मनुः ॥ २७ ॥

રાજા વિનયવાન્ હોય તોપણ તેણે તેઓની પાસેથી વિનય શીખવો; કારણ કે વિનય યુક્ત રાજાનો કોઇપણ કાળે વિનાશ થતો નથી. ૨૭.

बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।
वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे ॥ मनुः ॥ २८ ॥

ઘણા રાજાઓ અવિનયથી પોતાના વૈભવ સાથે નષ્ટ થઈ ગયા છે, અને વનમાં નિવાસ કરનારા ઘણા રાજવંશીઓએ વિનયથી રાજ્ય પ્રાપ્ત કર્યું છે. ૨૮.

वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिवः ।
सुदासो यवनश्चैव सुमुखो निमिरेव च ॥ मनुः ॥ २९ ॥

અવિનયથી વેન નહુષ સુદાસ યવન સુમુખ અને નિમિ, આ છ રાજાઓ નષ્ટ થઈ ગયા છે. ૨૯.

पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ।
कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः ॥ मनुः ॥ ३० ॥

પૃથુ અને મનુએ વિનયથી રાજ્ય પ્રાપ્ત કર્યું છે, કુબેરે વિનયથી ધન તથા ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે, અને વિશ્વામિત્રે માત્ર વિનયથીજ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું છે. ૩૦.

त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ।
आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारम्भांश्च लोकतः॥ मनुः ॥ ११ ॥

ત્રણુવેદ પારંગત બ્રાહ્મણો પાસેથી ત્રણુવેદ સનાતન દંડ અને નીતિ તથા વેદાન્તનું અધ્યયન કરવું, અને વ્યાપાર સંબંધી જ્ઞાન લોક પાસેથી મેળવવું. ૩૧.

इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवाऽनिशम् ।
जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ मनुः ॥ १२ ॥

તેણે રાત દિવસ ઇન્દ્રિયોને વશ કરવા સારૂ પ્રયત્ન કરવો; કારણુ કે જીતેન્દ્રિય રાજા પ્રજાને વશ રાખી શકે છે. ૩૨.

कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ।
वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ मनुः ॥ १३ ॥

કામથી ઉત્પન્ન થતાં વ્યસનોમાં આસક્ત થયેલો રાજા અર્થ અને ધર્મથી વિયુકત થાય છે, અને ક્રોધથી ઉત્પન્ન થતાં વ્યસનો રાજાનો પ્રાણુ હરે છે. ૩૩.

मृगयाक्षा दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।
तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ मनुः ॥ १४ ॥

શિકાર, જુગાર, દિવસે નિદ્રા, પરનિન્દા, સ્ત્રીઓમાં અતિશય આસક્તિ, મદ્યપાન, ગીત, નૃત્ય, વાદ્ય, અને વિના પ્રયોજન દેશાટન, આ દશ કામથી ઉત્પન્ન થતાં વ્યસન છે. (આવાં વ્યસનોમાં આસક્ત થવાથી રાજાઓ પોતાનાં કાર્યો બરોબર જોઈ શકતા નથી, તથા પોતાની ફરજો બજાવી શકતા નથી. આ વ્યસનોથી ઘણા રાજાઓનો વિનાશ થઇ ગયો છે, એમ ઇતિહાસ ઉપરથી જાણી શકાય છે.) ૩૪.

पैशुन्यं साहसं द्रोहः ईर्ष्याऽसूयार्थदूषणम् ।
वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ मनुः ॥ १५ ॥

કોઇની ખોટી નિન્દા, સાહસ, દ્રોહ, ઈર્ષ્યા, અસૂયા, પારકાના દ્રવ્યનું અન્યાયથી ગ્રહણ, અને વાણીમાં અને દણ્ડમાં કઠોરતા, આ આઠ ક્રોધથી ઉત્પન્ન થતાં વ્યસન છે. ( આ વ્યસનોથી તે પોતાના તનનાં માણસોને અપ્રિય થાય છે, અને તેમાંથીજ કોઇ તેનો પ્રાણ લે છે. ) ૩૬.

मौलाञ्छास्त्रविदः शूरांल्लब्धलक्षान्कुलोद्गतान् ।
सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परिक्षितान् ॥ मनुः ॥ १६ ॥

પગાર આપીને, શાસ્ત્રને જાણવાવાળા શૂરવીર ચોક્કસ નિશાન તાકનારા સારા કુળમાં ઉત્પન્ન થયેલા અને બરોબર કસી જોયેલા, સાત અથવા આઠ સચિવ ( Ministers ) રાખવા. ૩૬.

तैः सार्धं चिन्तयेन्नित्यं सामान्यं संधिविग्रहम् ।
स्थानं समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥ मनुः ॥ १७ ॥

તેમની સાથે, સન્ધિ, વિગ્રહ, સ્થાન ( દણ્ડ ખજાનો નગર અને રાષ્ટ્ર ), રાજ્યની ઉન્નતિ, રક્ષણ, અને પ્રાપ્ત કરેલા દેશોની શાંતિ, આ સર્વ વિષયો ઉપર વિચાર કરવો. ૩૭.

तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक् पृथक् ।
समस्तानां च कार्येषु विदध्याद्धितमात्मनः ॥ मनुः ॥ १८ ॥

તેમનો દરેકનો જૂદો જૂદો તથા તેમનો સર્વનો એકત્ર અભિપ્રાય લઇને જેમ પોતાનું હિત થાય તેમ કરવું. આ મંડળ Legislative council ને મળતું આવે છે. ૩૮.

सर्वेषां तु विशिष्टेन ब्राह्मणेन विपाश्चिता ।
मन्त्रयेत्परमं मंत्रं राजा षाड्गुण्यसंयुतम् ॥ मनुः ॥ १९ ॥

સર્વ મંત્રીઓમાં જે મંત્રી બ્રાહ્મણ હોય અને વિદ્વાન

હોય, તેની સાથે સંધિ વિગ્રહ યાન આસન દ્વૈધીભાવ અને સંશ્રય, આ છ ગુણુ યુક્ત પરમ મંત્રનો વિચાર કરવો. ૩૯.

नित्यं तस्मिन्समाश्वस्तः सर्वकार्याणि निःक्षिपेत् ।
तेन सार्धं विनिश्चित्य ततः कर्म समारभेत् ॥ मनुः ४० ॥

નિત્ય તેની ઉપર વિશ્વાસ રાખી તેને સર્વ કાર્યો સોંપવાં, અને પ્રથમ તેની સાથે સારી રીતે નક્કી કરી પછી કામો આરંભવાં. અર્થાત્ તેને Prime-minister નીમવો. ૪૦.

अन्यानपि प्रकुर्वीत शुचीन्प्राज्ञानवस्थितान् ।
सम्यगर्थं समाहर्तृनमात्यान्सुपारीक्षितान् ॥ मनुः ॥ ४१ ॥

આ ઉપરાંત પવિત્ર બુદ્ધિશાળી અનુભવી અને કસી જોયેલા તથા ન્યાયની રીતે દ્રવ્ય લાવનારા મનુષ્યોને અમાત્ય પદે નીમવા. આ Exceutive body ગણાય છે. ૪૧.

तेषामर्थे नियुञ्जीतं शूरान्दक्षान्कुलोद्गतान् ।
शुचीनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥ मनुः ॥ ४२ ॥

આમાંથી જેઓ શૂર ડાહ્યા અને સારા કુળમાં જન્મેલા હોય તેમને ખજાનચી બનાવવા; ચોખ્ખા હોય તેમને રત્નાદિની ખાણો ઉપર નીમવા; અને બીકણુને મહેલની અંદર નીમવા. ૪૨.

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।
इंगिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ मनुः ॥ ४३ ॥

સર્વશાસ્ત્રમાં નિપુણ સાન આકાર તથા ચેષ્ટાથી સર્વ વાત સમજે તેવો પવિત્ર ડાહ્યો અને સારા કુળમાં જન્મેલો હોય તેવા મનુષ્યને દૂત (Spy) નીમવો. ૪૩.

अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान् देशकालवित् ।
वपुष्मान्वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥ मनुः ॥ ४४ ॥

૬૮ પ્રીતિ રાખનારો, શુદ્ધ, ડાહ્યો, સારી સ્મરણશક્તિ

વાળો, દેશકાળ સમજનારો, પુષ્ટ શરીરવાળો, નિર્ભય, અને સારી રીતે બોલનારો, એવો દૂત રાજાઓને માટે શ્રેષ્ઠ છે. ૪૪.

अमात्ये दण्ड आयत्तो दण्डे वैनयिकी क्रिया: ।
नृपतौ कोशराष्ट्रे च दूते सन्धिविपर्ययो ॥ मनुः ॥ ४५ ॥

દંડ અમાત્યને આધીન છે. વિનય દંડને આધીન છે. ખજાનો અને રાજ્ય રાજાને આધીન છે. અને સન્ધિ તથા વિગ્રહ દૂતને આધીન છે. ૪૫.

जाङ्गलं सस्यसंपन्नमार्यप्रायमनाविलम् ।
रम्यमानतसामन्तं स्वाजीव्यं देशमावसेत् ॥ मनुः ॥ ४६ ॥

ઘાસ તથા પાણી પુષ્કળ મળી શકે તેવો, પુષ્કળ ધાન્યવાળો, ઘણા આર્યોના નિવાસવાળો, ઉપદ્રવ રહિત, રમણીય, ચોતરફ પ્રફુલ્લ વૃક્ષોથી સુશોભિત, અને સારો ફળદ્રૂપ દેશ જોઇ, ત્યાં રાજાએ નિવાસ કરવો. ૪૬.

तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ।
गुप्तं सर्वर्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ मनुः ॥ ४७ ॥

તેની મધ્યમાં સારી સોઇવાળું, સુરક્ષિત, સર્વ ઋતુઓમાં રહેવાને અનુકૂળ, ધોળુ રંગેલું, અને જળ તથા વૃક્ષથી સુશોભિત, પોતાને સારૂ એક ગૃહ બંધાવવું. ૪૭.

तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् ।
कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम् ॥ मनुः ॥ ४८ ॥

તેમાં નિવાસ કરી પોતાના વર્ણની, શુભ લક્ષણવાળી, ઉંચા કુળમાં જન્મેલી, પોતાને પ્રિય લાગે તેવી, તથા રૂપ અને ગુણવાળી સ્રીને પરણવું. ૪૮.

पुरोहितं च कुर्वीत वृणुयादेव चर्त्विजम् ।
तस्य गृह्याणि कर्माणि कुर्युर्वैतानिकानि च ॥ मनुः ॥ ४९ ॥

એક પુરોહિત કરવો તથા એક ઋત્વિકનું વરણ કરવું, અને તેમણે રાજાનાં શ્રૌત અને સ્માર્ત કર્મોની સંભાળ રાખવી. ૪૯.

**यजेत राजा क्रतुभिर्विविधैराप्तदक्षिणैः ।**
**धर्मार्थं चैव विप्रेभ्यो दद्याद्भोगान्धनानि च ॥ मनुः ॥ ५० ॥**

રાજાએ વિવિધ યજ્ઞો કરી બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપવી, અને આ ઉપરાંત પણ ધર્માર્થ બ્રાહ્મણોને ભોગ તથા ધનનું દાન કરવું. ( બ્રાહ્મણો સર્વ પ્રજાને મફ્ત કેળવણી આપતા હતા, તથા શાસ્ત્રીય શોધખોળ (Scientific researches) કરતા હતા; એટલુંજ નહીં, પણ કેટલાક વિદ્યાર્થીઓને તો પોતાને ઘેર રાખી તેમનું ગુજરાન કરતા હતા. એક એક ઋષિને ત્યાં હજાર હજાર શિષ્યો રહેતા હતા. આવી રીતે મફ્ત કેળવણી આપનારા ઋષિઓ પોતાને જોઇતું દ્રવ્ય રાજાઓ પાસેથી દક્ષિણા રૂપે મેળવતા. ગાયો ખેતરો અન્ન વસ્ત્ર સુવર્ણ આદિનો પ્રતિગ્રહ કરી, વેદનું અધ્યાપન કરાવવામાં તથા અગ્નિહોત્રાદિ કર્મો કરવામાં તે દ્રવ્યનો વ્યય કરતા. આવી રીતે પ્રજાને મફ્ત કેળવણી આપવાનું કામ થોડે ખર્ચે થઇ શકતું હતું.) ૫૦

**आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ।**
**नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोऽभिधीयते ॥ मनुः ॥ ५१ ॥**

ગુરૂકુળમાંથી સંપૂર્ણ વિદ્યાનું અધ્યયન કરી પાછા ફરતા બ્રાહ્મણોનો સત્કાર કરવો, કારણ કે આવા બ્રાહ્મણો રાજાઓનો અક્ષય ભંડાર છે. ( આવા સ્નાતક બ્રાહ્મણોને આપેલા દ્રવ્યનો ઉપયોગ પ્રજાને મફ્ત કેળવણી આપવામાં થાય છે. જે પ્રજામાં વિદ્યાનો બહોળો ફેલાવો છે, તે પ્રજા બીજી પ્રજાઓ કરતાં કળાકૌશલ્ય વિગેરેમાં આગળ વધે છે, અને કળાકૌશલ્ય ઉદ્યોગ વ્યાપાર વિગેરે વધવાથી રાજાની ઉપજ વધે છે. વેપાર વધવાથી બ્રાહ્મણોને આપેલું હોય તેના કરતાં સોગણું દ્રવ્ય રાજા કરના રૂપમાં પ્રાપ્ત કરે છે. ) ૫૧

**संग्रामेष्वनिवर्तित्वं प्रजानां चैव पालनम् ।**
**शुश्रूषा ब्राह्मणानां च राज्ञां श्रेयस्करं परम् ॥ मनुः ॥ ५२ ॥**

યુદ્ધમાંથી પાછા નહીં ફરવાથી, પ્રજાનું પાલન કરવાથી, અને બ્રાહ્મણોનું સેવન કરવાથી, રાજાનું પરમ કલ્યાણ થાય છે. ૫૨.

**द्वयोस्त्रयाणां पञ्चानां मध्येगुल्ममधिष्ठितम् ।**
**तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ मनुः ॥ ५३ ॥**

બે ત્રણ અથવા પાંચ ગામોનો એક અધિકારી નીમવો, અને સો સો ગામોનો એક અધિકારી નીમવો. આ પ્રમાણે રાજ્ય-નું રક્ષણ કરવું. ૫૩.

**ग्रामस्याधिपतिं कुर्याद्दशग्रामपतिं तथा ।**
**विंशतीशं शतेशं च सहस्रपतिमेव च ॥ मनुः ॥ ५४ ॥**

દરેક ગામનો એક એક અધિકારી નીમવો, તથા દશ ગામનો એક અધિકારી નીમવો. તેની ઉપર વીશ ગામનો, સો ગામનો, તથા હજાર ગામનો એક એક અધિકારી નીમવો. ( હાલ જેવી રીતે તલાટી મામલતદાર કલેકટર કમિશ્નર અને ગવર્નરની નીમણુંકો કરવામાં આવે છે, તેવી નીમણુંકો કરવાનું અહીંઆં કહેવામાં આવ્યું છે. ) ૫૪

**तेषां ग्राम्याणि कार्याणि पृथक्कार्याणि चैव हि ।**
**राज्ञोऽन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥ मनुः ॥ ५५॥**

રાજાની ઉપર સ્નેહ રાખનાર એક સચિવે, આ અધિકારીઓનાં ગામ સંબંધી કામો તથા બીજાં કામોની, દેખરેખ રાખવી.

**नगरे नगरे चैकं कुर्यात्सर्वार्थचिन्तकम् ।**
**उच्चैः स्थानं घोररूपं नक्षत्राणामिव ग्रहम् ॥ मनुः ॥ ५६ ॥**

નગરે નગરે સર્વ કાર્યોની સંભાળ રાખનાર, સર્વ ગ્રામા-ધિપતિઓનો ઉપરી, સર્વને ભય પમાડનાર, નક્ષત્રોમાં ગ્રહ

જેવી રીતે પ્રકાશે છે તેવી રીતે પ્રકાશનારો, એક અધિકારી (Governor) નીમવો. ૫૬

**स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् ।**
**तेषां वृत्तं परिणयेत्सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥ मनुः ॥ ५७ ॥**

તે અધિકારીએ ગામેગામ ફરી ગ્રામાધિપતિઓનાં કાર્યો તપાસવાં, અને તેઓની ચાલચલગત સંબંધી હકીકત દૂતો મારફત મેળવવી. ૫૭

**ये कार्यकेभ्योऽर्थमेवगृह्णीयुः पापचेतसः ।**
**तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ मनुः ॥ ५८ ॥**

જે અધિકારીઓ પ્રજા પાસેથી લાંચ લેતા હોય, તેવા પાપીઓને પદભ્રષ્ટ કરી, તેમનું સર્વ ધન જપ્ત કરી, રાજાએ તેમને દેશનિકાલ કરવા. ૫૮.

**ये राष्ट्राधिकृतास्तेषां चारैर्ज्ञात्वा विचेष्टितम् ।**
**साधून्संमानयेद्राजा विपरीतांश्च घातयेत् ॥ मनुः ॥ ५९ ॥**

દૂતો મારફતે રાજ્યના અધિકારીઓની રીતભાત જાણી, જેઓ સારી રીતે વર્તતા હોય તેમનું સન્માન કરવું, અને જેઓ અન્યાયથી વર્તતા હોય તેમને કાઢી મૂકવા. ૫૯.

**क्रयाविक्रयमध्वानं भक्तं च सपरिव्ययम् ।**
**योगं क्षेमं च संप्रेक्ष्य वणिजोदापयेत्करान् ॥ मनुः ॥ ६० ॥**

રાજાએ ખરીદી, વેચાણ, ગાડીનું નૂર, વિભાગ, નોકરનું ખર્ચ, તથા યોગક્ષેમ જોઇને વ્યાપારીઓ ઉપર કર નાંખવા. ૬૦.

**यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम् ।**
**तथाऽवेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ मनुः ॥ ६१ ॥**

રાજાને અને કર્મ કરનારને ( ખેડુત કારીગર વેપારી વિગેરેને ) જે કર નાંખવાથી લાભ થાય, તેવા કર વિચાર કરીને રાજાએ રાજ્યમાં હમેશાં નાંખવા. આ શ્લોકમાં Principle of taxation જણાવ્યો. છે. ૬૧.

म्रियमाणोऽप्याददीत न राजा श्रोत्रियात्करम् ।
न च क्षुधाऽस्य संसीदेच्छ्रोत्रियो विषये वसन् ॥ मनुः ॥ ६२.॥

રાજા ભૂખે મરી જતો હોય તો પણ તેણે વેદપારંગત બ્રાહ્મણ પાસેથી કર લેવો નહીં; અને તેના રાજ્યમાં કોઇ પણ શ્રોત્રિય ભૂખે મરે નહીં તેની તેણે સંભાળ રાખવી. ( કારણકે પ્રજાને મફત કેળવણી આપનાર શ્રોત્રિય બ્રાહ્મણો હતા. ) ૬૨.

श्रुतवृत्ते विदित्वाऽस्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ।
संरक्षेत्सर्वतश्चैनं पिता पुत्रमिवौरसम् ॥ मनुः ॥ ६३ ॥

તેનું વેદાધ્યયન તથા રીતભાત જોઇને તેના નિર્વાહ સારૂ તેને વર્ષાસન બાંધી આપવું, અને જેમ પિતા ઔરસ પુત્રનું રક્ષણ કરે છે, તેમ રાજાએ શ્રોત્રિયનું રક્ષણ કરવું. ૬૩.

संरक्ष्यमाणो राज्ञाऽयं कुरुते धर्ममन्वहम् ।
तेनायुर्वर्धते राज्ञो द्रविणं राष्ट्रमेव च ॥ मनुः ॥ ६४ ॥

આવી રીતે સુરક્ષિત થયેલો શ્રોત્રિય નિત્ય પોતાના ધર્મમાં પ્રવૃત્ત રહેવાથી, રાજાના આયુષ્યની દ્રવ્યની અને રાજ્યની વૃદ્ધિ કરે છે. ( યજ્ઞાદિ કરીને તે હવા શુદ્ધ કરે છે તથા સારી વૃષ્ટિ ઉત્પન્ન કરે છે, અધ્યાપન કરાવી પ્રજામાં વિદ્યાનો ફેલાવો કરે છે અને તેથી રાજ્યમાં વ્યાપારાદિ વધે છે, અને પ્રતિગ્રહ કરી સર્વનું કલ્યાણ કરે છે. ) ૬૪.

अमात्यमुख्यं धर्मज्ञं प्राज्ञं दान्तं कुलोद्गतम् ।
स्थापयेदासने तस्मिन्खिन्नः कार्येक्षणे नृणाम् ॥ मनुः ॥ ६५ ॥

જ્યારે રાજા પોતે ઉદાસ હોય, ત્યારે માણસોનાં કાર્યો ઉપર દેખરેખ રાખવાને તથા ન્યાય આપવાને, ધર્મજ્ઞ બુદ્ધિશાળી તથા સારા કુળમાં ઉત્પન્ન થયેલા પોતાના મુખ્ય અમાત્યને નીમાવો. ૬૫.

एवं सर्वं विधायेदमितिकर्तव्यमात्मनः ।
युक्तश्चैवाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः ॥ मनुः ॥ ६६ ॥

આ પ્રમાણે વ્યવસ્થા કરી રાજાએ સ્વસ્થ ચિત્ત રાખી પ્રમાદ-રહિત થઇ પ્રજાનું રક્ષણ કરવું. ૬૬.

क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् ।
निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते ॥ मनुः ॥ ६७ ॥

પ્રજાનું પાલન કરવું એજ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. અને ન્યાયથી કર ગ્રહણ કરી તેનો ઉપભોગ કરનાર જે રાજા પોતાના ક્ષત્રિય ધર્મનું યથાર્થ પાલન કરે છે, તેને ઘણું પુણ્ય થાય છે. ( આ પ્રમાણે રાજા કદી પ્રજાપાલન રૂપી પોતાના પરમ ધર્મનું સેવન કરે અને વેદાધ્યયનાદિ ના કરે તોપણ તે ઉચ્ચ ગતિને પામે છે. બ્રાહ્મણને જેટલું વેદાધ્યયન તથા વેદાધ્યાપનથી પુણ્ય થાય છે, તેટલુંજ પુણ્ય રાજાને પ્રજાનું ન્યાયથી રક્ષણ કર્યાથી થાય છે, અને વૈશ્યને પણ દેશવિદેશમાં વ્યાપાર કરી દેશમાં દ્રવ્યની વૃદ્ધિ કરી, તે દ્રવ્યને વિદ્યાકળાની ઉન્નતિ સારૂ ખર્ચવાથી, તેટલુંજ પુણ્ય થાય છે. ) ૬૭.

---

## પ્રકરણ ૨ જું.

---

### રાજધર્મ. ( નિત્યકર્તવ્ય. )

---

उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः ।
हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ॥ मनुः ॥ १ ॥

રાજાએ બ્રાહ્મમુહૂર્તમાં ઉઠીને સ્વસ્થ ચિત્તથી શૌચાદિ કરી, અગ્નિમાં હોમ કરી, બ્રાહ્મણોનો સત્કાર કરી, સુશોભિત સભામાં પ્રવેશ કરવો. ૧.

तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् ।
विसृज्य च प्रजाः सर्वाः मन्त्रयेत्सह मन्त्रिभिः ॥ मनुः ॥ २ ॥

સભામાં જઇ સર્વ પ્રજાનું મન રંજન કરી તેમનું વિ-
સર્જન કરવું. આ પ્રમાણે પ્રજાનું વિસર્જન કરી મન્ત્રીઓની
સાથે સર્વ કાર્યોનો વિચાર કરવો. ૨.

मन्त्रमूलं यतो राज्यं तस्मान्मंत्रं सुरक्षितम् ।
कुर्याद्यथाऽस्य न विदुः कर्मणामाफलोदयात् ॥ मनुः ॥ ३ ॥

રાજ્યનો આધાર ગુપ્ત મંત્ર ઉપર હોવાથી મંત્ર સારી
રીતે ગુપ્ત રાખવો, અને સર્વ કાર્યો એવી રીતે કરવાં કે ફળનો
ઉદય થતા સુધી શું થાય છે તેની કોઇને ખબર પણ
પડે નહીં. ૩.

मध्यं दिनेऽर्द्धरात्रे वा विश्रान्तो विगतक्लमः ।
चिन्तयेद्धर्मकामार्थान्सार्द्धं तैरेक एव वा ॥ मनुः ॥ ४ ॥

મધ્યાહ્ને અથવા મધ્યરાત્રિએ વિશ્રામ લઈ થાક ઉતારી
મંત્રીઓની સાથે અથવા પોતે એકલાએ ધર્મ અર્થ અને કામનું
ચિન્તવન કરવું. ૪.

परस्पर विरुद्धानां तेषां च समुपार्जनम् ।
कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥ मनुः ॥ ५ ॥
दूतसंप्रेपणं चैव कार्यशेषं तथैव च ।
अन्तःपुरप्रचारं च प्रणिधीनां च चेष्टितम् ॥ मनुः ॥ ६ ॥
कृत्स्नं चाष्टविधं कर्म पञ्चवर्गं च तत्त्वतः ।
अनुरागापरागौच प्रचारं मण्डलस्य च ॥ मनुः ॥ ७ ॥
मध्यमस्य प्रचारं च विजिगीषोश्च चेष्टितम् ।
उदासीनप्रचारं च शत्रोश्चैव प्रयत्नतः ॥ मनुः ॥ ८ ॥

ધર્મ અર્થ અને કામ જો પરસ્પર વિરૂદ્ધ હોય તો તેમનો
વિરોધ દૂર કરી તેમને સિદ્ધ કરવાનું, કન્યાઓને સારૂ યોગ્ય વર
શોધી કહાડી તેમનો વિવાહ કરવાનું, કુમારોનું રક્ષણ કરવાનું,
દૂત મોકલવાનું, બાકી રહેલાં કાર્યો જોવાનું, અંતઃપુરની હીલચાલ

તપાસવાનું, પ્રતિનિધિઓનાં કર્મોનું, સંપૂર્ણ આઠ પ્રકારનાં કર્મોનું (૧ કર લેવો, ૨ દાન કરવું, ૩ દૂતો મારફત સમાચાર મંગાવવા, ૪ દુષ્ટોનો ત્યાગ કરવો, ૫ કોષની વૃદ્ધિના અભિપ્રાયો તપાસવા, ૬ વ્યવહાર ઉપર લક્ષ આપવું, ૭ યોગ્ય દંડ દેવો, તથા ૮ પ્રાયશ્ચિત્તોથી શુદ્ધિ કરાવવી ), પંચવર્ગનું ( કાપટિક, ઉદાસીન, વૈદેહ, ગૃહપતિ અને તાપસ એવા પાંચ જાતના બનાવટી વેશ લઇને આવેલા પુરૂષોથી સાવધ રહેવું તથા પોતે તેવા યોજવા ), સર્વના સ્નેહભાવનું તથા શત્રુભાવનું, માણ્ડલિક રાજાઓની હીલચાલનું, મધ્યમ સ્થિતિના રાજાઓની હીલચાલનું, જય મેળવવાની ઇચ્છા રાખતા હોય તેમનાં કર્મોનું, તથા જે તટસ્થ હોય તેમની પણ હીલચાલનું, તથા શત્રુઓની હીલચાલનું પ્રયત્ન પૂર્વક ચિંત્વન કરવું. ૫-૮.

सन्धि च विग्रहं चैव यानमासनमेव च ।
द्वैधीभावं संश्रयं च षड्गुणांश्चिन्तयेत्सदा ॥ मनुः ॥ ९ ॥

સન્ધિ વિગ્રહ યાન આસન દ્વૈધીભાવ અને સંશ્રય, એ છ ગુણોનું નિત્ય ચિન્ત્વન કરવું. ૯.

साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् ।
विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ मनुः ॥ १० ॥

સામ દામ અને ભેદ એ ત્રણ ઉપાયોથી અથવા તેમાંના એક એક ઉપાયથી શત્રુઓને જીતવાનો પ્રયત્ન કરવો. શત્રુઓને યુદ્ધથી જીતવાનો કદી પણ પ્રયત્ન કરવો નહીં. ૧૦.

त्रयाणामप्युपायानां पूर्वोक्तानामसंभवे ।
तथा युद्धेन संपन्नो विजयेत रिपून्यथा ॥ मनुः ॥ ११ ॥

સામ દામ અને ભેદથી કાર્ય સિદ્ધ થાય નહીં તો એવી રીતે સજ્જ થઇ યુદ્ધ કરવું, કે જેથી શત્રુઓ ઉપર વિજય મેળવી શકાય. ૧૧.

**सर्वेषा तु विदित्वैषां समासेन चिकीर्षितम् ।**
**स्थापतयेत्तत्र तद्वंश्यं कुर्याच्च समयाक्रियाम्   ॥ मनुः ॥ १२ ॥**

સર્વનો અભિપ્રાય જાણી લઇને જીતેલા રાજાના વંશમાં જે યોગ્ય હોય તેને રાજ્ય ગાદીએ સ્થાપી તેની જોડે કોલ-કરાર કરવા. ૧૨.

**यस्मिन्देशे य आचारो व्यवहारः कुलस्थितिः**
**तथैव परिपाल्योऽसौ यदा वशमुपागतः   ॥ मनुः ॥ १३ ॥**

જીતેલા દેશમાં જે આચાર (custom) વ્યવહાર ( Law ) અને કુલસ્થિતિ ( Rank ) હોય, તે કાયમ રાખી તે દેશનું પાલન કરવું. ૧૩.

**धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिमेव च ।**
**अनुरक्तं स्थिरारंभं लघुमित्रं प्रशस्यते   ॥ मनुः ॥ १४ ॥**

ધર્મજ્ઞ, કૃતજ્ઞ, સંતોષી, પોતાની ઉપર સ્નેહભાવ રાખ-નારો, દૃઢ નિશ્ચયવાળો, અને પોતાનાથી નાનો, એવો મિત્ર ઉત્તમ ગણાય છે. ૧૪.

**प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च ।**
**कृतघ्नं धृतिमन्तं च कष्टमाहुररिं बुधाः   ॥ मनुः ॥ १५ ॥**

બુદ્ધિશાળી કુલીન શૂરવીર ડાહ્યો દાતા કૃતઘ્ન અને ધૈર્ય-વાળો શત્રુ બહુ કપરો સમજવો, એવો વિદ્વાનોનો મત છે.

**आपदर्थं धनं रक्षेद्दारान्रक्षेद्धनैरपि ।**
**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि   ॥ मनुः ॥ १६ ॥**

રાજાએ આપત્તિને સારૂ દ્રવ્યનો સંગ્રહ કરવો, અને ધન કરતાં પણ સ્ત્રીઓનું અધિક રક્ષણ કરવું. તેણે પોતાની દે-હને સ્ત્રીઓ અને ધન કરતાં પણ અધિક સુરક્ષિત રાખવી. ( કારણ કે સર્વ કરતાં રાજાનું શરીર અતિ ઉપયોગી છે. ) ૧૬.

एवं सर्वमिदं राजा सह संमन्त्र्य मन्त्रिभिः ।
व्यायम्याप्लुत्य मध्याह्ने भोक्तुमन्तःपुरं विशेत् ॥ मनुः ॥ १७ ॥

આવી રીતે મન્ત્રીઓની સાથે મંત્ર કરી રાજાએ વ્યાયામ કરી સ્નાન કરવું, અને મધ્યાહ્ને ભોજન કરવા સારૂ અંતઃપુરમાં પ્રવેશ કરવો. ૧૭.

तत्रात्मभूतैः कालज्ञैरहार्यैः परिचारकैः ।
सुपरीक्षितमन्नाद्यमद्यान्मन्त्रैर्विषापहैः ॥ मनुः ॥ १८ ॥

અંતઃપુરમાં પોતાના તનના જ્યોતિઃશાસ્ત્ર જાણનારા અને નિમકહલાલ નોકરોએ સારી રીતે પરીક્ષા કરેલું અન્ન વિષનાશક વેદમન્ત્રો ભણી જમવું. ૧૮.

विषघ्नैरगदैश्चास्य सर्वद्रव्याणि योजयेत् ।
विषघ्नानि च रत्नानि नियतो धारयेत्सदा ॥ मनुः ॥ १९ ॥

વિષનાશક ઔષધો રાજાને ઉપયોગમાં આવતા સર્વ પદાર્થોમાં નાંખવાં, અને રાજાએ વિષનાશક રત્નો નિત્ય ધારણ કરવાં.

परीक्षिताः स्त्रियश्चैनं व्यजनोदकधूपनैः ।
वेषाभरणसंशुद्धाः स्पृशेयुः सुसमाहिताः ॥ मनुः ॥ २० ॥

શુદ્ધ વસ્ત્રાભૂષણથી અલંકૃત પરિક્ષિત સ્ત્રીઓએ સ્વસ્થ ચિત્તે પંખો ધૂપ પાણી આદિથી રાજાની સેવા કરવી. ૨૦.

एवं प्रयत्नं कुर्वीत यानशय्यासनाशने ।
स्नाने प्रसाधने चैव सर्वालंकारकेषु च ॥ मनुः ॥ २१ ॥

આ પ્રમાણે વાહન શય્યા આસન ભોજન સ્નાન શણગાર તથા સર્વ અલંકાર ધારણ કરવામાં વ્યવસ્થા કરવી. ૨૧.

भुक्तवान्विहरेच्चैव स्त्रीभिरन्तःपुरे सह ।
विहृत्य तु यथाकालं पुनः कार्याणि चिन्तयेत् ॥ मनुः २२ ॥

ભોજન કરીને અંતઃપુરમાં સ્ત્રીઓ સાથે વિહાર કરવો, અને યથાકાળ વિહાર કરી પુનઃ કાર્યોનું ચિન્તવન કરવું. ૨૨.

अलंकृतश्च संपश्येदायुधीयं पुनर्जनम् ।
वाहनानि च सर्वाणि शस्त्राण्याभरणानि च ॥ मनुः ॥ २३ ॥

અલંકાર ધારણ કરી લશ્કરની કવાયત જોવી, તથા વાહનો સર્વ પ્રકારનાં શસ્ત્રો અને આભરણો તપાસવાં. ૨૩.

संध्यां चोपास्य शृणुयादन्तर्वेश्मनि शस्त्रभृत् ।
रहस्याख्यायिनां चैव प्रणिधीनां च चेष्टितम् ॥ मनुः ॥ २४ ॥

સાયંસંધ્યા કરી મંદિરના ગુપ્ત ભાગમાં શસ્ત્ર ધારણ કરી ગુપ્ત સમાચાર કહેનારા દૂતોની તથા પ્રતિનિધિઓની વાતો સાંભળવી. ૨૪

गत्वा कक्षांतरं त्वन्यत्समनुज्ञाप्य तं जनम् ।
प्रविशेद्भोजनार्थं च स्त्रीवृतोऽन्तःपुरं पुनः ॥ मनुः ॥ २५ ॥

પછી બીજા ઓરડામાં જઈ દૂતોને રજા આપી ભોજન કરવા સારૂ સ્ત્રીઓ સાથે પુનઃ અંતઃપુરમાં પ્રવેશ કરવો. ૨૫

तत्र भुक्त्वा पुनः किंचित्तूर्यघोषैः प्रहर्षितः ।
संविशेत्तु यथाकालमुत्तिष्ठेच्च गतक्लमः ॥ मनुः ॥ २६ ॥

ત્યાં અલ્પ ભોજન કરી તુરીઓના સૂર સાંભળી હર્ષ પામી સૂવું. આ પ્રમાણે આરામ લઇ નિયમસર બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવું. ૨૬

संविशेत्तूर्यघोषेण प्रतिबुध्येत्तथैव च ।
शास्त्राणि चिंतयेद्बुध्वा सर्वकर्तव्यतास्तथा ॥ याज्ञ० ॥ २७ ॥

તુરીઓના સૂરથી સૂવું તથા ઉઠવું, અને પ્રાતઃકાળે ઉઠીને શાસ્ત્રોનું ચિન્તવન કરી પોતાનાં સર્વ કર્તવ્યોનો વિચાર કરવો. ૨૭

दैवे पुरुषकारे च कर्मसिद्धिर्व्यवस्थिता ।
तत्र दैवमभिव्यक्तं पौरुषं पौर्वदेहिकम् ॥ याज्ञ० ॥ २८ ॥

દૈવ અને પુરૂષાર્થ એ બે ઉપર સર્વ કર્મોની સિદ્ધિનો આધાર છે. તેમાં દૈવ પૂર્વજન્મમાં કરેલા પુરૂષાર્થનું અભિવ્યક્ત થયેલું ફળ છે. ૨૮

**यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।**
**एवं पुरुषकारेण विना दैवं न सिद्ध्यति ॥ याज्ञ० ॥ २९ ॥**

જેમ એક ચક્રથી રથ ચાલી શકતો નથી, તેમ પુરૂષાર્થ વિના દૈવ સિદ્ધ થતું નથી.

( **तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च ॥ बृहदा० ॥**

મનુષ્ય મરી જાય છે ત્યારે તેણે સંપાદન કરેલી વિદ્યા, તેનાં સત્કર્મ, અને તેની બુદ્ધિ, એ ત્રણ તેની સાથે જાય છે. નવા જન્મમાં મનુષ્યને પોતાના પુરૂષાર્થથી આ ત્રણને વધારવાનાં છે. જો મનુષ્ય પુરૂષાર્થ કરે છે તો આ ત્રણ અભિવ્યક્ત થાય છે, અને પુરૂષાર્થ નથી કરતો તો આ ત્રણ ક્ષીણ થઇ જાય છે. તેથી યાજ્ઞવલ્કયે કહ્યું છે કે પુરૂષાર્થ વિના દૈવ સિદ્ધ થતું નથી. ) ૨૯

**ज्ञात्वापराधं देशं च कालं बलमथापि वा ।**
**वयः कर्म च वित्तं च दण्डं दण्ड्येषु पातयेत् ॥ याज्ञ० ॥ ३० ॥**

અપરાધ દેશ કાળ બલ વય કર્મ અને વિત્ત, એ સર્વનો વિચાર કરી રાજાએ ગુન્હેગારને દંડ દેવો. ૩૦

**व्यवहारान्दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः ।**
**मन्त्रज्ञैर्मन्त्रिभिश्चैव विनीतः प्रविशेत्सभाम् ॥ मनुः ॥ ३१ ॥**

ન્યાય આપવાને સારૂ રાજાએ બ્રાહ્મણો અને મન્ત્રજ્ઞ મન્ત્રીઓ સાથે સભામાં પ્રવેશ કરવો. ૩૧

**तत्रासीनः स्थितो वापि पाणिमुद्यम्य दक्षिणम् ।**
**विनीतवेषाभरणः पश्येत्कार्याणि कार्यिणाम् ॥ मनुः ॥ ३२ ॥**

ત્યાં બેસીને અથવા ઉભા રહીને જમણો હાથ ઉંચો કરી (મનમાં ઈશ્વરનું સ્તવન કરી ) ફરિયાદીઓની ફરિયાદ સાંભળવી તે વખતે સાધારણ વસ્ત્ર તથા આભૂષણ ધારણ કરવાં. ૩૨.

प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ।
अष्टादशसु मार्गेषु निबद्धानि पृथक् पृथक् ॥ मनुः ॥ ३३ ॥

અરાઢ પ્રકારના જૂદા જૂદા વ્યવહારોને દેશાચાલ (Custom) તથા શાસ્ત્રના નિયમો (Law) પ્રમાણે તપાસી જોઇ ન્યાય આપવો. ૩૩

तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः ।
संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥ मनुः ॥ ३४ ॥
वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः ।
क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ मनुः ॥ ३५ ॥
सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके ।
स्तेयं च साहसं चैव स्त्रीसंग्रहणमेव च ॥ मनुः ॥ ३६ ॥
स्त्रीपुंधर्मो विभागश्च द्यूतमाह्वय एव च ।
पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ मनुः ॥ ३७ ॥

દેવું નહીં આપવું, અનામત મૂકેલી થાપણ પાછી ના આપવી, પારકો માલ વેચવો, ભાગ રાખીને વ્યાપાર કરવો, આપેલું પાછું લેવું, પગાર નહીં આપવો, પ્રતિજ્ઞાનો લોપ કરવો, ખરીદવા વેચવામાં તકરાર પડવી, સ્વામી અને નોકરનો વિવાદ થવો, સીમાની તકરાર પડવી, દણ્ડ દેવામાં તથા બોલવામાં ક-ઠોરતા વાપરવી, ચોરી સાહસ તથા પરસ્ત્રીનું હરણ કરવું, સ્ત્રી પુરૂષના ધર્મનો વિભાગ કરવો, જુગાર રમવો, તથા જાનવરોની અને મનુષ્યોની લડાઇથી હારજીતનો નિકાલ કરવો, એ અરાઢ તકરારનાં સ્થાન છે. ૩૪–૩૭.

एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम् ।
धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥ मनुः ॥ ३८ ॥

મોટે ભાગે આ ૧૮ જાતની પ્રવૃત્તિઓમાં વિવાદ કરતા મનુષ્યોને સનાતન ધર્મનો આશ્રય લઈ ન્યાય આપવો. ૩૮.

यदा स्वयं न कुर्यात्तु नृपतिः कार्यदर्शनम् ।
तदा नियुंज्याद्विद्वांसं ब्राह्मणं कार्यदर्शने ॥ मनुः ॥ ३९ ॥

જ્યારે રાજા પોતે ન્યાય સભામાં હાજર ના રહી શકે, ત્યારે તેણે વિદ્વાન્ બ્રાહ્મણને સર્વ કાર્યો જોવા સારૂ નીમવો. ૩૯.

सोऽस्य कार्याणि संपश्येत्सभ्यैरेव त्रिभिर्वृतः ।
सभामेव प्रविश्याग्र्यामासीनः स्थित एव वा ॥ मनुः ॥ ४० ॥

તે વિદ્વાન્ બ્રાહ્મણે ત્રણ સભાસદો સાથે સભામાં પ્રવેશ કરી, ન્યાયાસન ઉપર બેસીને અથવા ઉભા રહીને સર્વ કાર્યો તપાસવાં. ૪૦

यस्मिन्देशे निषीदन्ति विप्रा वेदविदस्त्रयः ।
राज्ञश्चाधिकृतो विद्वान् ब्रह्मणस्तां सभां विदुः ॥ मनुः ॥ ४१ ॥

જે સભામાં ત્રણ વેદજ્ઞ વિપ્રો અને રાજાએ નીમેલો ન્યાયાધિકારી વિદ્વાન્ બ્રાહ્મણ બેસે છે, તેને બ્રહ્મસભા કહે છે. ૪૧

अर्थानर्थावुभौ बुद्ध्वा धर्माधर्मौ च केवलौ ।
वर्णक्रमेण सर्वाणि पश्येत्कार्याणिं कार्यिणाम् ॥ मनुः ॥ ४२ ॥

અર્થ અનર્થ તથા ધર્મ અધર્મ જાણીને વર્ણને અનુક્રમે સર્વ મનુષ્યોની ફરિયાદો સાંભળી ન્યાય આપવો. ૪૨

यदधीते यद्यजते यद्ददाति यदर्चति ।
तस्य षड्भागभाग्राजा सम्यग्भवति रक्षणाम् ॥ मनुः ॥ ४३ ॥

પ્રજાનું સારી રીતે રક્ષણ કરનાર રાજા, અધ્યયન યજન દાન તથા ઇશ્વર પૂજન આદિ જે જે ધર્મ કાર્યો મનુષ્યો કરે છે, તેના પુણ્યના છઠ્ઠા ભાગનો ભાગીદાર થાય છે. ૪૩

अरक्षितारं राजानं बलिषड्भागहारिणम् ।
तमाहुः सर्व लोकस्य समग्रमलहारकम् ॥ मनुः ॥ ४४ ॥

જે રાજા પ્રજાનું રક્ષણ કર્યા વિના કર અને પુણ્યનો છઠ્ઠો ભાગ ગ્રહણ કરે છે, તે રાજા સર્વ પ્રજાનું પાપ ગ્રહણ કરે છે.૪૪

निग्रहेण हि पापानां साधुनां संग्रहेण च ।
द्विजातय इवेज्याभिः पूयन्ते सततं नृपाः ॥ मनुः ॥ ४५ ॥

જેવી રીતે દ્વિજો યજ્ઞથી પાવન થાય છે, તેવી રીતે રાજાઓ નિત્ય પાપીઓનો નિગ્રહ કરવાથી અને સત્પુરૂષોનો સંગ્રહ કરવાથી પાવન થાય છે. ૪૫

---

## પ્રકરણ ૩ જું.

### વૈશ્યધર્મ તથા શૂદ્રધર્મ.

---

वैश्यस्तु कृतसंस्कारः कृत्वा दारपरिग्रहम् ।
वार्त्तायां नित्ययुक्तः स्यात्पशूनां चैव पालने ॥ मनुः ॥ १ ॥

સર્વ સંસ્કારોથી યથાવિધિ સંસ્કૃત થયેલા વૈશ્યે વિવાહ કરીને વ્યાપારમાં તથા પશુપાલનમાં તત્પર રહેવું. ૧

मणिमुक्ताप्रवालानां लोहानां तान्तवस्य च ।
गन्धानां च रसानां च विद्यादर्घबलाबलम् ॥ मनुः ॥ २ ॥

મણિ મોતી પ્રવાલ લોઢું ચાંદી સોનું સુતરનાં તથા રેશમનાં વસ્ત્ર કર્પૂર ચંદન આદિ સુગંધિ યુક્ત પદાર્થ તથા ખનિજ પદાર્થોના ભાવની વધઘટ તેણે જાણવી. ૨

बीजानामुप्तिविच्च स्यात्क्षेत्रदोषगुणस्य च ।
मानयोगं च जानीयात्तुलायोगं च सर्वशः ॥ मनुः ॥ ३ ॥

બીજ વાવવાની રીત, ખેતરના ગુણ દોષ, તથા સર્વ પ્રકારનાં માપ અને તોલ, તેણે જાણવાં. ૩

सारासारं च भाण्डानां देशानां च गुणागुणान् ।
लाभालाभं च पण्यानां पशूनां परिवर्धनम् ॥ मनुः ॥ ४ ॥

વેપારની ચીજો સારી છે કે નબળી તેની પરીક્ષા, દેશોના ગુણ તથા દોષનું જ્ઞાન, વેપારમાં લાભ તથા નુકસાન, અને પશુઓનું પાલન, એ સર્વ તેણે જાણવું જોઇએ. ૪

भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम् ।
द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च ॥ मनुः ॥ ५ ॥

નોકરોના પગાર, મનુષ્યોની વિવિધ ભાષાઓ, દ્રવ્યની ઉત્પત્તિનું સ્થાન, દ્રવ્યપ્રાપ્તિના ઉપાય, તથા ખરીદી અને વેચાણની રીત, એ સર્વ તેણે જાણવું જોઇએ. ૫

धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ।
दद्याच्च सर्वभूतानामन्नमेव प्रयत्नतः ॥ मनुः ॥ ६ ॥

ધર્માનુસાર નાણાનું વ્યાજ ઉત્પન્ન કરવા તેણે ઉત્તમ પ્રયત્ન કરવો, અને સર્વ પ્રાણીમાત્રને પ્રયત્નપૂર્વક અન્ન આપવું.

वशिष्ठविहितां वृद्धिं सृजेद्वित्तविवर्धिनीम् ।
अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ॥ मनुः ॥ ७ ॥

વ્યાજ ખાનાર માણસે વશિષ્ઠે જણાવેલા દર પ્રમાણે વધારેમાં વધારે પ્રતિમાસ સૈંકડે સવા ટકો વ્યાજ લેવું. ૭

नातिसांवत्सरीं वृद्धिं नचादृष्टां पुनर्हरेत् ।
चक्रवृद्धिः कालवृद्धिः कारिता कायिका च या ॥ मनुः ॥ ८ ॥

એક વર્ષથી વધારે વખત વ્યાજ ચઢવા દેવું નહીં, તેમજ અઘટિત વ્યાજ લેવું નહીં. ચક્રવૃદ્ધિ વ્યાજ લેવું નહીં, અને ઠરાવેલા વ્યાજ કરતાં વ્યાજ વધારવું નહીં. વ્યાજ માટે નવું દેવું કરાવવું નહીં. તેમજ વ્યાજના બદલામાં અંગમહેનત કરાવવી નહીં. ૮

समुद्रयानकुशलाः देशकालार्थदर्शिनः ।
स्थापयन्ति तु यां वृद्धिं सा तत्राधिगमं प्रति ॥ मनुः ॥ ९ ॥

સમુદ્રની મુસાફરી કરવામાં જેઓ કુશળ હોય અને દેશ કાળ તથા અર્થ સમજતા હોય, તેઓ જે વ્યાજનો દર નક્કી કરે તે દર તે તે દેશોમાં પ્રમાણ ગણવો. ૯

विप्राणां वेदविदुषां गृहस्थानां यशस्विनाम् ।
शुश्रूषैव तु शूद्रस्य धर्मो नैःश्रेयसः परः ॥ मनुः ॥ १०.॥

વેદજ્ઞ ગૃહસ્થ અને યશસ્વી વિપ્રોની સેવા કરવી, એજ શૂદ્રનો પરમ કલ્યાણકારક ધર્મ છે. ૧૦

शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ।
ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥ मनुः ॥११॥

શુદ્ધ રહેનાર દ્વિજોની સેવા કરનાર વિનયથી બોલનાર અહંકાર વિનાનો અને બ્રાહ્મણાદિનો નિત્ય આશ્રય કરનાર શૂદ્ર ઉચ્ચ જાતિ પ્રાપ્ત કરછે. ૧૧.

शुद्रस्य द्विजशुश्रूषा तया जीवन्वणिग्भवेत् ।
शिल्पैर्वा विविधैर्जीवेत् द्विजातिहितमाचरन् ॥ मनुः ॥१२॥

દ્વિજની સેવા કરવી એ શૂદ્રનો ધર્મ છે, અને તે પ્રમાણે વર્તવાથી શૂદ્ર વૈશ્ય થાય છે. તેમ ના બને તો શૂદ્રે દ્વિજોનું હિત કરવાને સારૂ વિવિધ શિલ્પકળાઓથી પોતાનો નિર્વાહ કરવો ૧૨.

વૈશ્યના દ્વિજ તરીકેના સામાન્ય ધર્મ સદાચારના પ્રકરણમાં જોવા. વૈશ્ય પોતાના ધર્મ યથાર્થ પાળી શકે તે સારૂ તેણે વિવિધ દેશની ભાષાઓનો તથા અર્થશાસ્ત્રના ગ્રંથોનો અભ્યાસ કરવો. તેણે સર્વ વસ્તુઓના ભાવ જાણવા સારૂ ન્યુસપેપરો વાંચવાં તથા દુર દેશોમાં આડતો રાખી પત્રવ્યવહાર ચલાવવો. ખેતીવાડીમાં થતા સુધારા તથા પશુઓની જાતોમાં કરવામાં આવતા સુધારાઓ તરફ તેણે પુરતું લક્ષ આપવું, અને તેણે દરેક રીતે દેશનું દ્રવ્ય વધારવું.

---

## ॥ पंचम रश्मिः ॥

---

### પ્રકરણ ૧ લું.

---

### વાનપ્રસ્થધર્મ.

---

त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमः, तप एव द्वितीयः, ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयः, अत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादन्, सर्वे एते पुण्यलोका भवन्तिं ॥ छान्दो० ॥ १ ॥

ધર્મના ત્રણ સ્કન્ધ છે. યજ્ઞ અધ્યયન અને દાનમાં પ્રવૃત્ત રહેનાર ગૃહસ્થ પ્રથમ સ્કન્ધ છે. તપપરાયણ વાનપ્રસ્થાશ્રમી દ્વિતીય સ્કન્ધ છે. અને ગુરૂકુળમાં રહી પોતાનું જીવન ગાળનાર નૈષ્ઠિક બ્રહ્મચારી તૃતીય સ્કન્ધ છે. આ સર્વે ઉત્તમ લોક પ્રાપ્ત કરે છે. ૧.

सुतविन्यस्तपत्नीकस्तया वानुगतो वनम्
वानप्रस्थो ब्रह्मचारी साग्निः सोपासनो व्रजेत् ॥ याज्ञ० ॥ २ ॥

પુત્રને પોતાની પત્નિ સોંપી અથવા તેને સાથે લઈ, બ્રહ્મચર્યવ્રત ધારણ કરી, અગ્નિ અને તેની ઉપાસના કરવાનો સામાન સાથે લઇ, વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી વનમાં રહેવું. ૨.

दांतस्त्रिषवणस्नायी निवृत्तश्च प्रतिग्रहात् ।
स्वाध्यायवान्दानशीलः सर्वसत्वहिते रतः ॥ याज्ञ० ॥ ३ ॥

તેણે ઇન્દ્રિયદમન કરવું, ત્રિકાળ સ્નાન કરવું, દાન લેવું નહીં, વેદાધ્યયનમાં પ્રવૃત્ત રહેવું, દાન કરવું, અને સર્વના કલ્યાણમાં તત્પર રહેવું. ૩.

चांद्रायणैर्नयेत्कालं कृच्छ्रैर्वा वर्तयेत्सदा ।
पक्षे गते वाप्यश्नीयान्मासे वाऽहनि वा गते ॥ याज्ञ० ॥ ४ ॥

તેણે ચાંદ્રાયણ કૃચ્છ્ર આદિ વ્રત કરી કાળ નિર્ગમન કરવો, અને એક માસ પંદર દિવસ અથવા એક એક દિવસને અંતરે ભોજન કરવું. ૪

**स्वप्याद्भूमौ शुची रात्रौ दिवा संप्रपदैर्नयेत् ।**

**स्थानासनविहारैर्वा योगाभ्यासेन वा तथा ॥ याज्ञ० ॥ ५ ॥**

શુદ્ધથઇ રાત્રે ભૂમી ઉપર સુઈ રહેવું અને દિવસે સર્વ સ્થળે ફરવું, તથા ઉભા રહીને બેસીને અથવા યોગાભ્યાસ કરીને દિવસો નિર્ગમન કરવા. ૫.

**अग्नीन्वाप्यात्मसात्कृत्वा वृक्षावासो मिताशनः ।**

**वान्प्रस्थो गृहेष्वेव यात्रार्थं भैक्ष्यमाचरेत् ॥ याज्ञ० ॥ ६ ॥**

અથવા અગ્નિને પોતાના આત્મામાં સમારોપિત કરી, વૃક્ષની નીચે નિવાસ કરી, મિતાહાર રાખી, શરીર ટકાવી રાખવા જેટલીજ ભિક્ષા ગૃહસ્થો પાસેથી માગી લાવવી. ૬.

**ग्रामादाहृत्य वा ग्रासानष्टौ भुंजीत वाग्यतः ।**

**वायुभक्षः प्रागुदीचीं गच्छेद्वा वर्ष्मसंक्षयात् ॥ याज्ञ० ॥ ७ ॥**

અથવા ગામમાંથી આઠ ગ્રાસ માગી લાવી, વાણીને નિયમમાં રાખીને જમવું. અથવા ( જો અધમ અધિકારી હોય તો) વાયુનું ભક્ષણ કરી શરીરનો ક્ષય થતા સુધી ઈશાન કોણમાં તેણે પ્રવાસ કરવો. તેમ કરવાથી કોઈ મહાત્મા મળી જાય તો તેને તારે. ૭.

**गृहस्थस्तु यदापश्येद्वलीपालितमात्मनः ।**

**अपत्यस्यैव चापत्यं तदाऽरण्यं समाश्रयेत् ॥ मनुः ॥ ८ ॥**

ગૃહસ્થ જ્યારે પોતાને શરીરે પળિઆં તથા કરચોળી પડી ગયેલી જુએ, અને છોકરાંનાં છોકરાંને જુએ, ત્યારે તેણે વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો. ૮

**वसीत चर्मचीरं वा सायं स्नायात्प्रगे तथा ।**

**जटाश्च बिभृयान्नित्यं श्मश्रुलोमनखानि च ॥ मनुः ॥ ९ ॥**

તેણે મૃગચર્મ અથવા વસ્ત્ર ધારણ કરવાં અને સવાર સાંજ સ્નાન કરવું. તેણે નિત્ય જટા દાઢી મૂછો રૂવાંટી અને નખ વધવા દેવાં. ૯.

अग्निपक्वाशनो वा स्यात्कालपक्वभुगेव वा ।
अश्मकुट्टो भवेद्वापि दन्तोलूखलिकोऽपि वा ॥ मनुः ॥ १० ॥

તેણે અગ્નિમાં પકવેલું જમવું અથવા એની મેળે પાકેલું ફળ ફળાદિ ખાવું. અથવા પથ્થરથી દાંતથી અથવા ખાંયણી પરાયથી ભૂકો કરીને કઠણ પદાર્થો ખાવા. ૧૦

नक्तं वाऽन्नं समश्नीयाद्दिवा वाहृत्य शक्तितः ।
चतुर्थकालिको वा स्यात्स्याद्वाप्यष्टमकालिकः ॥ मनुः ॥ ११ ॥

દિવસે અન્ન લાવીને રાત્રિએ યથાશક્તિ ભોજન કરવું, અથવા એક એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસે રાત્રે નિ-ત્ય જમવું. અથવા તેણે ત્રણ દિવસ ઉપવાસ કરીને ચોથે ચોથે દિવસે રાત્રે જમવું. ૧૧.

पुष्पमूलफलैर्वापि केवलैर्वर्तयेत्सदा ।
कालपक्वैः स्वयं शीर्णैर्वैखानसमते स्थितः ॥ मनुः ॥ १२ ॥

અથવા વૈખાનસવ્રત ધારણ કરી પોતાની મેળે પાકીને જમીન ઉપરં ખરી પડેલાં પુષ્પ મૂલ અને ફળનાજ માત્ર આ-હાર ઉપર સદા રહેવું. ૧૨.

एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन् ।
विविधाश्चोपनिषदीरात्मसंसिद्धये श्रुतिः ॥ मनुः ॥ १३ ॥

વાનપ્રસ્થાશ્રમી વિપ્રે ઉપર જણાવેલા માર્ગોમાંથી કોઇ પણ માર્ગનું ગ્રહણ કરી, વનમાં નિવાસ કરી, આત્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ વિવિધ ઉપનિષદોનું અધ્યયન કરવું; ૧૩.

ऋषिभिर्ब्राह्मणैश्चैव गृहस्थैरेव सेविताः ।
विद्यातपोविवृद्ध्यर्थं शरीरस्य च शुद्धये ॥ मनुः ॥ १४ ॥

જે ઉપનિષદોનું ઋષિઓ બ્રાહ્મણો અને ગૃહસ્થો વિદ્યા અને તપની વૃદ્ધિને સારૂ અધ્યયન કરે છે. ૧૪.

आसां महर्षिचर्याणां त्यक्त्वाऽन्यतमया तनुम् ।
वीतशोकभयो विप्रो ब्रह्मलोके महीयते ॥ मनुः ॥ १५ ॥

ઉપર જણાવેલી મહર્ષિચર્યામાંથી ગમે તે એકને ધારણ કરી દેહ ત્યાગ કરનાર મનુષ્ય શોક અને ભયથી મુક્ત થઇ બ્રહ્મલોકમાં શ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કરે છે. ૧૫.

---

## પ્રકરણ ૨ જું.

---

### પ્રવ્રાજકધર્મ તથા યોગમાર્ગ.

---

तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन । एतमेव विदित्वा मुनिर्भवति । एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । एतद्ध स्म वै तत्पूर्वे विद्वांसः प्रजां न कामयते किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोक इति । ते ह स्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थाय भिक्षाचर्यं चरन्ति ॥ बृहदा० ॥ १ ॥

તે પરબ્રહ્મને બ્રાહ્મણો વેદાધ્યયનથી તથા યજ્ઞ દાન તપ અને મિતાહારથી જાણવાની ઇચ્છા રાખે છે. તેને જાણીનેજ મુનિ થાય છે. તેજ બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છાથી સન્યાસીઓ સન્યાસ ગ્રહણ કરે છે. પ્રથમથીજ જેને આવું જ્ઞાન થાય છે, તેઓ પ્રજાની કામના કરતા નથી ( અર્થાત્ ગૃહસ્થાશ્રમ સ્વીકારતા નથી પણ બ્રહ્મચર્યમાંથીજ સન્યસ્ત આશ્રમ ધારણ કરે છે ), કારણ કે તેઓ એમ સમજે છે કે જેણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આ લોકની ઉપર જય મેળવ્યો નથી, તેનું પુત્રાદિની પ્રા-

મિથી શું કલ્યાણ થવાનું છે. તેઓ પુત્ર પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તથા વિત્ત પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અને યજ્ઞાદિ કર્મો કરી લોક પ્રાપ્ત કરવાની ઇચ્છાથી નિવૃત્ત થાય છે, અને સંન્યસ્ત ધારણ કરે છે. ૧.

**यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्वः कामयते यांश्च कामान् । तं तं लोकं जायते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः ॥ मुण्डक० ॥ २ ॥**

વિશુદ્ધ અંતઃકરણવાળો આત્મજ્ઞ મનુષ્ય જે જે વસ્તુઓની ઇચ્છા કરે છે, તથા જે જે લોકનું મનમાં ચિન્તવન કરે છે, તે તે લોકની તથા તે તે વસ્તુઓની તેને પ્રાપ્તિ થાય છે. તેથી સમૃદ્ધિની ઇચ્છા રાખનાર મનુષ્યે સદા આત્મજ્ઞનું પૂજન કરવું, જેથી તે સંતુષ્ઠ થઇ આશિર્વાદ આપે તો આપણા મનોરથ પૂર્ણ થાય અને આપણું કલ્યાણ થાય. ૨.

**वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।**
**चतुर्थमायुषो भागं त्यक्त्वा संगान्परिव्रजेत् ॥ मनुः ॥ ३ ॥**

આયુષ્યનો ત્રીજો ભાગ આ પ્રમાણે વાનપ્રસ્થાશ્રમમાં ગાળી, ચતુર્થ ભાગમાં સર્વ સંગનો ત્યાગ કરી સંન્યસ્ત ધારણ કરવું. ૩.

**ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।**
**अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥ मनुः ॥ ४ ॥**

ઋષિઋણ દેવઋણ અને પિતૃઋણ એ ત્રણ ઋણ યથાવિધિ ચૂકવીને ગૃહસ્થે મોક્ષમાર્ગ તરફ મનને વાળવું. આ ત્રણ ઋણ ચૂકવ્યા વિના જે ગૃહસ્થ મોક્ષધર્મનું સેવન કરે છે, તેની અધોગતિ થાય છે. ( જેઓ ગૃહસ્થાશ્રમ ધારણ કરી આ ત્રણ ઋણ ચૂકવ્યા વિના સન્યસ્ત આશ્રમ સ્વીકારે છે, તેઓ અધમ ગતિને પ્રાપ્ત કરે છે. વેદાધ્યયન કરીને ઋષિઋણ, પુત્ર ઉત્પન્ન કરીને પિતૃઋણ, તથા અગ્નિહોત્રાદિ યજ્ઞ કરીને દેવ-

ઋણ, ચૂકવીનેજ ગૃહસ્થે સન્યાસી થવું. બૃહદ્દારણ્યક ઉપનિષદનાં વચન પ્રમાણે બ્રહ્મચારીઓ પણ ગૃહસ્થાશ્રમ ધારણ કર્યા વિના સન્યસ્તાશ્રમ ધારણ કરી શકે છે. તેમને આ ત્રણ ઋણ ચૂકવવાનાં હોતાં નથી. હાલ સેંકડે નવ્વાણુ ટકા જેટલા સન્યાસીઓ આ ત્રણ ઋણ ચૂકવ્યા વિના માત્ર ઘરના કલેશથી કે એવા કોઇ વ્યાવહારિક કારણથી સંન્યસ્ત ધારણ કરી ફરે છે. તેવાઓનો ગૃહસ્થોએ સત્કાર કરવો જોઇએ નહીં આવા પતિત સન્યાસીઓનું પોષણ કરવામાં પોતાનું દ્રવ્ય ખર્ચનાર ગૃહસ્થ પણ અધોગતિને પામે છે. જાબાલોપનિષદમાં કહ્યું છે કે.

॥ यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् ॥

જે દિવસે વૈરાગ્ય પ્રાપ્ત થાય તેજ દિવસે સન્યસ્ત ધારણ કરવું. પણ તે કોને માટે ? તેજ ઉપનિષદ્ કહે છે કે,

अथ पुनरव्रती वा व्रती वा स्नातको वाऽस्नातको वा उत्सन्नाग्निको वा ॥

જે વેદસ્નાતક હોય, અથવા વ્રતસ્નાતક હોય, અથવા વેદવ્રતસ્નાતક હોય, અથવા નૈષ્ઠિક બ્રહ્મચારી હોય, અથવા વાનપ્રસ્થી હોય, તેણે વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે સન્યાસ લેવો. પણ જેણે વેદનું મુખ પણ જોયું નથી, તેને તો કોઇ પણ કાળે સન્યાસ લેવાનો અધિકાર નથી. ગૃહસ્થો, જો વેદવિમુખ સન્યાસીઓનો સત્કાર કરતા તમે બંધ થશો, તોજ સન્યસ્તાશ્રમ ઠેકાણે આવી જશે.)

अधीत्य विधिवद्वेदान्पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ मनुः ॥ ५ ॥

વિધિપૂર્વક વેદનું અધ્યયન કરીને, ધર્મથી પુત્ર ઉત્પન્ન કરીને, તથા યથાશક્તિ યજ્ઞયાગાદિ કરીને, મોક્ષમાર્ગ તરફ મનને પ્રવૃત્ત કરવું. ૫.

अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्पतत्यधः ॥ मनुः ॥ ६ ॥

વેદાધ્યયન પુત્રોત્પાદન તથા યજ્ઞયાગાદિ કર્યા વિના જે દ્વિજ મોક્ષની ઇચ્છા રાખે છે તે અધોગતિને પામે છે. ( જ્યાં સુધી મનુષ્યના શરીરમાં શક્તિ હોય, ત્યાં સુધી તેણે પરોપકારનાં કાર્યો કરવા ગૃહસ્થાશ્રમમાં રહેવું; અને પછી આયુષ્યના ચતુર્થ ભાગમાં સન્યાસ લેવો એ સર્વસામાન્ય માર્ગ છે. ) પછી પ્રજાપતિ ઇષ્ટિ કરીને સન્યસ્ત ધારણ કરવું. ૬.

**अनग्निरनिकेतः स्याद्ग्राममन्नार्थमाश्रयेत् ।**
**उपेक्षकोऽशङ्कुसुको मुनिर्भावसमाहितः ॥ मनुः ॥ ७ ॥**

અગ્નિ તથા મંદિરનો ત્યાગ કરી સન્યાસીએ માત્ર ભિક્ષા લેવા સારૂજ ગામમાં પ્રવેશ કરવો. ચિંતા રહિત થઇ સ્થિર ચિત્ત રાખીને તેણે મુનિવ્રતનું પાલન કરવું. ૭.

**एक एव चरेन्नित्यं सिद्ध्यर्थमसहायवान् ।**
**सिद्धिरेकस्य संपश्यन् न जहाति न हीयते ॥ मनुः ॥ ८ ॥**

એકલા રહેનાર મનુષ્યની સિદ્ધિ નષ્ટ થતી નથી, તથા સિદ્ધિ તેવા મનુષ્યનો ત્યાગ કરતી નથી, એમ સમજીને સિદ્ધિ પ્રાપ્ત કરવા કોઈની સહાય વિના સન્યાસીએ એકલાજ ફરવું. ૮.

**कपालं वृक्षमूलानि कुचैलमसहायता ।**
**समता चैव सर्वस्मिन्नेतन्मुक्तस्य लक्षणम् ॥ मनुः ॥ ९ ॥**

ભિક્ષા માગવા સારૂ ખપ્પર, રહેવા સારૂ વૃક્ષનું મૂળ, પહેરવાને જૂનું વસ્ત્ર, અસહાયતા, તથા સર્વ ઉપર સમદષ્ટિ, આ સર્વ મુક્તનાં લક્ષણ છે. ૯.,

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।**
**कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥ मनुः ॥ १० ॥**

મરણમાં અથવા જીવનમાં આનન્દ માનવો નહીં. જેમ નોકર શેઠની આજ્ઞાની રાહ જુએ છે, તેમ તેણે કાળની રાહ જોવી.

**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।**

सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ मनुः ॥ ११ ॥

તેણે માર્ગમાં જોઇને પગલું મૂકવું, વસ્ત્રથી ગાળીને પાણી પીવું, સત્ય વચન બોલવું, અને શુદ્ધ અંતઃકરણથી સર્વ કર્મ કરવાં. ૧૧.

अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥ मनुः ॥ १२ ॥

તેણે અતિવાદની તિતિક્ષા કરવી, કોઈનું અપમાન કરવું નહીં, અને આ દેહનો આશ્રય કરીને કોઇની સાથે વૈર પણ કરવું નહીં.

क्रुद्धन्तं न प्रतिक्रुद्ध्येदाक्रुष्टः कुशलं वदेत् ।
सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ मनुः ॥ १३ ॥

ક્રોધ કરનારની સામે ક્રોધ કરવો નહીં. પોતાની નિન્દા કરનારની સાથે પણ શુભ વચનથી બોલવું. અને પાંચ ઇન્દ્રિય તથા મન અને બુદ્ધિનો આશ્રય કરી રહેતી વાણીથી અસત્ય બોલવું નહીં. ( હાલના સમયના કેટલા સન્યાસીઓ આ ધર્મોનું પાલન કરે છે ? ) ૧૩.

अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।
आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ मनुः ॥ १४ ॥

આત્મજ્ઞાનમાં પ્રેમ રાખી, કોઇની અપેક્ષા તથા વિષય-સુખની અભિલાષા રાખ્યા વિના, એકલાએ, પરમ સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી આ સંસારમાં ફરવું. ૧૪.

न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्राङ्गविद्यया ।
नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ॥ मनुः ॥ १५ ॥

ઉત્પાત શુભાશુભ શુકન અને જ્યોતિષ જોઇને, તથા ઉપદેશ અને વાદવિવાદ કરીને, ભિક્ષા મેળવવાનો લોભ કોઈ પણ કાળે રાખવો નહીં. ૧૫.

कृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।
विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ मनुः ॥ १६ ॥

કેશ નખ તથા દાઢી અને મૂછ કપાવી, જળપાત્ર દણ્ડ અને ભગવું વસ્ત્ર ધારણ કરી, ઇન્દ્રિયોનો સંયમ કરી, સર્વ પ્રાણીઓને પીડા કર્યા વિના નિત્ય ચારે દિશામાં ફરવું. ૧૬.

एककालं चरेद्भैक्ष्यं न प्रसज्जेत विस्तरे ।
भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति ॥ मनुः ॥ १७ ॥

સન્યાસીએ દિવસમાં એકજ વખત ભિક્ષા માગી લાવવી, અને ભિક્ષામાં વધારે આસક્તિ રાખવી નહીં; કારણ કે ભિક્ષામાં વધારે આસક્તિ રાખનાર સન્યાસી વિષયોમાં પણ આસક્ત થાય છે. ૧૭.

अलाभे न विषादीस्याल्लाभे चैव न हर्षयेत् ।
प्राणयात्रिकमात्रः स्यान्मात्रासंगाद्विनिर्गतः ॥ मनुः ॥ १८ ॥

ભિક્ષા ના મળે તો તેણે શોક કરવો નહીં, અને મળે તો હર્ષ પામવું નહીં. ઇંદ્રિયોના સંસર્ગથી મુક્ત થઇ, માત્ર પ્રાણ ધારણ કરવા પૂરતોજ ઇન્દ્રિયોનો સંસર્ગ રાખવો. ૧૮.

अभिपूजितलाभांस्तु जुगुप्सेतैव सर्वशः ।
अभिपूजितलाभैश्च यतिर्मुक्तोऽपि बध्यते ॥ मनुः ॥ १९ ॥

યતિએ પૂજનપૂર્વક થતા ભિક્ષા આદિના લાભની નિન્દા કરવી; કારણ કે આવા લાભથી મુક્ત થયેલો યતિ પણ બંધનમાં પડે છે. ( ચેલા અને ચેલીઓ કરી તેમની પાસે સેવા પૂજા કરાવવી, તથા તેમને ત્યાં મિષ્ટાન્નાદિનું ભોજન કરવું અને મોજ મજાહ મારવી, એ યતિનો ધર્મ નથી. ) ૧૯.

अल्पान्नाभ्यवहारेण रहः स्थानासनेन च ।
ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्तयेत् ॥ मनुः ॥ २० ॥

અલ્પ ભોજન કરી તથા એકાંત સ્થાનમાં નિવાસ કરી વિષયો તરફ આકર્ષાતી ઇન્દ્રિયોને રોકવી. ૨૦.

इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।

अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ मनुः ॥ २१ ॥

ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી, રાગદ્વેષનો ક્ષય કરવાથી, તથા સર્વ પ્રાણીઓની અહિંસાથી, મોક્ષ પ્રાપ્ત કરવાને તે યોગ્ય થાય છે. ૨૧.

अवेक्षेत गतीर्नृणां कर्मदोषसमुद्भवाः ।

निरये चैव पतनं यातनाश्च यमक्षये ॥ मनुः ॥ २२ ॥

विप्रयोगं प्रियैश्चैव संयोगं च तथाऽप्रियैः ।

जरया चाभिभवनं व्याधिभिश्चोपपीडनम् ॥ मनुः ॥ २३ ॥

देहादुत्क्रमणं चास्मात्पुनर्गर्भे च संभवम् ।

योनिकोटिसहस्रेषु सृतीश्चास्यान्तरात्मनः ॥ मनुः ॥ २४ ॥

કર્મદોષથી ઉત્પન્ન થતી મનુષ્યોની દુર્ગતિ, નરકમાં પતન, યમની યાતના, પ્રિયજનોનો વિયોગ, અપ્રિય જનોનો સંયોગ, વૃદ્ધાવસ્થાની પ્રાપ્તિ, વ્યાધિઓની પીડા, આ દેહનું મરણ, પુનઃ ગર્ભવાસ, કરોડો યોનિઓમાં જન્મ, વિગેરે અંતરાત્માને ભોગવવાં પડતાં દુઃખોનું ચિન્તવન કરવું. ૨૨-૨૪.

अधर्मप्रभवं चैव दुःखयोगं शरीरिणाम् ।

धर्मार्थप्रभवं चैव सुखसंयोगमक्षयम् ॥ मनुः ॥ २५ ॥

**અધર્મ** કરવાથી મનુષ્યોને દુઃખ પ્રાપ્ત થાય છે, અને **ધર્મ** તથા **અર્થનો** સંગ્રહ કરવાથી અક્ષય સુખ પ્રાપ્ત થાય છે.

सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः ।

देहेषु च समुत्पत्तिमुत्तमेष्वधमेषु च ॥ मनुः ॥ २६ ॥

યોગાનુષ્ઠાનથી પરમાત્માની સૂક્ષ્મતાનો સાક્ષાત્કાર કરવો, તથા ઉત્તમ અને અધમ દેહોમાં થતી ઉત્પત્તિનો વિચાર કરવો.

द्वासप्तति सहस्राणि हृदयादभिनिःसृताः ।

हिताहिता नाम नाड्यस्तासां मध्ये शशिप्रभम् ॥ याज्ञ० ॥२७॥

मंडलं तस्य मध्यस्थ आत्मा दीप इवाचलः ।
संज्ञेयस्तं विदित्वेह पुनराजायते न तु ॥ याज्ञ० ॥ २८ ॥

હૃદયમાંથી હિતા અને અહિતા નામની બોતેરહજાર નાડીઓ નીકળે છે. તેની મધ્યમાં ચંદ્રના જેવું તેજસ્વી મંડલ છે, અને તેની મધ્યમાં અચલ જ્યોતિના જેવો આત્મા પ્રકાશે છે. તેનો સાક્ષાત્કાર કરવાથી પુનર્જન્મ થતો નથી. ૨૮.

ज्ञेयं चारण्यकमहं यदादित्यादवाप्तवान् ।
योगशास्त्रं च मत्प्रोक्तं ज्ञेयं योगमभीप्सता ॥ याज्ञ० ॥२९॥

જે બૃહદારણ્યક મ્હેં સૂર્યની પાસેથી પ્રાપ્ત કર્યું છે, તેનું અધ્યયન કરવું; તથા યોગાનુષ્ઠાનની ઇચ્છા રાખનારે મારા રચેલા યોગશાસ્ત્રનું અધ્યયન કરવું. ૨૯.

अनन्यविषयं कृत्वा मनोबुद्धिस्मृतीन्द्रियम् ।
ध्येय आत्मा स्थितो योऽसौ हृदये दीपवत्प्रभुः ॥ याज्ञ० ॥३०॥

મન બુદ્ધિ સ્મૃતિ અને દશ ઇન્દ્રિયોને સર્વ વિષયોમાંથી નિવૃત્ત કરી, હૃદયમાં જ્યોતિ રૂપે પ્રકાશતા પરમાત્મામાં તેમને સ્થિર કરી, તેનું ધ્યાન ધરવું. ૩૦.

यथाविधानेन पठन्सामगायमविच्युतम् ।
सावधानस्तदभ्यासात्परं ब्रह्माधिगच्छति ॥ याज्ञ० ॥ ३१ ॥

નિત્ય યથાવિધિ સામગાન કરનાર, સામવેદના અભ્યાસથી સમાધિસ્થ થઇ, પરબ્રહ્મને પામે છે. ૩૧.

वीणावादनतत्वज्ञः श्रुतिजातिविशारदः ।
तालज्ञश्चाप्रयासेन मोक्षमार्गं नियच्छति ॥ याज्ञ० ॥ ३२ ॥

વીણા વગાડવાના નિયમો જાણનાર, સાત સૂરની શ્રુતિ તથા જાતિમાં પ્રવીણ, અને તાલ જાણનાર મનુષ્ય, વિના પ્રયાસે મોક્ષમાર્ગ સિદ્ધ કરી શકે છે. ૩૨.

**यस्य पुनर्वैदिक्यां गीतौ चित्तं नाभिरमते तेन लौकिकगीत्यनुस्यूतात्मोपासनं कार्यम् ॥ मिता० ॥**

જેનું ચિત્ત સામગાનથી પ્રસન્ન થતું ના હોય, તેણે લૌકિક ગીતમાં પરમાત્માની સ્તુતિ કરવી. સંગીતના જેવું સામાન્ય મનુષ્યોનાં ચિત્તને એકાગ્ર કરનાર બીજુ કાંઇ નથી. સંગીતનો ઉપયોગ સન્માર્ગે કરવાથી યોગસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે, એવો યાજ્ઞવલ્કય ૠષિનો મત છે. હાલ સંગીતનો સંગ સજ્જનોએ તજી દીધો છે, અને દુર્જનો તેનો દુરૂપયોગ કરે છે. રામમાં ચિત્તને એકાગ્ર કરવાને બદલે તેઓ રામાઓમાં લંપટ થઈ શરીર દ્રવ્ય તથા આબરૂની ખુવારી કરે છે, જેથી સંગીતની પ્રતિષ્ઠા નષ્ટ થઈ ગઇ છે. આવા યોગમાર્ગની પ્રાપ્તિ કરાવનાર સંગીતનો ઉદ્ધાર કરવો એ દરેક મનુષ્યની ફરજ છે. પણ સંગીતનો ઉદ્ધાર કરવા જતાં પોતેજ અવળે રસ્તે ચઢી ના જાય તે ધ્યાનમાં રાખવું. આ શ્લોકમાં ઇશ્વરની કેવળ ભક્તિથી સાધનસંપન્ન મનુષ્યને મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ દર્શાવવામાં આવ્યું છે.

**गीतज्ञो यदि योगेन नाप्नोति परमं पदम् ।**
**रुद्रस्यानुचरो भूत्वा तेनैव सह मोदते ॥ मनुः ॥ ३३ ॥**

જો સંગીતદ્વારા ઈશ્વરપ્રાર્થના કરનાર મનુષ્ય યોગથી પરમ પદ પામતો નથી, તો તે રૂદ્રનો સેવક થઇ રૂદ્રલોકમાં આનંદથી વસે છે. ૩૩.

**अनेन विधिना सर्वास्त्यक्त्वा संगान् शनैः शनैः ।**
**सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ मनुः ॥ ३४ ॥**

આ પ્રમાણે સર્વ સંગનો ધીમે ધીમે ત્યાગ કરી, સર્વ શીતોષ્ણ સુખ દુઃખ ભય અભય આદિ દ્વન્દ્વથી મુક્ત થઈ, પરબ્રહ્મમાં સ્થિત થાય છે. ૩૪.

**अधियज्ञं ब्रह्म जपेदाधिदैविकमेव च ।**
**आध्यात्मिकं च सततं वेदान्ताभिहितं च यत् ॥ मनुः ॥३५॥**

ઉપનિષદોમાં વર્ણવેલા અધિયજ્ઞ આધ્યાત્મિક અને આધિદૈવિક બ્રહ્મની સતત તેણે ઉપાસના કરવી. ૩૫.

**वेदानुवचनं यज्ञो ब्रह्मचर्यं तपो दमः ।**
**श्रद्धोपवासः स्वातंत्र्यमात्मनो ज्ञानहेतवः ॥ याज्ञ० ॥ ३६ ॥**

વેદાધ્યયન યજ્ઞ બ્રહ્મચર્ય તપ ઇન્દ્રિયદમન શ્રદ્ધા ઉપવાસ અને સ્વતંત્રતા, આ સર્વના અનુષ્ઠાનથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ૩૬.

**सर्वाश्रमैर्विजिज्ञास्यः समस्तैरेवमेव तु ।**
**द्रष्टव्यस्त्वथ मंतव्यः श्रोतव्यश्च द्विजातिभिः ॥ याज्ञ० ॥३७॥**

સર્વ આશ્રમીઓએ આ આત્માને જાણવો, તેને જોવો, તેનું મનન કરવું, તથા તેનું શ્રવણ કરવું. ૩૭.

**ऊरुस्थोत्तानचरणः सव्ये न्यस्योत्तरं करम् ।**
**उत्तानं किंचिदुन्नाम्य मुखं विष्टभ्य चोरसा ॥ याज्ञ० ॥ ३८ ॥**

પદ્માસન વાળી, ડાબો હાથ ચતો રાખી તેની ઉપર જમણો હાથ ચતો મૂકી, મુખ સીધું રાખી, હૃદયને સ્થિર રાખી,

**निर्मीलिताक्षः सत्वस्थो दंतैर्दंतानसंस्पृशन् ।**
**तालुस्थाचलजिह्वश्च संवृतास्यः सुनिश्चलः ॥ याज्ञ० ॥ ३९ ॥**

નેત્રો મીચી, સત્વ ગુણમાં સ્થિર રહી, ઉપરના દાંત નીચેનાને અડકે નહીં તેવી રીતે તેમને રાખી, જીભને હલાવ્યા વિના તાલુસ્થાનમાં રાખી, મુખ બંધ કરી, સ્થિર બેસી, ૩૯.

**सन्निरुध्येन्द्रियग्रामं नातिनीचोच्छ्रितासनः ।**
**द्विगुणं त्रिगुणं वापि प्राणायाममुपक्रमेत् ॥ याज्ञ० ॥ ४० ॥**

સર્વ ઇન્દ્રિયોનો નિગ્રહ કરી, જે બહુ નીચું ના હોય તથા જે બહુ ઉંચું ના હોય તેવા આસન ઉપર બેસી, બે અથવા ત્રણ પ્રાણાયામ કરવા. ૪૦.

ततो ध्येयः स्थितो योऽसौ हृदये दीपवत्प्रभुः ।
धारयेत्तत्र चात्मानं धारणां धीरयन्बुधः ॥ याज्ञ० ॥ ४१ ॥

પછી હૃદયમાં જ્યોતિ રૂપે પ્રકાશતા પરમાત્માનું ધ્યાન ધરવું, અને તેમાં ધૈર્યથી મનને સ્થિર રાખી ધારણા કરવી. ૪૧.

अंतर्धानं स्मृतिः कांतिर्दृष्टिः श्रोत्रज्ञता तथा ।
निजं शरीरमुत्सृज्य परकायाप्रवेशनम् ॥ याज्ञ० ॥ ४२ ॥
अर्थानां छंदतः सिद्धिर्योगसिद्धेर्हि लक्षणम् ।
सिद्धेयोगे त्यजन्देहममृतत्वाय कल्पते ॥ याज्ञ० ॥ ४३ ॥

અંતર્ધાન શક્તિ, ઇન્દ્રિયાતીત વસ્તુઓની સ્મૃતિ, કાંતિ, ઇન્દ્રિયાતીત વસ્તુઓનું દર્શન તથા શ્રવણ, પરકાયા પ્રવેશ, તથા મનવાંછિત વસ્તુઓની તત્કાળ પ્રાપ્તિ, આ સર્વ યોગસિદ્ધિનાં લક્ષણો છે. યોગ સિદ્ધ થયા પછી જે મનુષ્ય દેહનો ત્યાગ કરે છે, તે મોક્ષ પામે છે. ૪૨–૪૩.

अथवाप्यभ्यसन्वेदं न्यस्तकर्मा वने वसेत् ।
अयाचिताशी मितभुक् परां सिद्धिमवाप्नुयात् ॥ याज्ञ०॥ ४४ ॥

અથવા વેદનું અધ્યયન કરી, સન્યસ્ત ધારણ કરી, વનમાં નિવાસ કરી, અયાચક વૃત્તિથી જે મળે તેનો આહાર કરી મિતાહારી રહેવાથી, મનુષ્ય પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ૪૪.

न्यायागतधनस्तत्वज्ञाननिष्ठोऽतिथिप्रियः ।
श्राद्धकृत्सत्यवादी च गृहस्थोपि हि मुच्यते ॥ याज्ञ० ॥ ४५ ॥

ન્યાયથી ધન પ્રાપ્ત કરી તત્વજ્ઞાનમાં નિષ્ઠ રહી અતિથિનો સત્કાર કરનાર શ્રાદ્ધ કરનાર તથા સત્યવાદી ગૃહસ્થ પણ મોક્ષને પામે છે ૪૫.

एषधर्मोऽनुष्ठितो वो यतीनां नियतात्मनाम् ।
वेदसंन्यासिकानां तु कर्मयोगं निबोधत ॥ मनुः ॥ ४६ ॥

આ પ્રમાણે જીતેન્દ્રિય યતિઓના ધર્મનો ઉપદેશ કર્યો.

હવે જેઓ વેદસંન્યાસી છે, અર્થાત્ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા વિના જેઓ સંન્યસ્ત ધર્મ પાળે છે, તેમનો કર્મયોગ સાંભળો. ૪૬.

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।
एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥ मनुः ॥ ४७ ॥

બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ અને યતિ, આ ચાર જૂદા જૂદા આશ્રમીઓ ગૃહસ્થથી ઉત્પન્ન થાય છે. ૪૭.

सर्वेऽपि क्रमशस्त्वेते यथाशास्त्रं निषेविताः ।
यथोक्तकारिणं विप्रं नयन्ति परमां गतिम् ॥ मनुः ॥ ४८ ॥

જે વિપ્ર અનુક્રમે શાસ્ત્રવિધિપ્રમાણે આ ચારે આશ્રમોનું યથાર્થ સેવન કરે છે, તે પરમ ગતિ પ્રાપ્ત કરે છે. ૪૮.

सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान्बिभर्ति हि ॥ मनुः ॥ ४९ ॥

વેદ અને સ્મૃતિ અનુસાર આ સર્વ આશ્રમીઓમાં ગૃહસ્થ શ્રેષ્ઠ ગણાય છે, કારણ કે બીજા ત્રણ આશ્રમીઓનું તે પોષણ કરે છે. ૪૯.

यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ मनुः ॥ ५० ॥

જેવી રીતે નદી અને નદ સમુદ્રમાં જઇને સ્થિર થાય છે, તેવી રીતે સર્વ આશ્રમીઓ ગૃહસ્થમાં સ્થિર થાય છે. ૫૦.

चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ मनुः ॥ ५१ ॥

ચારે આશ્રમીઓએ નિત્ય દશ લક્ષણવાળા ધર્મનું પ્રયત્નથી સેવન કરવું. ૫૧.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्यासत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ मनुः ॥ ५२ ॥

ધૃતિ, ક્ષમા, ઇન્દ્રિયદમન, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિ-ગ્રહ, સદ્બુદ્ધિ, વિદ્યા, સત્ય, અને શાંતિ, આ દશ ધર્મનાં લક્ષણ છે. ૫૨.

दशलक्षणकं धर्ममनुतिष्ठन्समाहितः ।
वेदान्तं विधिवच्छ्रुत्वा संन्यसेदनृणोद्विजः ॥ मनुः ॥ ५३ ॥

સ્વસ્થ ચિત્તથી આ દશ લક્ષણવાળા ધર્મનું સેવન કરીને, તથા ત્રણ ઋણ ચૂકવી વિધિપૂર્વક વેદાન્તનું શ્રવણ કરીને, દ્વિજે સર્વ કર્મોનો સંન્યાસ કરવો. ૫૩.

संन्यस्य सर्वकर्माणि कर्मदोषानपानुदन् ।
नियतो वेदमभ्यस्य पुत्रैश्वर्ये सुखं वसेत् ॥ मनुः ॥ ५४ ॥

સર્વ કર્મોનો સંન્યાસ કરી, વ્યાવહારિક કર્મોથી થતાં પાપોનું નિવારણ કરવા **જીતેન્દ્રિય રહી વેદનો અભ્યાસ કરી,** સુખથી પુત્ર તથા વૈભવ સાથે તેણે રહેવું. ૫૪.

एवं संन्यस्य कर्माणि स्वकार्यपरमोऽस्पृहः ।
संन्यासेनापहत्यैनः प्राप्नोति परमां गतिम् ॥ मनुः ॥ ५५ ॥

આ પ્રમાણે સર્વ કર્મોનો સંન્યાસ કરી, સ્વકાર્યમાં અર્થાત વેદાધ્યયન ઉપનિષદોનું શ્રવણ આદિમાં તત્પર રહી, વેદ-સંન્યાસ ધારણ કરી સર્વ પાપથી મુક્ત થવાથી નિઃસ્પૃહ ગૃહ-સ્થ પરમ ગતિને પ્રાપ્ત કરે છે. ૫૫.

---

## ॥ षष्ठ रश्मिः ॥

---

### પ્રકરણ ૧ લું.

---

#### આશૌચ તથા દ્રવ્યશુદ્ધિ.

---

अद्विवर्षे प्रेते माता पित्रोराशौचम् । शौचमेवेतरेषाम् । एकरात्रं त्रिरात्रं वा । शरीरमदग्ध्वा निखनंति । अंतःसूतके चेदुत्थानादाशौचं सूतकवत् । नात्रोदककर्म । सर्वे ज्ञातयोऽपोभ्यववयन्त्यासप्तमात्पुरुषा-द्दशमाद्वा । समानग्रामवासे यावत्सम्बन्धमनुस्मरेयुः । त्रिरात्रं ब्रह्म-चारिणोऽधःशायिनो न किंचन कर्म कुर्युर्न प्रकुर्वीरन् । त्रिरात्रं शाव-माशौचं । दशरात्रमित्येके । न स्वाध्यायमधीयीरन् । नित्यानि निवर्ते-रन्वैतानवर्ज्जम् । प्रेतस्पर्शिनो ग्रामं न प्रविशेयुरानक्षत्रदर्शनात् । रात्रौ चेदादित्यस्य । पक्षं द्वौ वाशौचम् । प्रोषितश्चेत्प्रेयाच्छ्रवणप्रभृति कृतोदकाः कालशेषमासीरन् । अतीतश्चेदेकरात्रं त्रिरात्रं वा ॥पारस्कर० १

બે વર્ષથી નાની ઉમ્મરનું બાળક મરણ પામે તો માતા અને પિતાને એક અથવા ત્રણ રાત્રિ આશૌચ લાગે છે. બીજા સંબંધીઓ શુદ્ધ છે. તેનો અગ્નિસંસ્કાર કર્યા વિના તેને જમીનમાં દાટે છે. સૂતકમાં, દશ દિવસ થયા પહેલાં જો બાળક મરણ-પામે, તો સૂતકની અને આશૌચની દશ દિવસ પૂર્ણ થતાં શુદ્ધિ થાય છે. તેનું ઉદકકર્મ કરવામાં આવતું નથી. બે વર્ષથી મો-ટી ઉમ્મરનાનું મરણ થાય, ત્યારે સાતમી પેઢીના સંબંધી સ-પિંડ, અને દશમી પેઢીના સંબંધી સમાનોદક, જ્ઞાતિજનોએ સ્નાન કરવું, તથા અન્યજ્ઞાતિજનો જેઓને સંબંધનું સ્મરણ હોય તેઓએ પણ સ્નાન કરવું. ત્રણ રાત્રિ સુધી બ્રહ્મચર્યવ્રત ધારણ કરી ભુમી ઉપર શય્યા પાથરી સૂવું. કાંઇપણ સંધ્યાવંદન યજ્ઞ

યાગાદિ કર્મ કરવું નહીં અથવા કરાવવું નહીં. આશૌચ ત્રણ રાત્રિ પાળવું. આશ્વલાયનના મત પ્રમાણે સપિંડોએ દશ રાત્રિ આશૌચ પાળવું. તેમણે વેદનું અધ્યયન કરવું નહીં, અને શ્રૌતઅગ્નિહોત્ર શિવાય સર્વનિત્યકર્મમાંથી નિવૃત્ત થવું. શબનો સ્પર્શ કરનાર મનુષ્યોએ નક્ષત્ર દેખાતા સુધી ગામમાં પ્રવેશ કરવો નહીં. જો રાત્રિએ મરણ થયું હોય તો સૂર્યનો ઉદય થતા સુધી ગામમાં પ્રવેશ કરવો નહીં. વૈશ્યે પંદર દિવસ અને શૂદ્રે એક માસ આશૌચ પાળવું. સંબંધી બહાર ગામ મરણ પામે તો તેના મરણના સમાચાર સાંભળી ઉદકકર્મ કરવું, અને બાકી રહેલો વખત સૂતક પાળવું. સૂતકના દિવસ પૂર્ણ થયા પછી જો સમાચાર મળે તો એક રાત્રિ અથવા ત્રણ રાત્રિ સૂતક પાળવું ૧.

મરણ પામેલા માણસના સંબંધમાં જે જે મનુષ્યો આવે છે તેમને ઓછા વત્તા સંબંધના પ્રમાણમાં આશૌચ પાળવાનું છે. જેમ સંબંધ વધારે તેમ સંસર્ગ વધારે, અને તેથી આશૌચ પણ વધારે પાળવું પડે છે. પ્રથમ તેમને વસ્ત્ર સાથે સ્નાન કરવું પડે છે, જેથી કોઇ પણ પ્રકારના સૂક્ષ્મ જંતુઓ મનુષ્યના મરણ પછી તેના શબમાંથી નીકળી આસપાસનાં મનુષ્યોને લાગ્યા હોય, તો તે નિવૃત્ત થાય છે. સંબંધીઓનાં મરણ થવાથી મનુષ્યોનાં ચિત્ત અસ્વસ્થ રહે છે, તેથી અધ્યયનાદિ કર્મ કરવાની મના કરવામાં આવી છે. સર્વકર્મોમાં અભિમંત્રણ મુખ્ય છે, અને માત્ર સ્વસ્થ ચિત્તવાળો મનુષ્યજ અભિમંત્રણ કરી સર્વ કર્મ સિદ્ધ કરી શકે છે, તેથી આવી સ્થિતિમાં યજ્ઞયાગાદિ કર્મની પણ મના કરવામાં આવી છે.

ऊनद्विवर्षं निखनेन्न कुर्यादुदकं ततः ।
आस्मशानादनुव्रज्य इतरो ज्ञातिभिर्मृतः ।। याज्ञ० ।। २ ।।

બે વર્ષથી નાની ઉમ્મરનું બાળક મરણ પામે તો તેને જમીનમાં દાટવું, અને તેનું ઉદકકર્મ કરવું નહી. બીજા સંબંધીઓના મરણમાં જ્ઞાતિજનોએ સ્મશાન સુધી પછવાડે જવું.૨

**यमसूक्तं तथा गाथां जपद्भिर्लौकिकाग्निना ।**
**स दग्धव्य उपेतश्चेदाहिताग्न्यावृतार्थवत् ॥ याज्ञ० ॥ ३ ॥**

યમસૂક્ત અને યમગાથા ભણી લૌકિકાગ્નિથી તેનો અગ્નિ-સંસ્કાર કરવો. ઉપનયનસંસ્કાર થયા પછી જે મરણ પામે, તેનો અગ્નિહોત્રીની પેઠે અગ્નિસંસ્કાર કરવો. ૩.

**कृतोदकान्समुत्तीर्णान्मृदुशाद्वलसंस्थितान् ।**
**स्नातानपवदेयुस्तानितिहासैः पुरातनैः ॥ याज्ञ० ॥ ४ ॥**

સ્નાન કરીને ઉદકકર્મ કરી બહાર આવી કોમળ ઘાસ ઉપર બેઠેલા સંબંધીઓને વૃદ્ધ જનોએ ઇતિહાસ અને પુરાણની આ-ખ્યાયિકાઓ કહી શાન્ત કરવા. ૪.

**मानुष्ये कदलीस्तंभनिःसारे सारमार्गणम् ।**
**करोति यः स संमूढो जलबुद्बुदसंनिभे ॥ याज्ञ० ॥ ५ ॥**

જે મનુષ્ય કેળના સ્તંભ જેવા નિર્માલ્ય તથા પાણીના પરપોટા જેવા દેહ ને સાર રૂપ સમજે છે, તે મૂર્ખ છે. ૫.

**पंचधा संभृतः कायो यदि पंचत्वमागतः ।**
**कर्मभिः स्वशरीरोत्थैस्तत्रका परिदेवना ॥ याज्ञ० ॥ ६ ॥**

પોતાનાં કર્મનાં ફળ અનુસાર પંચમહાભૂતનો બનેલો દેહ પંચત્વને પામે, તેમાં શોક શાનો કરવો ! ૬.

**गंत्री वसुमती नाशमुदधिर्दैवतानि च ।**
**फेनप्रख्यः कथं नाशं मर्त्यलोको न यास्यति ॥ याज्ञ० ॥ ७ ॥**

પૃથ્વી સમુદ્ર દેવતાઓ વિગેરેનો પણ નાશ થવાનો છે, તો આ ફીણના જેવો મનુષ્યલોક કેમ નાશ ના પામે ? ૭.

**श्लेष्माश्रु बान्धवैर्मुक्तं प्रेतो भुंक्ते यतोऽवशः ।**
**अतो न रोदितव्यं हि क्रियाः कार्याः स्वशक्तितः ॥याज्ञ० ॥८॥**

જલાંજલિને બદલે બાન્ધવોનાં અશ્રુ તથા શ્લેષ્મનું પ્રેતને બળાત્કારે પાન કરવું પડે છે, તેથી બાન્ધવોએ રૂદન કર્યા વિના

યથાશક્તિ શ્રાદ્ધાદિ ક્રિયા કરવી. અર્થાત રોવા તથા કુટવાથી પ્રેતને કષ્ટ થાય છે, તેથી તેમ નહીં કરતાં જેથી પ્રેતની સદ્ગતિ થાય તેવાં કર્મો કરવાં. ૮.

त्रिरात्रं दशरात्रं वा शावमाशौचमिष्यते ।
ऊनद्विवर्ष उभयोः सूतकं मातुरेव हि ॥ याज्ञ० ॥ ९ ॥

મનુષ્યની પવિત્રતાના પ્રમાણમાં તેને ત્રણ રાત્રિ અથવા દશ રાત્રિ આશૌચ લાગે છે. બે વર્ષથી નાની ઉમ્મરના બાળકનું આશૌચ માતાપિતાને લાગે છે, અને જન્મનું સૂતક માત્ર માતાનેજ લાગે છે. જન્મસૂતકના સંબંધમાં મિતાક્ષરા વશિષ્ઠનું વચન આપે છે કે,

नाशौचं विद्यते पुंसः संसर्गं चेन्न गच्छति ।
रजस्तत्राशुचिर्ज्ञेयं तच्च पुंसि न विद्यते ॥

"પુરૂષ જો સંસર્ગમાં આવતો નથી, તો તેને જનનાશૌચ લાગતું નથી. જન્મ વખતે આશૌચનું કારણ રજપ્રવાહ છે, અને તે પુરૂષમાં હોતો નથી." આમાં સ્પષ્ટ રીતે જન્મસૂતકનો Principle જણાવ્યો છે. તેથી પુરૂષને જનનાશૌચ લાગતું નથી. ૯.

सर्वेषां शावमाशौचं मातापित्रोस्तु सूतकम् ।
सूतकं मातुरेवस्यादुपस्पृश्य पिता शुचिः ॥ मनुः ॥ १० ॥

સર્વ સપિંડાદિને મરણનું આશૌચ લાગે છે, પણ જન્મસૂતક તો માતા અને પિતા બેનેજ લાગે છે. તેમાં પણ પિતા આચમન કરીને શુદ્ધ થાય છે, અને માતા દશ રાત્રિ સૂતકી રહે છે. (વપનના સંબંધમાં આશ્વલાયન પારસ્કર મનુ તથા યાજ્ઞવલ્કયનું એક પણ વચન મળતું નથી. ૧૦

एकाहाद्ब्राह्मणः शुद्ध्येद्योऽग्निवेदसमन्वितः ।
त्र्यहात्केवलवेदस्तु विहीनो दशभिर्दिनैः ॥ मिता० ॥ ११ ॥

અગ્નિહોત્રી તથા વેદજ્ઞ બ્રાહ્મણ એકજ દિવસમાં શુદ્ધ થાય

છે, અને કેવળ વેદ જાણુનાર બ્રાહ્મણ ત્રણ દિવસમાં શુદ્ધ થાય છે. વેદ તથા અગ્નિ રહિત બ્રાહ્મણ દશ દિવસે શુદ્ધ થાય છે. ૧૧.

ऋत्विजां दीक्षितानां च याज्ञियं कर्म कुर्वताम् ।
सत्रिव्रतिब्रह्मचारिदातृब्रह्मविदां तथा ॥ याज्ञ० ॥ १२ ॥

दाने विवाहे यज्ञे च संग्रामे देश विप्लवे ।
आपद्यपि हि कष्टायां सद्यः शौचं विधीयते ॥ याज्ञ० ॥ १३ ॥

ઋત્વિગ્, યજ્ઞાદિ કર્મમાં દીક્ષિત થયેલો વિપ્ર, યજ્ઞયાગાદિમાં પ્રવૃત્ત થયેલા દ્વિજો, સત્ર કરનાર, વ્રતમાં પ્રવૃત્ત થયેલો દ્વિજ, બ્રહ્મચારી, દાતા, અને બ્રહ્મજ્ઞ, આ સર્વ તત્કાળ સ્નાન કરી શુદ્ધ થઈ શકે છે. દાન વિવાહ યજ્ઞ સંગ્રામ દેશમાં અશાંતિ આપત્તિકાળ વિગેરે પ્રસંગોએ પણ મનુષ્યો તત્કાળ સ્નાન કરી શુદ્ધ થઇ શકે છે. ૧૨--૧૩.

रात्रिभिर्मासतुल्याभिर्गर्भस्रावे विशुद्ध्यति ।
रजस्युपरते साध्वी स्नानेन स्त्री रजस्वला ॥ मनुः ॥ १४ ॥

ગર્ભસ્રાવમાં જેટલા માસનો ગર્ભ હોય તેટલા દિવસ આશૌચ પાળ્યા પછી શુદ્ધિ થાય છે; અને સાધ્વી રજસ્વલા સ્ત્રી, જે દિવસે રજ દેખાતું બંધ થાય છે, તે દિવસે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. ૧૪.

दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्ध्यति ॥ मनुः ॥ १५ ॥

ચાણ્ડાલ રજસ્વલા પતિત જેને પ્રસવ થયો હોય તેવી સ્ત્રી શબ અને શબનો સ્પર્શ કરનાર તથા શબનો સ્પર્શ કરનાર મનુષ્યોનો સ્પર્શ કરનાર, સ્નાનથી શુદ્ધ થાય છે. ૧૫.

आचम्य प्रयतो नित्यं जपेदशुचिदर्शने ।
सौरान्मन्त्रान्यथोत्साहं पावमानांश्च शक्तितः ॥ मनु ॥ १६ ॥

જ્યારે અશુદ્ધ મનુષ્ય અથવા અશુદ્ધ વસ્તુનું દર્શન થાય અને મનમાં ક્ષોભ થાય, ત્યારે આચમન કરી ઉત્સાહ અને શક્તિ પૂર્વક સંધ્યા પ્રકરણમાં આપેલા સૂર્ય દેવતાના મંત્રો અથવા પવમાન દેવતાના મંત્રો જપવા. પ્રસન્ન અંતઃકરણવાળો મનુષ્ય સર્વ કાર્યો બરાબર કરી શકે છે, તેથી મનને સ્વસ્થ કરવા સારૂ આ પ્રમાણે કરવું. ૧૬.

**ज्ञानं तपोऽग्निराहारो मृन्मनोवार्युपाञ्जनम् ।**

**वायुःकर्मार्ककालौ च शुद्धेः कर्तृणि देहिनाम् ॥ मनुः ॥ १७ ॥**

જ્ઞાન તપ અગ્નિ આહાર મૃત્તિકા મન જળ લીંપણુ વાયુ સત્કર્મ સૂર્ય અને કાલ, આ સર્વ મનુષ્યોની શુદ્ધિ કરનાર છે.

**सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम् ।**

**योऽर्थे शुचिर्हि स शुचिर्न मृद्वारिशुचिः शुचिः ॥ मनुः ॥ १८ ॥**

સર્વ પ્રકારનાં શૌચમાં અર્થશૌચ શ્રેષ્ઠ છે. જે અર્થમાં શુચિ છે તેજ શુચિ છે. જે મૃત્તિકા અને જળથી શૌચ કરે છે, અને મનમાં સારા નરસા ઉપાયોથી પારકાનું દ્રવ્ય લેવાની ઈચ્છા રાખે છે, તે શુચિ નથી. " જો મન ચંગા તો કથરોટમાં ગંગા. " ૧૮.

**क्षान्त्या शुद्ध्यन्ति विद्वांसो दानेनाकार्यकारिणः ।**

**प्रच्छन्नपापाजप्येन तपसा वेदवित्तमाः ॥ मनुः ॥ १९ ॥**

ક્ષમાથી વિદ્વાનો, દાનથી અકાર્ય કરનારાઓ, જપથી છાનું પાપ કરનારાઓ, તથા તપથી વેદપારંગત મનુષ્યો, શુદ્ધ થાય છે.

**मृत्तोयैः शुद्ध्यते शोध्यं नदी वेगेन शुद्ध्यति ।**

**रजसा स्त्री मनोदुष्टा संन्यासेन द्विजोत्तमः ॥ मनुः ॥ २० ॥**

મલિન વસ્તુ મૃત્તિકા અને જળથી, નદી વેગથી, મનમાં દુષ્ટ વિચાર આવ્યો હોય તેવી સ્ત્રી રજોદર્શનથી, અને બ્રાહ્મણ સંન્યાસથી શુદ્ધ થાય છે. ૨૦.

अद्भिर्गात्राणि शुद्ध्यन्ति मनः सत्येन शुद्ध्यति ।
विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुद्ध्यति ॥ मनुः ॥ २१ ॥

શરીરના અવયવો જળથી, મન સત્યથી, જીવાત્મા વિદ્યા અને તપથી, તથા બુદ્ધિ જ્ઞાનથી, શુદ્ધ થાયછે. ૨૧.

હાલ આશૌચમાં વપનને મુખ્ય પદવી પ્રાપ્ત કરી છે. વપનનને સારૂ આગળ જણાવ્યું તેમ આશ્વલાયનાદિનું એક પણ વચન આપણને મળતું નથી. પણ

अनुभाविनां च परिवापनम् ।

એ આપસ્તંબના વચન ઉપર સર્વનો આધાર છે. આમાં પણ અનુભાવી શબ્દના અર્થ વિષે સર્વ એકમત નથી.

शावदुःखमनुभवंतीति अनुभाविनः । अनु पश्चाद्भवंतीति अनुभाविनः । અને अनुभाविनः पुत्राः इति ।

આ પ્રમાણે ત્રણ અથ થાય છે. એકતો જેઓ મરી ગયેલા માણસથી દુઃખી થતા હોય તેઓએ વપન કરાવવું; બીજું જેઓ તેનાથી નાના હોય તેમણે વપન કરાવવું; અથવા ત્રીજું તેના પુત્રો-એ વપન કરાવવું. આ ત્રણે મત પ્રચલિત છે. બીજાં પણ વચનો નિર્ણય સિંધુમાં છે, જેવાંકે,

गंगायां भास्करक्षेत्रे मातापित्रोर्गुरोर्मृतौ । आधानकाले सोमे च वपनं सप्तसु स्मृतम् ॥ दशमेऽहनि संप्राप्ते स्नानं ग्रामाद्बहिर्भवेत् । तत्र त्याज्यानि वासांसि केशश्मश्रूनखानि च ॥ તેવીજ રીતે विना तीर्थं विना यज्ञं मातापित्रोर्मृतं विना । यो वापयति लोमानि स पुत्रः पितृघातकः ॥

તીર્થ યજ્ઞ અને માતાપિતાનું મરણ એત્રણ પ્રસંગો વિના જે વપન કરાવે છે, તે પુત્ર પિતાનો ઘાતક થાય છે. આવાં પણ વચનો મળી આવે છે. માટે વપન કર્યા વિના શુદ્ધિજ થતી નથી, એવી જે માન્યતા છે તે ખોટી છે. તેવીજ રીતે બિચારી વિધવા

સ્રીને પણ વપન કરાવે છે તે અશાસ્ત્રીય છે. તેને માટે કોઇ શ્રુતિનું અથવા સ્મૃતિનું વચન મળી આવતું નથી. નિર્ણયસિન્ધુમાં માત્ર સ્કન્દપુરાણનું વચન છે કે,

**विधवाकबरीबन्धो भर्तृबन्धाय जायते । शिरसो वपनं तस्मात्कार्यं विधवया सदा ॥**

વિધવાનો અંબોડો તેના મૃતપતિને બંધનરૂપ થાય છે, તેથી તેણે નિત્ય વપન કરાવવું. પણ એવાં વચનો પરમ પ્રમાણ તરીકે ગણાતાં નથી. તેથી તે રિવાજને પણ અશાસ્ત્રીય ગણી તેનો પ્રચાર બંધ કરવો જોઇએ.

**द्रव्यशुद्धि.**

**तैजसानां मणीनां च सर्वस्याश्ममयस्य च ।**
**भस्मनाद्भिर्मृदा चैव शुद्धिरुक्तामनीषिभिः ॥ मनुः ॥ २२ ॥**

ધાતુઓનાં મણિઓનાં. તથા પથ્થરનાં પાત્રોની ભસ્મ મૃત્તિકા અને જળથી શુદ્ધિ થાય છે. ૨૨.

**अपामग्नेश्च संयोगाद्धैमं रौप्यं च निर्बभौ !**
**तस्मात्तयोः स्वयोन्येव निर्णेको गुणवत्तरः ॥ मनुः ॥ २३ ॥**

જળ અને અગ્નિના સંયોગથી સુવર્ણ તથા ચાંદી ઉત્પન્ન થાય છે, તેથી તેમની અગ્નિ તથા જળથી શુદ્ધિ કરવી ઉત્તમ છે.

**अद्भिस्तु प्रोक्षणं शौचं बहूनां धान्यवाससाम् ।**
**प्रक्षालनेन त्वल्पानामद्भिः शौचं विधीयते ॥ मनुः ॥ २४ ॥**

ધાન્યના ઢગલાઓની અને કપડાંના તાકાઓની શુદ્ધિ માત્ર જળ છાંટવાથીજ થાય છે, અને અલ્પ ધાન્ય તથા નાનાં વસ્ત્રોની શુદ્ધિ તેમને જળમાં ધોવાથી થાય છે. ૨૪.

**संमार्जनोपाञ्जनेन सेकेनोल्लेखनेन च ।**
**गवां च परिवासेन भूमिः शुद्ध्यति पञ्चभिः ॥ मनुः ॥ २५ ॥**

વાળવાથી લીંપવાથી પાણી છાંટવાથી ખોદવાથી અને ગાયોના વાસથી ભૂમી શુદ્ધ થાય છે. ૨૫.

यावन्नापैत्यमेध्याक्ताद्गन्धो लेपश्च तत्कृतः ।

तावन्मृद्वारि चादेयं सर्वासु द्रव्यशुद्धिषु ॥ मनुः ॥ २६ ॥

અમેધ્ય પદાર્થથી ખરડાયલી ચીજોની શુદ્ધિ, દુર્ગન્ધ તથા લેપનો નાશ થતા સુધી મૃત્તિકા અને જળથી કરવી. ૨૬.

त्रीणि देवाः पवित्राणि ब्राह्मणानामकल्पयन् ।

अदृष्टमद्भिर्निर्णिक्तं यच्च वाचा प्रशस्यते ॥ मनुः ॥ २७ ॥

જે નજરે જોયેલું ના હોય, જે પાણીથી ધોયેલું હોય, તથા જેની સત્પુરૂષોએ પ્રશંસા કરી હોય, એ ત્રણ પ્રકારની વસ્તુઓ દેવોએ બ્રાહ્મણને સારૂ પવિત્ર કલ્પી છે. ૨૭.

आपः शुद्धा भूमिगता वैतृष्ण्यं यासु गोर्भवेत् ।

अव्याप्ताश्चेदमेध्येन गन्धवर्णरसान्विताः ॥ मनुः ॥ २८ ॥

અમેધ્ય પદાર્થ રહિત, સારી ગન્ધ વર્ણ તથા રસવાળું, અને જે પીવાથી ગાયની તૃષા મટી જાય તેવું, ભૂમી ઉપરનું પાણી પવિત્ર છે. ૨૮.

नित्यं शुद्धः कारुहस्तः पण्ये यच्च प्रसारितम् ।

ब्रह्मचारिगतं भैक्ष्यं नित्यं मेध्यमितिस्थितिः ॥ मनुः ॥ २९ ॥

કારીગરનો હાથ, વેચવા માટે મૂકેલી વસ્તુઓ, અને બ્રહ્મચારીની ભિક્ષા, એ નિત્ય પવિત્ર છે. ૨૯.

ऊर्ध्वं नाभेर्यानि खानि तानि मेध्यानि सर्वशः ।

यान्यधस्तान्यमेध्यानि देहाच्चैव मलाश्च्युताः ॥ मनुः ॥ ३० ॥

નાભિની ઉપર જેટલી ઇન્દ્રિયો છે તે સર્વ પ્રકારે પવિત્ર

છે, અને જેટલી નાભિની નીચે છે તેટલી અપવિત્ર છે, તથા દેહમાંથી નીકળેલા મળ પણ અપવિત્ર છે. ૩૦.

वसा शुक्रमसृङ्मज्जा मूत्रविड्घ्राणकर्णविट् ।
श्लेष्माश्रुदूषिका स्वेदो द्वादशैते नृणां मलाः ॥ मनुः ॥ ३१ ॥

ચરબી વીર્ય રક્ત મજ્જા મૂત્ર મળ નાક અને કાનનો મેલ શ્લેષ્મ આંસુ પીઆ તથા પરસેવો, એ બાર મનુષ્યોના મળ છે. ૩૧.

विण्मूत्रोत्सर्गशुद्ध्यर्थं मृद्वार्यादेयमर्थवत् ।
दैहिकानां मलानां च शुद्धिषु द्वादशास्वपि ॥ मनुः ॥ ३२ ॥

મળ મૂત્રનો ત્યાગ કરી શુદ્ધિ સારૂ મૃત્તિકા તથા જળ લેવાં. તેમજ મનુષ્યના બાર પ્રકારના મળની શુદ્ધિમાં પણ જળ અને મૃત્તિકા લેવાં. સુધરેલા મનુષ્યોને મૃત્તિકા લેતાં શરમ આવે તો તેમણે સાબુનો ઉપયોગ કરવો. પણ આ ગરમ દેશમાં ઇંગ્લંડનો રિવાજ ગ્રહણ કરવો નહીં, કારણ કે તેમ કરવાથી સંપૂર્ણ શુદ્ધિ થતી નથી, અને તેને લીધે રોગ થવાનો સંભવ રહે છે અને આધ્યાત્મિક ઉન્નતિ અટકે છે. ૩૨.

एका लिङ्गे गुदे तिस्रस्तथा वामकरे दश ।
उभयोः सप्त दातव्या मृदः शुद्धिमभीप्सता ॥ मनुः ॥ ३३ ॥

શુદ્ધિની ઇચ્છા રાખનાર મનુષ્યોએ લિંગને એકવાર ગુદાને ત્રણવાર ડાબા હાથને દશવાર અને બેહાથને સાતવાર માટીથી ધોવા. આ પ્રમાણે ના બને તો સ્નાન કરતી વખતે સાબુથી સંપૂર્ણ શુદ્ધિ કરવી. ૩૩.

एतच्छौचं गृहस्थानां द्विगुणं ब्रह्मचारिणाम् ।
त्रिगुणं स्याद्वनस्थानां यतीनां तु चतुर्गुणम् ॥ मनुः ॥ ३४ ॥

ગૃહસ્થોએ આ પ્રમાણે શૌચ કરવું. બ્રહ્મચારીએ આથી બમણું, વાનપ્રસ્થીએ ત્રણઘણું અને યતિએ ચારઘણું શૌચ કરવું.

कृत्वा मूत्रं पुरीषं वा खान्याचान्त उपस्पृशेत् ।
वेदमध्येष्यमाणश्च अन्नमश्नंश्च सर्वदा ॥ मनुः ॥ १५ ॥

મળમૂત્રનો ત્યાગ કરી શૌચ કરી પછી આચમન કરવું, અને ઇન્દ્રિઓને જળથી ધોઇ નાંખવી. આજ પ્રમાણે નિત્ય વેદનું અધ્યયન કરતી વખતે તથા જમતી વખતે પણ કરવું. ૩૫.

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
शारीरं शौचमिच्छन्हि स्त्री शूद्रस्तु सकृत्सकृत् ॥ मनुः ॥ १६ ॥

શરીરની શુદ્ધિ કરવાની ઇચ્છા રાખનાર મનુષ્યે પ્રથમ ત્રણ વખત આચમન કરી બે વખત મ્હોં લોહી નાંખવું. સ્ત્રી અને શૂદ્રે આ પ્રમાણે એકજ વખત કરવું ૩૬.

मक्षिका विप्रुषश्छाया गौरश्वः सूर्यरश्मयः ।
रजो भूर्वायुरग्निश्च स्पर्शे मेध्यानि निर्दिशेत् ॥ मनुः ॥ १७ ॥

માખી, વરસાદના છાંટા, છાયા, ગાય, ઘોડો, સૂર્યનાં કિરણ, રજકણ, જમીન, વાયુ, અને અગ્નિ, એમનો સ્પર્શ કરવામાં તેમને પવિત્ર ગણવાં ૩૭.

वान्तो विरिक्तः स्नात्वा तु घृतप्राशनमाचरेत् ।
आचामेदेव भुक्त्वान्नं स्नानं मैथुनिनः स्मृतम् ॥ मनुः ॥ १८ ॥

વમન કરીને તથા વિરેચન કરીને સ્નાન કરવું તથા ઘી-નું પ્રાશન કરવું. જમીને મ્હોં ધોઇને આચમન કરવું અને સંભોગ કરીને સ્નાન કરવું. ૩૮.

सुप्त्वा क्षुत्वा च भुक्त्वा च निष्ठीव्योक्त्वाऽनृतानि च ।
पीत्वापोऽध्येष्यमाणश्च आचामेत्प्रयतोऽपिसन् ॥ मनुः ॥ १९ ॥

સુતા ઉઠીને, છીંક ખાઇને, ભોજન કરીને, થુંકીને, અ-જાણથી જૂઠું બોલીને, જળ પીને, અને અધ્યયન કરવા સારૂ તૈયાર થઇને, શુદ્ધ મનુષ્યે પણ આચમન કરવું. ૩૯.

---

## પ્રકરણ ૨ જું.

### મહાપાતક તથા ઉપપાતક.

अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ।
प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥ मनुः ॥ १ ॥

શાસ્ત્રવિહિત કર્મો નહીં કરવાથી તથા નિંદિત કર્મો કરવાથી અને વિષયોમાં ઘણી આસક્તિ રાખવાથી મનુષ્ય પ્રાયશ્ચિત્ત કરવા યોગ્ય થાય છે. ૧.

अकामतः कृतं पापं वेदाभ्यासेन शुद्ध्यति ।
कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः ॥ मनुः ॥ २ ॥

અજાણતાં કરેલા પાપની શુદ્ધિ વેદાભ્યાસથી થાય છે, પણ જાણીજોઇને મોહથી કરેલા પાપની શુદ્ધિ અનેક પ્રકારનાં પ્રાયશ્ચિત્તોથી થાય છે. ૩.

प्रायश्चित्तीयतां प्राप्य दैवात्पूर्वकृतेन वा ।
न संसर्गं व्रजेत्सद्भिः प्रायश्चित्तेऽकृते द्विजः ॥ मनुः ॥ ३ ॥

દૈવયોગથી અથવા પૂર્વજન્મનાં કર્મના યોગથી પ્રાયશ્ચિત્ત કરવાને યોગ્ય થયેલા મનુષ્યે પ્રાયશ્ચિત્ત કર્યા વિના સજ્જનોનો સંસર્ગ કરવો નહીં. ૩.

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥ मनुः ॥ ४ ॥

બ્રહ્મહત્યા સુરાપાન ચોરી અને ગુરૂપત્નિગમન, એ ચાર મહાપાતક છે, અને તેવાં મહાપાતક કરનારાઓનો સંસર્ગ કરવો એ પણ મહાપાતક છે. ૪.

अनृतं च समुत्कर्षे राजगामि च पैशुनम् ।
गुरोश्चालीकनिर्बंधः समानि ब्रह्महत्यया ॥ मनुः ॥ ५ ॥

પોતાની બડાઈ મારવા સારૂ જૂઠું બોલવું, રાજાઓને ખરી ખોટી ચાડી ખાવી, અને ગુરૂને જૂઠી વાત કહેવી, આ ત્રણ બ્રહ્મહત્યા સમાન છે. ૫.

गुरूणामध्यधिक्षेपो वेदनिंदा सुहृद्वधः ।
ब्रह्महत्या समं ज्ञेयमधीतस्य च नाशनम् ॥ याज्ञ० ॥ ६ ॥

ગુરૂને જૂઠી વાત કહેવી, વેદની નિંદા કરવી, મિત્રનો વધ કરવો, તથા ભણેલું ભૂલી જવું, આ ચાર બ્રહ્મહત્યા સમાન છે. ૬.

ब्रह्मोज्झता वेदनिन्दा कौटसाक्ष्यं सुहृद्वधः ।
गर्हितानाद्ययोर्जग्धिः सुरापानसमानि षट् ॥ मनुः ॥ ७ ॥

વેદનો ત્યાગ, વેદનિન્દા, જૂઠી સાક્ષી, મિત્રનો વધ, તથા નિન્દિત અને નિષિદ્ધ પદાર્થોનું ભક્ષણ, આ ૭ સુરાપાન સમાન છે. ૭.

निषिद्धभक्षणं जैह्म्यमुत्कर्षे च वचोऽनृतम् ।
रजस्वलामुखास्वादः सुरापानसमानि तु ॥ याज्ञ० ॥ ८ ॥

નિષિદ્ધ પદાર્થોનું ભક્ષણ, કપટ, પોતાના ઉત્કર્ષસારૂ જૂઠું બોલવું, તથા રજસ્વલા સ્ત્રીના મુખનું ચુંબન કરવું, એ ચાર સુરાપાન સમાન છે. ૮.

निक्षेपस्यापहरणं नराश्वरजतस्य च ।
भूमिवज्रमणीनां च रुक्मस्तेयसमं स्मृतम् ॥ मनुः ॥ ९ ॥

મૂકેલી થાપણ પચાવી પડવી, તથા મનુષ્ય અશ્વ ચાંદી ભૂમી હીરા અને મણીની ચોરી કરવી, એ સુવર્ણની ચોરી કરવા સમાન છે. ૯.

अश्वरत्नमनुष्यस्त्रीभूधेनुहरणं तथा ।
निक्षेपस्य च सर्वं हि सुवर्णस्तेयसंमितम् ॥ याज्ञ० ॥ १० ॥

અશ્વ રત્ન મનુષ્ય સ્ત્રી ભૂમિ ગાય તથા મૂકેલી થાપણનું હરણ કરવું, એ સુવર્ણની ચોરી કરવા સમાન છે. ૧૦.

रेतःसेकः स्वयोनीषु कुमारीष्वन्त्यजासु च ।
सख्युः पुत्रस्य च स्त्रीषु गुरुतल्पसमं स्मृतम् ॥ मनुः ॥ ११ ॥

બ્હેન કુમારી શૂદ્રની સ્ત્રી તથા મિત્ર અને પુત્રની વહુ, એમની જોડે સંભોગ કરવો એ ગુરૂપત્નિગમન સમાન છે. ૧૧.

सखिभार्याकुमारीषु स्वयोनिष्वंत्यजासु च ।
सगोत्रासु सुतस्त्रीषु गुरुतल्पसमं स्मृतम् ॥ याज्ञ० ॥ १२ ॥

મિત્રની સ્ત્રી કુમારી બ્હેન શૂદ્રની સ્ત્રી પોતાના ગોત્રની સ્ત્રી તથા પુત્રવધુ, એમની જોડે સંભોગ કરવો એ ગુરૂપત્નિગમન સમાન છે. ૧૨.

મહાપાતકોના આચરણથી ધર્મ અર્થ કામ અને મોક્ષ નષ્ટ થઈ જાય છે, તથા મનુષ્યો કર્તવ્યભ્રષ્ટ થઇ પોતાનો તથા પોતાના કુળનો નાશ કરે છે. બ્રહ્મહત્યાનો અર્થ માત્ર એટલોજ નથી કે બ્રાહ્મણનો વધ કરવો. વિદ્વાનોનો તિરસ્કાર કરવાથી માતા પિતા આચાર્ય વિગેરેનો અનાદર કરવાથી તથા શાસ્ત્રાદિની નિંદા કરવાથી પણ માણસને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. તેવીજ રીતે સુરાપાન ચોરી તથા વ્યભિચાર કરવાથી પણ મનુષ્ય મહાપાતકી થાય છે. જે પ્રજામાં આવાં મહાપાતક કરનારા મનુષ્યો ઘણા હોય છે તે પ્રજા અધોગતિને પામે છે, અને જે પ્રજામાં આવા મહાપાતકીઓ થોડા હોય છે તે પ્રજાની ઉન્નતિ થાય છે.

गोवधोऽयाज्य संयाज्य पारदार्यात्मविक्रयः ।
गुरुमातृपितृत्यागः स्वाध्यायाग्न्योः सुतस्य च ॥ मनुः ॥ १३ ॥

परिवित्तिताऽनुजेऽनूढे परिवेदनमेव च ।
तयोर्दानं च कन्यायास्तयोरेव च याजनम् ॥ मनुः ॥ १४ ॥

कन्याया दूषणं चैव वार्धुष्यं व्रतलोपनम् ।
तडागारामदाराणामपत्यस्य च विक्रयः ॥ मनुः ॥ १५ ॥

व्रात्यता बान्धवत्यागो भृत्याध्यापनमेव च ।
भृताच्चाध्ययनादानमपण्यानां च विक्रयः ॥ मनुः ॥ १६ ॥
सर्वाकरेष्वधीकारो महायन्त्रप्रवर्तनम् ।
हिंसौषधीनां स्त्र्याजीवोऽभिचारो मूलकर्म च ॥ मनुः ॥ १७ ॥
इन्धनार्थमशुष्काणां द्रुमाणामवपातनम् ।
आत्मार्थं च क्रियारम्भो निन्दितान्नादनं तथा ॥ मनुः ॥ १८ ॥
अनाहिताग्निता स्तेयमृणानामनपक्रिया ।
असच्छास्त्राधिगमनं कौशीलव्यस्य च क्रिया ॥ मनुः ॥ १९ ॥
शूद्रप्रेष्यं हीनसख्यं हीनयोनिनिषेवणम् ।
तथैवानाश्रमे वासः परान्नपरिपुष्टता ॥ याज्ञ० ॥ २० ॥
धान्यकुप्यपशुस्तेयं मद्यपस्त्रीनिषेवणम् ।
स्त्रीशूद्रविट्क्षत्रवधो नास्तिक्यं चोपपातकम् ॥ मनुः ॥ २१ ॥

ગાયનો વધ કરવો; શૂદ્ર પતિત વ્રાત્ય આદિ અયાજ્યને યજ્ઞ કરાવવો; પોતાની જાતને વેચવી; ગુરૂ માતા પિતા સ્વાધ્યાય અગ્નિહોત્ર અને પુત્ર એમનો ત્યાગ કરવો; મોટો ભાઇ ન પરણ્યો હોય છતાં નાના ભાઇને પરણાવવો; મોટા ભાઇને કુંવારો રાખી નાના ભાઇએ પરણવું; તે બેને કન્યા આપવી તથા કર્મ કરાવવાં; કુમારીકાને દૂષિત કરવી; કોઇ પણ જાતનો ધંધો રોજગાર કર્યા વિના માત્ર વ્યાજ ઉપરજ નિર્વાહ કરવો; વ્રતનો લોપ કરવો, સંબંધીઓનો ત્યાગ કરવો, પગાર લઇ અધ્યાપન કરાવવું, તથા પગાર આપી અધ્યયન કરવું; વેચવાને અયોગ્ય વસ્તુઓ વેચવી; સર્વ જાતની ખાણો ઉપર અધિકાર પ્રાપ્ત કરવો; મનુષ્યાદિ પ્રાણીઓની જેનાથી હિંસા થવાનો સંભવ રહે તેવાં મોટાં યન્ત્રો ચલાવવાં; ઔષધિઓનો વિના કારણ નાશ કરવો; સ્ત્રીને વ્યભિચાર કરાવી તેનાથી પોતાની આજીવિકા ચલાવવી; મારણ તથા વશીકરણ આદિ ઉપચાર કરવા; ઇન્ધનને સારૂ લીલાં વૃક્ષોને કાપવાં; **સ્વાર્થને સારૂ ક્રિયાઓનો આરંભ**

**કરવો**; નિન્દિત મનુષ્યોનું અન્ન ખાવું; શ્રૌત અથવા સ્માર્ત અગ્નિહોત્ર ના રાખવો; ચોરી કરવી; દેવું પાછું ના આપવું; દુષ્ટ શાસ્ત્રોનું અધ્યયન કરવું; નાટકમાં વેશ ભજવવો; શૂદ્રની નોકરી કરવી; નીચની જોડે મિત્રતા કરવી તથા શૂદ્રની સ્ત્રીનું સેવન કરવું; ચાર આશ્રમોમાંથી કોઇ પણ આશ્રમનો સ્વીકાર કર્યા વિના અનાશ્રમી રહેવું; **પરાન્ન ખાઇને પુષ્ટ થવું**; ધાન્ય, કુપ્ય, અને પશુઓની ચોરી કરવી તથા મદ્યપાન કરનાર સ્ત્રી જોડે સંભોગ કરવો; સ્ત્રી શૂદ્ર વૈશ્ય અથવા ક્ષત્રિયનો વધ કરવો; અને વેદ તથા ઈશ્વરમાં શ્રદ્ધા નહીં રાખી નાસ્તિક થવું; એ સર્વ ઉપપાતક છે. ૧૩–૨૧.

**ब्राह्मणस्य रुजःकृत्या घ्रातिरघ्रेयमद्ययोः ।**
**जैह्मयंच मैथुनं पुंसि जातिभ्रंशकरं स्मृतम् ॥ मनुः ॥ २२ ॥**

બ્રાહ્મણને દુઃખ દેવાથી, દુર્ગન્ધી પદાર્થ તથા મદ્ય સૂંઘવાથી, કપટથી, તથા પુરૂષ સાથે મૈથુન કરવાથી, મનુષ્ય પોતાની જાતિથી ભ્રષ્ટ થાય છે. ૨૨.

**खराश्वोष्ट्र मृगेभानामजाविकवधस्तथा**
**संकरीकरणं ज्ञेयं मीनाहिमहिषस्य च ॥ मनुः ॥ २३ ॥**

ગધેડું અશ્વ ઊંટ મૃગ હાથી બકરૂં ઘેટું મત્સ્ય સર્પ અને ભેંસનો વધ કરવાથી મનુષ્ય વર્ણસંકર થાય છે. ૨૩.

**निन्दितेभ्यो धनादानं वाणिज्यं शूद्रसेवनम् ।**
**अपात्रीकरणं ज्ञेयमसत्यस्य च भाषणम् ॥ मनुः ॥ २४ ॥**

નિન્દિત મનુષ્યો પાસેથી દાન લેવું, વ્યાપાર કરવો, શૂદ્રની નોકરી કરવી, તથા અસત્ય બોલવું, આ ચારથી બ્રાહ્મણ અપાત્ર થાય છે. ૨૪

**ब्रह्महा द्वादशसमाः कुटीं कृत्वा वने वसेत ।**
**भैक्षाश्यात्मविशुद्धयर्थं कृत्वा शवशिरोध्वजम् ॥ मनुः ॥ २५ ॥**

ब्राह्मणार्थे गवार्थे वा सद्यः प्राणान्परित्यजेत् ।
मुच्यते ब्रह्महत्याया गोप्ता गोर्ब्राह्मणस्य च ॥ मनुः ॥ २६ ॥

બ્રહ્મહત્યા કરનારે શબના શિરના ચિહ્નયુક્ત ધ્વજાવાળી પર્ણકુટી કરી આત્માની વિશુદ્ધિ સારૂ બાર વર્ષ ભિક્ષાન્ન જમી વનમાં વસવું, અથવા બ્રાહ્મણ કે ગાયનું રક્ષણ કરવામાં પોતાના પ્રાણનો ત્યાગ કરવો. આ પ્રમાણે પ્રાણાંત ગોબ્રાહ્મણપ્રતિપાલક બ્રહ્મહત્યામાંથી મુક્ત થાય છે. ૨૫–૨૬.

सुरां पित्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ।
तया सकाये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥ मनुः ॥ २७ ॥

જો દ્વિજ મોહથી સુરાપાન કરે તો તેણે ગરમ અગ્નિ જેવી સુરાનું પાન કરી પોતાની કાયાને બાળી નાંખવી. આ પ્રમાણે કરવાથી તે સુરાપાનના પાપથી મુક્ત થાય છે. ૨૭.

तपसाऽपनुनुत्सुस्तु सुवर्णस्तेयजं मलम् ।
चीरवासा द्विजोऽरण्ये चरेद्ब्रह्महणो व्रतम् ॥ मनुः ॥ २८ ॥

તપથી સુવર્ણની ચોરીનું પાપ નિવારણ કરવાની ઇચ્છા રાખનાર દ્વિજે જૂનું વસ્ત્ર ધારણ કરી બાર વર્ષ વનમાં રહી બ્રહ્મહત્યા કરનારના જેવું વ્રત ધારણ કરવું. ૨૮.

पितुः स्वसारं मातुश्च मातुलानीं स्नुषामपि ।
मातुः सपत्निं भगिनीमाचार्यतनयां तथा ॥ याज्ञ० ॥ २९ ॥
आचार्यपत्निं स्वसुतां गच्छंस्तु गुरुतल्पगः ।
लिंगं छित्वा वधस्तत्र सकामायाः स्त्रिया अपि ॥ याज्ञ० ॥३०॥

ફોઇ માશી મામી પુત્રવધૂ સાવકી મા બ્હેન આચાર્યની પુત્રી આચાર્યની પત્નિ પોતીની પુત્રી અને ગુરૂપત્નિ, એમની સાથે સંભોગ કરનાર પુરૂષના લિંગનું છેદન કરી તેનો તથા કામાસક્ત સ્ત્રીનો વધ કરવો, એજ તેમને સારૂ પ્રાયશ્ચિત્ત છે. ૨૯–૩૦.

अज्ञानात्तु सुरां पित्वा रेतोविण्मूत्रमेव च ।
पुनः संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥ याज्ञ० ॥ ३१ ॥

અજ્ઞાનથી સુરા વીર્ય તથા મલમૂત્રનું પ્રાશન કરનાર દ્વિજોને પુનઃ ઉપનયનાદિ સંસ્કાર કરવાથી તેમની શુદ્ધિ થાય છે. ૩૧.

ॐकाराभिष्टुतः सोमसलिलं पावनं पिबेत् ।
कृत्वा तु रेतोविण्मूत्रप्राशनं तु द्विजोत्तमः ॥ याज्ञ० ॥ ३२ ॥

ॐ કારથી અભિમંત્રિત થયેલો બ્રાહ્મણ પવિત્ર સોમરસનું પાન કરવાથી વીર્ય તથા મળમૂત્રાદિક પ્રાશન કર્યાના પાપથી મુક્ત થાય છે. ૩૨.

चाण्डालपतितादीनामुच्छिष्टान्नस्य भक्षणे ।
चांद्रायणं चरेद्विप्रः क्षत्रः सांतपनं चरेत् ॥ याज्ञ० ॥ ३३ ॥

ચાણ્ડાલ અને પતિત આદિનું ઉચ્છિષ્ટ અન્ન ભક્ષણ કરનાર વિપ્ર ચાંદ્રાયણ વ્રત કરવાથી તથા ક્ષત્રિય સાંતપન વ્રત કરવાથી શુદ્ધ થાય છે. ૩૩.

उपपातकशुद्धिः स्यादेवं चान्द्रायणेन वा ।
पयसा वापि मासेन पराकेणाथवा पुनः ॥ याज्ञ० ॥ ३४ ॥

ઉપપાતકોની શુદ્ધિ આવી રીતે ચાન્દ્રાયણથી અથવા એક માસ દૂધ પીને રહેવાથી અથવા પરાકકૃચ્છ વ્રત કરવાથી થાય છે. ૩૪.

प्राणायामशतं कार्यं सर्वपापापनुत्तये ।
उपपातकजातानामनादिष्टस्य चैव हि ॥ याज्ञ० ॥ ३५ ॥

સર્વ ઉપપાતકોના તથા જે પાતકોનું પ્રાયશ્ચિત્ત જણાવ્યું ના હોય તેમના નિવારણ સારૂ સો પ્રાણાયામ કરવા. ૩૫.

वायुभक्षो दिवातिष्ठन् रात्रिं नीत्वाप्सु सूर्यदृक् ।
जप्त्वा सहस्रं गायत्र्याः शुद्ध्येद्ब्रह्मवधादृते ॥ याज्ञ० ॥ ३६ ॥

દિવસે વાયુ ભક્ષણ કરી રાત્રીએ જળમાં ઉભા રહી સવારે સૂર્યનાં દર્શન કરી એક હજાર ગાયત્રીનો જપ કરવાથી મનુષ્ય બ્રહ્મહત્યા શિવાયનાં સર્વે અજ્ઞાનથી કરેલાં પાતકોથી મુક્ત થાય છે. ૩૬.

वेदाभ्यासरतं क्षांतं पंचयज्ञक्रियापरम् ।
न स्पृशन्तीह पापानि महापातकजान्यपि ॥ याज्ञ० ॥ ३७ ॥

અજ્ઞાનથી થયેલાં મહાપાતકાદિ વેદાભ્યાસમાં તત્પર ક્ષમાવાન્ અને પંચ મહાયજ્ઞ કરનાર દ્વિજનો સ્પર્શ કરી શકતાં નથી. ૩૭.

कृत्वा पापं हि संतप्य तस्मात्पापात्प्रमुच्यते ।
नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ॥ मनुः ॥ ३८ ॥

પાપી મનુષ્ય શાસ્ત્રોક્ત તપ કરવાથી પાપમાંથી મુક્ત થાય છે, અને હું ફરીથી આવું પાપ નહીં કરૂં એ પ્રમાણે નિશ્ચય કરી નિવૃત્ત થવાથી પવિત્ર થાય છે. ૩૮.

ब्राह्मणस्य तपो ज्ञानं क्षत्रियस्य च रक्षणम् ।
वैश्यस्य तु तपो वार्त्ता तपः शूद्रस्य सेवनम् ॥ मनुः ॥ ३९ ॥

બ્રાહ્મણનું તપ જ્ઞાન છે, ક્ષત્રિયનું તપ પ્રજાપાલન છે, વૈશ્યનું તપ વ્યાપાર છે, અને શૂદ્રનું તપ સેવા છે. ૩૯.

ऋषयः संयतात्मानः फलमूलानिलाशनाः ।
तपसैव प्रपश्यन्ति त्रैलोक्यं सचराचरम् ॥ मनुः ॥ ४० ॥

જીતેંદ્રિય અને ફળ મૂળ તથા વાયુનું ભક્ષણ કરનાર ઋષિઓ માત્ર તપનાજ પ્રભાવથી સચરાચર ત્રૈલોક્યને જોઈ શકે છે. ૪૦.

वेदाभ्यासोऽन्वहं शक्त्या महायज्ञक्रिया क्षमा ।
नाशयन्त्याशु पापानि महापातकजान्यपि ॥ मनुः ॥ ४१ ॥

નિત્ય યથાશક્તિ વેદાધ્યયન કરવાથી તથા પંચ મહા-યજ્ઞ કરવાથી તથા ક્ષમા રાખવાથી મહાપાતક જેવાં પાતકો પણ તત્કાળ નષ્ટ થઈ જાય છે. ૪૧.

यथैधस्तेजसा वह्निः प्राप्तं निर्दहति क्षणात् ।
तथा ज्ञानाग्निना पापं सर्वं दहति वेदवित् ॥ मनुः ॥ ४२ ॥

જેવી રીતે પોતાની જ્વાલાથી અગ્નિ હોમેલાં ઇન્ધનને બાળીને ભસ્મ કરે છે, તેવી રીતે જ્ઞાનાગ્નિથી વેદવિદ્ બ્રાહ્મણ સર્વ પાપને બાળીને ભસ્મ કરે છે. ૪૨.

ऋचो यजुंषि चान्यानि सामानि विविधानि च ।
एष ज्ञेयस्त्रिवृद्वेदो यो वेदैनं स वेदवित् ॥ मनुः ॥ ४३ ॥

ઋક્ યજુઃ અને વિવિધ સામ, એ ત્રણ મળીને વેદ થાય છે, અને એ ત્રણને જે જાણે છે તે વેદવિદ્ કહેવાય છે. વેદને માત્ર ભણી જવાથીજ વેદજ્ઞતા પ્રાપ્ત થતી નથી, પણ તેનું સાર્થ અધ્યયન કરવાથીજ દ્વિજ વેદજ્ઞ કહેવાય છે.

स्थाणुरयं भारहारः किलाभूदधित्य वेदं न विजानाति योऽर्थं ।
अर्थज्ञ इत् सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥ निरुक्त. ॥

જે મનુષ્ય વેદાધ્યયન કરી તેનો અર્થ જાણતો નથી, તે ભાર વહન કરનાર સ્તંભ જેવો છે; પણ જે વેદના અર્થને જાણે છે, તેનું સર્વ રીતે કલ્યાણ થાય છે, અને તે જ્ઞાનથી પોતાનાં પાપ બાળી નાંખી સ્વર્ગમાં જાય છે. તેવીજ રીતે

यदधीतमविज्ञातं निगदेनैव शब्द्यते । अनग्नाविव शुष्केधो न तज्ज्वलति कर्हिचित् ॥ निरुक्त. ॥

જેવી રીતે અગ્નિ રહિત સ્થાનમાં મૂકેલાં સૂકાં ઇન્ધન સળગીને પ્રકાશ આપતાં નથી, તેવી રીતે અર્થ જાણ્યા વિના માત્ર પાઠે કરેલું વેદાધ્યયન કોઇ પણ સમયે પ્રકાશ આપતું નથી. અર્થાત્ તે નિરર્થક છે. ૪૩.

**प्रायः पापं विजानीयाच्चित्तं वै तद्विशोधनम् ॥**

**प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते ।**

**तपोनिश्चयसंयुक्तं प्रायश्चित्तं तदोच्यते ॥ हेमाद्रि. ॥ ४४ ॥**

પ્રાયઃ=તપ, અને ચિત્ત=ચિત્તશુદ્ધિ; તપથી ચિત્તશુદ્ધિ કરવી તેનું નામ પ્રાયશ્ચિત્ત. અથવા પ્રાયઃ=તપ અને ચિત્ત=નિશ્ચય; પ્રથમ તપ કરી નિશ્ચય કરવો કે હવે પછી હું આવું કર્મ નહીં કરૂં, તેનું નામ પ્રાયશ્ચિત્ત. ૪૪.

**देशकालं वयः शक्तिं पापं चावेक्ष्य यत्नतः ।**

**प्रायश्चित्तं प्रकल्प्यं स्याद्यत्रोक्ता न च निष्कृतिः ॥ ४५ ॥**

૪૫. જે પાતકના નિવારણ સારૂ પ્રાયશ્ચિત્ત આપવામાં આવ્યું ના હોય, તેવા પાતક સારૂ દેશ કાળ વય શક્તિ તથા પાપના પ્રમાણમાં વેદજ્ઞ વિપ્રોએ પ્રાયાશ્ચિત્ત આપવું. ૪૫.

માંસાહારનું પ્રાયશ્ચિત્ત મદ્યપાન સમાન છે. સમુદ્રગમનથી ક્ષત્રિય તથા વૈશ્ય પાતકી થતા નથી, પણ બ્રાહ્મણ ત્યાં કરેલા અભક્ષ્યાભક્ષ્યને લીધે અપાંક્તેય થાય છે, તેથી તેને ઉપપાતકોની શુદ્ધિમાં કરાવવામાં આવતું પ્રાયશ્ચિત્ત કરાવી પાવન કરવો. સંસ્કારથી વેદાધ્યયનથી અને સદાચારના પાલનથી પ્રાપ્ત થતી અભિમંત્રણ શક્તિમાં બ્રાહ્મણનું બ્રહ્મત્વ છે. અભિમંત્રણ ક્રિયા જેને ઇંગ્રેજીમાં Hypnotism કહે છે, તે કરવાની શક્તિ શુદ્ધ બ્રાહ્મણોમાં રહે છે. આ શક્તિના પ્રતાપથી તેઓ સર્વ દેવતાઓને વશ કરી શકે છે, તથા મનુષ્યોને યથેચ્છ બુદ્ધિ આપી શકે છે. આ શક્તિ જ્યારથી બ્રાહ્મણોએ ગુમાવી છે, ત્યારથીજ આ દેશની પડતી થવા માંડી છે. મહાપાતકો અને ઉપપાતકોથી આ શક્તિ નષ્ટ થાય છે, અને તે શક્તિ પુનઃ પ્રાપ્ત કરવા સારૂ પ્રાયશ્ચિત્તો આપવામાં આવ્યાં છે. યથોકત પ્રાયશ્ચિત્ત કર્યાથી પણ જો પુનઃ શક્તિ પ્રાપ્ત ના થાય, તો વધુ પ્રાયશ્ચિત્ત કરી ચિત્તને શુદ્ધ કરી અભિમંત્રણ શક્તિ પ્રાપ્ત કરવી.

---

## પ્રકરણ ૩ જું.

### યમ નિયમ તથા વ્રત.

ब्रह्मचर्यं दया क्षांतिर्दानं सत्यमकल्पता ।
अहिंसाऽस्तेयमाधुर्ये दमश्चेति यमाः स्मृताः ॥ याज्ञ० ॥ १ ॥

બ્રહ્મચર્ય દયા ક્ષમા દાન સત્ય સ્વાતંત્ર્ય અહિંસા અસ્તેય વાણીમાં મધુરતા તથા ઇંદ્રિયદમન, એ દશ યમ કહેવાય છે. ૧.

स्नानं मौनोपवासेज्या स्वाध्यायोपस्थनिग्रहः ।
नियमा गुरुशुश्रूषा शौचाक्रोधोऽप्रमादता ॥ याज्ञ० ॥ २ ॥

સ્નાન મૌન ઉપવાસ યજ્ઞ સ્વાધ્યાય ઉપસ્થનો નિગ્રહ ગુરૂસેવા શૌચ શાંતિ અને કાર્યતત્પરતા, એ દશ નિયમ કહેવાય છે. આ યમનિયમ પૂર્વક સર્વ વ્રત કરવાં. ૨.

गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ।
जग्ध्वाऽपरे ह्युपवसेत्कृच्छ्रं सान्तपनं परम् ॥ ॥ याज्ञ० ॥ ३ ॥

એક એક દિવસને અંતરે ગોમૂત્ર ગોમય દૂધ દહીં ઘી અને કુશોદકનું પ્રાશન કરી ઉપવાસ કરવો, તેને સાન્તપન-કૃચ્છ્ર કહે છે. ૩.

तप्तक्षीरघृतांबूनामेकैकं प्रत्यहं पिबेत् ।
एकरात्रोपवासश्च तप्तकृच्छ्र उदाहृतः ॥ याज्ञ० ॥ ४ ॥

ત્રણ દિવસ સુધી દૂધ ઘી અને પાણી ગરમ કરી વારા ફરતી પીવું તથા એક રાત્રિ ઉપવાસ કરવો, તેને તપ્તકૃચ્છ્ર કહે છે. ૪.

एकभुक्तेन नक्तेन तथैवायाचितेन च ।
उपवासेन चैवायं पादकृच्छ्रः प्रकीर्तितः ॥ याज्ञ० ॥ ५ ॥

ચાર દિવસ સુધી રાત્રિએ એકવાર અયાચિત ભોજન કરવું તથા પાંચમે દિવસે ઉપવાસ કરવો, તેને પાદકૃચ્છ્ર કહે છે. ૫.

यथाकथंचित्त्रिगुणः प्राजापत्योऽयमुच्यते ।
अयमेवातिकृच्छ्रः स्यात्पाणिपूरान्नभोजने ॥ याज्ञ० ॥ ६ ॥

પાદકૃચ્છ્રથી ત્રણઘણું વ્રત કરવું તેને પ્રાજાપત્ય કહે છે, અને પ્રાજાપત્યમાં હાથેલીમાં સમાય તેટલુંજ અન્ન જમવું તેને અતિકૃચ્છ્ર કહે છે. ૬.

कृच्छ्रातिकृच्छ्रः पयसा दिवसानेकविंशतिम् ।
द्वादशाहोपवासेन पराकः परिकीर्तितः ॥ याज्ञ० ॥ ७ ॥

એકવીસ દિવસ માત્ર દૂધ પીને રહેવું તેને કૃચ્છ્રાતિકૃચ્છ્ર કહે છે, અને બાર દિવસ ઉપવાસ કરવો તેને પરાકકૃચ્છ્ર કહે છે. ૭.

तिथिवृद्ध्याचरेत्पिंडान् शुक्ले शिख्यंडसंमितान् ।
एकैकं ह्रासयेत्कृष्णे पिंडं चांद्रायणं परम् ॥ याज्ञ० ॥ ८ ॥

શુકલપક્ષમાં તિથિની વૃદ્ધિ પ્રમાણે મોરના ઇંડા જેવડા એક એક ગ્રાસ વધારીને જમવા, અને કૃષ્ણપક્ષમાં તિથિના ક્રમ પ્રમાણે એક એક ગ્રાસ ઘટાડતા જવું, તેને પરચાંદ્રાયણ કહે છે. ૮.

यथाकथंचित्पिंडानां चत्वारिंशच्छतद्वयम् ।
मासेनैवोपभुञ्जीत चांद्रायणमथापरम् ॥ याज्ञ० ॥ ९ ॥

મરજી પ્રમાણે વિભાગ કરી એક માસમાં એકંદર બસોને ચાલીસ ગ્રાસ જમવા, તેને અપરચાંદ્રાયણ કહે છે. ૯.

अनादिष्टेषु पापेषु शुद्धिश्चांद्रायणेन तु ।
धर्मार्थं यश्चरेदेतच्चंद्रस्यैति सलोकताम् ॥ याज्ञ० ॥ १० ॥

જે પાપનું પ્રાયશ્ચિત્ત આપવામાં આવ્યું ના હોય તેવાં પાપની શુદ્ધિ ચાંદ્રાયણથી થાય છે. જે મનુષ્ય ધર્માર્થ ચાંદ્રાયણ વ્રત કરે છે તે ચંદ્રલોકને પામે છે. ૧૦.

## ॥ सप्तम रश्मिः ॥

### પ્રકરણ ૧ લું.

### ત્રિગુણાત્મક કર્મ તથા મોક્ષધર્મ.

शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ।
कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ मनुः ॥ १ ॥

મન વાણી અને દેહથી થતાં કર્મોનાં શુભ અને અશુભ એમ બે પ્રકારનાં ફળ મળે છે, અને માણસની સ્વકર્મ અનુસાર ઉત્તમ મધ્યમ અને અધમ ગતિ થાય છે. ૧.

परद्रव्येष्वभिध्यानं मनसाऽनिष्टचिंतनम् ।
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ मनुः ॥ २ ॥

પારકાના દ્રવ્યની લાલસા, મનથી અનિષ્ટનું ચિંતવન, તથા અસત્યમાં આસક્તિ, એમ ત્રણ પ્રકારનું માનસિક અશુભ કર્મ છે. ૨.

पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ।
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ मनुः ॥ ३ ॥

કઠોરતા, અસત્ય ભાષણ, ચાડીયાપણું, અને અસંબદ્ધ પ્રલાપ, એમ ચાર પ્રકારનું વાચિક અશુભ કર્મ છે. ૩.

अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।
परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ मनुः ॥ ४ ॥

પોતાને આપેલી ના હોય તેવી વસ્તુ ગ્રહણ કરવી, અહિંસક પ્રાણીઓની હિંસા કરવી, તથા પરસ્ત્રીનું સેવન કરવું, એમ ત્રણ પ્રકારનું શારીરિક અશુભ કર્મ છે. ૪.

मानसं मनसैवायमुपभुंक्ते शुभाशुभम् ।
वाचा वाचाकृतं कर्म कायेनैव च कायिकम् ॥ मनुः ॥ ५ ॥

મનુષ્ય માનસિક કર્મોનું મનથી વાચિક કર્મોનું વાણીથી અને કાયિક કર્મોનું શરીરથી શુભાશુભ ફલ ભોગવે છે. ૫.

शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ।
वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातितां ॥ मनुः ॥ ६ ॥

કાયિક કર્મદોષથી મનુષ્ય વૃક્ષાદિની યોનિ પ્રાપ્ત કરે છે, વાચિક કર્મદોષથી તે પશુ અને પક્ષીની યોનિ પ્રાપ્ત કરે છે, અને માનસિક કર્મદોષથી તે શૂદ્રયોનિમાં જન્મે છે. ૬.

वाग्दण्डोऽथ मनोदण्डः कायदण्डस्तथैव च ।
यस्यैते निहता बुद्धौ त्रिदण्डीति स उच्यते ॥ मनुः ॥ ७ ॥

વાગ્દંડ મનોદંડ અને કાયદંડ એ ત્રણ પ્રકારના દંડ જેણે બુદ્ધિમાં ધારણ કર્યા છે, તે ત્રિદંડી કહેવાય છે. ૭.

योऽस्यात्मनः कारयिता तं क्षेत्रज्ञं प्रचक्षते ।
यः करोति तु कर्माणि स भूतात्मोच्यते बुधैः ॥ मनुः ॥ ८ ॥

જે ઇન્દ્રિયાદિને કર્મમાં પ્રવૃત્ત કરે છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે, અને જે ઇન્દ્રિયાદિયુક્ત જીવાત્મા કર્મ કરે છે તેને ભૂતાત્મા કહે છે. ૮

जीवसंज्ञोऽन्तरात्मान्यः सहजः सर्वदेहिनाम् ।
येन वेदयते सर्वं सुखं दुःखं च जन्मसु ॥ मनुः ॥ ९ ॥

જેનાથી આ જન્મમાં સુખ દુઃખ આદિ અનુભવાય છે તેને ક્ષેત્રજ્ઞ અને ભૂતાત્માથી અન્ય, અન્તઃકરણયુક્ત જીવાત્મા કહેવામાં આવે છે. ઉપાધિભેદથી માત્ર આ પ્રમાણે ભેદ ભાસે છે પણ વસ્તુતઃ ભેદ નથી. ૯.

तावुभौ भूतसंपृक्तौ महान्क्षेत्रज्ञ एव च ।
उच्चावचेषु भूतेषु स्थितं तं व्याप्य तिष्ठतः ॥ मनु ॥ १० ॥

પાંચ સ્થૂલ અને સૂક્ષ્મ મહાભૂતયુક્ત **ભૂતાત્મા** તથા **જીવાત્મા**, અને **મહાન્** (અંહકાર) તથા **ક્ષેત્રજ્ઞ**, એ સર્વ ઉંચનીચ પ્રાણીઓમાં સ્થિત **પરમાત્માનો** આશ્રય કરી રહેલા છે. ૧૦.

**असंख्या मूर्तयस्तस्य निष्पतन्ति शरीरतः ।**
**उच्चावचानि भूतानि सततं चेष्टयन्ति याः ॥ मनु ॥ ११ ॥**

તે **પરમાત્માના** શરીરરૂપ પ્રકૃતિમાંથી અસંખ્ય મૂર્તિઓ ઉત્પન્ન થાય છે, જે ઉંચનીચ પ્રાણીઓને કર્મોમાં પ્રવૃત્ત કરે છે. ૧૧

**यद्याचरति धर्मं स प्रायशोऽधर्ममल्पशः ।**
**तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमुपाश्नुते ॥ मनुः ॥ १२ ॥**

જો **જીવાત્મા** ધર્મ વધારે કરે છે અને અધર્મ થોડો કરે છે, તો તે પંચમહાભૂતયુક્ત થઇ સ્વર્ગમાં સુખ પામે છે. ૧૨.

**यदि तु प्रायशोऽधर्मं सेवते धर्ममल्पशः ।**
**तैर्भूतैः स परित्यक्तो यामीः प्राप्नोति यातनाः ॥ मनुः ॥ १३ ॥**

જો **જીવાત્મા** અધર્મ ઘણો કરે છે અને ધર્મ થોડો કરે છે, તો તે પંચમહાભૂતથી વિયુક્ત થઇ યમની યાતનાઓ અનુભવે છે.

**यामीस्ता यातनाः प्राप्य स जीवो वीतकल्मषः ।**
**तान्येव पञ्चभूतानि पुनरप्येति भागशः ॥ मनुः ॥ १४ ॥**

યમની યાતનાઓ ભોગવી પાપથી મુક્ત થઈ તે જીવ ફરીથી પંચમહાભૂતથી બનેલા શરીરને પ્રાપ્ત કરે છે. ૧૪.

**एता दृष्ट्वाऽस्य जीवस्य गतीः स्वेनैव चेतसा ।**
**धर्मतोऽधर्मतश्चैव धर्मे दध्यात्सदा मनः ॥ मनुः ॥ १५ ॥**

આ પ્રમાણે ધર્મથી અને અધર્મથી થતી **જીવાત્માની** ગતિઓનો વિચાર કરી સદા ધર્મમાં મનને પ્રવૃત્ત રાખવું. ૧૫.

**सत्वं रजस्तमश्चैव त्रीन्विद्यादात्मनो गुणान् ।**
**यैर्व्याप्येमान्स्थितो भावान्महान्सर्वानशेषतः ॥ मनुः ॥ १६ ॥**

સત્વ રજ અને તમ એ ત્રણુ મહાન્ આત્માના (મહત્તત્વ અર્થાત્ અહંકારના) ગુણુ છે, જે ગુણો સર્વ વિશ્વમાં વ્યાપી રહેલા છે. ૧૬.

सत्वं ज्ञानं तमोऽज्ञानं रागद्वेषौ रज स्मृतम् ।
एतद्व्याप्तिमदेतेषां सर्वभूताश्रितं वपुः ॥ मनुः ॥ १७ ॥

સત્વગુણુથી જ્ઞાન તમોગુણુથી અજ્ઞાન અને રજોગુણુથી રાગ અને દ્વેષ ઉત્પન્ન થાય છે. સર્વ પ્રાણીમાત્રનાં શરીરોમાં આ ત્રણે ગુણો વ્યાપી રહેલા છે. ૧૭.

वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः ।
धर्मक्रियात्मचिन्ता च सात्विकं गुणलक्षणम् ॥ मनुः ॥ १८ ॥

વેદનું અધ્યયન તપ જ્ઞાન શૌચ ઇન્દ્રિયનિગ્રહ ધર્મકાર્યમાં પ્રવૃત્તિ તથા આત્મચિંતન, એ સત્વગુણુનાં લક્ષણુ છે. ૧૮

आरम्भरुचिताऽधैर्यमसत्कार्यपरिग्रहः
विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥ मनुः ॥ १९ ॥

સકામ કર્મો કરવામાં રૂચિ અધૈર્ય અસત્કર્મોમાં પ્રવૃત્તિ તથા નિરંતર વિષયસેવન, એ રજોગુણુનાં લક્ષણુ છે. ૧૯.

लोभः स्वप्नोऽधृतिः क्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता ।
याचिष्णुता प्रमादश्च तामसं गुणलक्षणम् ॥ मनुः ॥ २० ॥

લોભ નિદ્રા અધૃતિ ક્રૂરતા નાસ્તિકતા વૃત્તિચાંચલ્ય યાચનામાં પ્રવૃત્તિ તથા આલસ્ય, એ તમોગુણુનાં લક્ષણો છે. ૨૦.

देवत्वं सात्विका यान्ति मनुष्यत्वं च राजसाः ।
तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः ॥ मनुः ॥ २१ ॥

સાત્વિક મનુષ્યો દેવત્વને રાજસિક મનુષ્યો મનુષ્યત્વને તથા તામસિક મનુષ્યો પશુત્વને પામે છે. આ પ્રમાણે ત્રણ પ્રકારની ગતિ છે. ૨૧.

इन्द्रियाणां प्रसंगेन धर्मस्यासेवनेन च ।
पापान्संयान्ति संसारानविद्वांसो नराधमाः ॥ मनुः ॥ २२ ॥

ઇન્દ્રિયોના પ્રસંગથી તથા ધર્મનું સેવન નહીં કરવાથી મૂર્ખ અધમ મનુષ્યો અધોગતિને પામે છે. ૨૨.

वेदाभ्यासस्तपो ज्ञानमिन्द्रियाणां च संयमः ।
अहिंसा गुरुसेवा च निःश्रेयसकरं परम् ॥ मनुः ॥ २३ ॥

વેદાધ્યયન તપ જ્ઞાન ઇન્દ્રિયોનો સંયમ અહિંસા અને માતા પિતા તથા આચાર્યની સેવા, એ સર્વ પરમ કલ્યાણ પ્રાપ્ત કરાવનાર છે. એમના સેવનથી મનુષ્યને મોક્ષ મળે છે. ૨૩.

सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ।
तद्धयग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥ मनुः ॥ २४ ॥

આ સર્વમાં આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે. સર્વ વિદ્યાઓમાં તે મુખ્ય છે, કારણ કે તેનાથી અમૃતત્વ પ્રાપ્ત કરી શકાય છે. આવું આત્મજ્ઞાન થવું ઘણું કઠિન છે. માત્ર अहं ब्रह्मास्मि કહ્યાથીજ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે એમ માની જેઓ વેદાધ્યયનાદિ સ્વધર્મ પાલતા નથી, તેઓ ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી શકતા નથી. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એટલે સર્વમાં આત્માનો અનુભવ કરવો. તે અનુભવ માત્ર પોપટની પેઠે ‘અચરે અચરે રામ’ બોલ્યાથી થતો નથી, પણ આ રશ્મિના છેલ્લા પ્રકરણમાં આપવામાં આવેલા શ્રી શંકરાચાર્યજીના સાધનપંચકના અનુષ્ઠાનથી થાય છે. ૨૪.

षण्णामेषां तु सर्वेषां कर्मणां प्रेत्य चेह च ।
श्रेयस्करतरं ज्ञेयं सर्वदा कर्म वैदिकम् ॥ मनुः ॥ २५ ॥

ઉપર જણાવેલાં છ કર્મો કરતાં સર્વદા આ જન્મમાં અને જન્માંતરમાં અધિક કલ્યાણ કરનાર વૈદિક કર્મ છે. ૨૫.

वैदिके कर्मयोगे तु सर्वाण्येतान्यशेषतः ।
अन्तर्भवन्ति क्रमशस्तस्मिंस्तस्मिन्क्रियाविधौ ॥ मनुः ॥ २६ ॥

જૂદાં જૂદાં વૈદિક કર્મોની ક્રિયાવિધિમાં આ છ કર્મોનો સમાવેશ થઇ જાય છે. ૨૬.

सुखाभ्युदयिकं चैव नैःश्रेयसिकमेव च ।
प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥ मनुः ॥ २७ ॥

સાંસારિક સુખનો અભ્યુદય કરનાર પ્રવૃત્ત કર્મ, તથા નિઃશ્રેયસ (મોક્ષ) પ્રાપ્ત કરાવનાર નિવૃત્ત કર્મ, એમ બે પ્રકારનાં વૈદિક કર્મ છે. આ શ્લોક ઉપરથી વૈશેષિકની ધર્મની વ્યાખ્યા,

॥ यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥

"જેનાથી અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિ થાય તે ધર્મ" લેવામાં આવી હોય એમ લાગે છે. ૨૭.

इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ।
निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥ मनुः ॥ २८ ॥

આ જન્મમાં તથા જન્માંતરમાં ફળ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી જે કર્મ કરવામાં આવે છે તેને પ્રવૃત્ત કહે છે, અને જ્ઞાનપૂર્વક નિષ્કામ જે કર્મ કરવામાં આવે છે તેને નિવૃત્ત કહે છે. ૨૮.

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ मनुः ॥ २९ ॥

સર્વ પ્રાણીમાત્રમાં આત્મદર્શન કરીને તથા પોતાના આત્મામાં સર્વ પ્રાણીઓને સમાન દૃષ્ટિથી જોઇને આત્મયજ્ઞ કરનાર મનુષ્ય સ્વારાજ્ય પ્રાપ્ત કરે છે. ૨૯.

यथोक्तान्यपि कर्माणि परिहाय द्विजोत्तमः ।
आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ॥ मनुः ॥ ३० ॥

બ્રાહ્મણે ઉપર જણાવેલાં કર્મોનો ત્યાગ કરી **વેદસંન્યાસ** ધારણ કરી આત્મજ્ઞાન શાંતિ અને વેદાધ્યયનમાં પ્રયત્નપૂર્વક પ્રવૃત્ત થવું. ૩૦.

पितृदेवमनुष्याणां वेदश्चक्षुः सनातनम् ।
अशक्यं चाप्रमेयं च वेदशास्त्रमिति स्थितिः ॥ मनुः ॥ ३१ ॥

પિતૃઓ દેવો અને મનુષ્યોનું વેદ એ સનાતન ચક્ષુ છે. વેદશાસ્ત્ર અમાનુપીવ છે અને સ્વતઃપ્રમાણ છે. ૩૧

चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ।
भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिद्ध्यति ॥ मनुः ॥ ३२ ॥

ચાર વર્ણ ત્રણ લોક ચાર આશ્રમ તથા ભૂત ભવિષ્ય અને વર્તમાન, એ સર્વ વેદથી પ્રસિદ્ધિને પામે છે. ૩૨.

ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेव च ।
त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ मनुः ॥ ३३ ॥

ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ જાણનારા ત્રણ બ્રાહ્મણોની પરિષદ્ ધર્મમાં સંશય પડે તેનો નિર્ણય કરી શકે છે. ૩૩

तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ।
तपसा किल्बिषं हन्ति विद्ययामृतमश्नुते ॥ मनुः ॥ ३४ ॥

વિપ્રને મોક્ષ પ્રાપ્ત કરાવનાર તપ અને વિદ્યા છે. વિપ્ર તપથી પાપનો નાશ કરે છે અને જ્ઞાનથી મોક્ષ પામે છે. ૩૪.

सर्वमात्मनि संपश्येत्सच्चासच्च समाहितः ।
सर्वं ह्यात्मनि संपश्यन्नाधर्मेकुरुतेमनः ॥ मनुः ॥ ३५ ॥

વિપ્રે સમાધિસ્થ થઈ સર્વ સચરાચર જગત્ આત્મામાં જોવું. આત્મામાં સર્વ જગત્ જોવાથી તેનું મન અધર્મમાં પ્રવૃત્ત થતું નથી. ૩૫.

प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि ।
रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥ मनुः ॥ ३६ ॥

સર્વનું શાસન કરનાર, અણુથી પણ અણુ, સુવર્ણના જેવી કાંતિવાળો, અને એકાગ્ર બુદ્ધિથી ગમ્ય, એવા પરમાત્માને તેણે ઓળખવો. ૩૬.

एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना ।
स सर्वसमतामेत्य ब्रह्मभूयाय कल्पते ॥ मनुः ॥ ३७ ॥

આ પ્રમાણે જે મનુષ્ય સર્વ પ્રાણીઓમાં રહેલા પરમાત્માને પોતાના આત્માવડે ઓળખે છે, તે સર્વ રીતે સમતા પ્રાપ્ત કરી પરબ્રહ્મને પામે છે. ૩૭.

## પ્રકરણ ૨ જું.

### આત્મજ્ઞાન.

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति ॥ તૈત્તિરીય૦ ॥ १ ॥

જે કારણથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ જીવે છે, અને પ્રલયકાળમાં સર્વ પ્રાણીઓ જેમાં લય પામે છે, તેને તું જાણ. તે બ્રહ્મ છે. ૧.

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ कठ० ॥ २ ॥

શરીરરૂપી રથ છે, અને તેમાં બેસનાર રથી આત્મા છે. બુદ્ધિ રૂપી તેનો સારથિ છે અને મન રૂપી લગામ છે. ૨.

इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ कठ० ॥ ३ ॥

ઇન્દ્રિયો રૂપી ઘોડાઓ છે, અને વિષયો રૂપી પ્રદેશ છે.:વિદ્વાન્ મનુષ્યો ઇન્દ્રિય અને મન યુક્ત આત્માને ભોક્તા કહે છે. ૨.

यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ कठ० ॥ ४ ॥

જેમ દુષ્ટ ઘોડાઓ સારથિને સ્વાધીન થતા નથી, તેમ જે મનુષ્ય જ્ઞાની નથી તથા એકાગ્ર ચિત્તવૃત્તિવાળો નથી, તેને ઇન્દ્રિયો સ્વાધીન થતી નથી. ૪.

यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ कठ० ॥ ५ ॥

પણ જેવી રીતે સારા ઘોડાઓ સારથિને વશ રહે છે, તેવી જ રીતે ઇન્દ્રિયો જ્ઞાની તથા એકાગ્રચિત્તવૃત્તિવાળા મનુષ્યને વશ રહે છે. ૫

यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः ।
न सं तत्पदमाप्नोति संसारं चाधिगच्छति ॥ कठ० ॥ ६ ॥

અજ્ઞાની ચંચળ ચિત્તવૃત્તિવાળો અને અશુદ્ધ મનુષ્ય પરમ પદને પ્રાપ્ત કરી શકતો નથી, અને પુનઃ સંસારમાં જન્મે છે. ૬.

यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा शुचिः ।
स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ कठ० ॥ ७ ॥

પણ જે મનુષ્ય જ્ઞાની છે તથા એકાગ્ર ચિત્તવૃત્તિવાળો છે અને જે સદા શુદ્ધ રહે છે, તે પરમ પદને પ્રાપ્ત કરે છે, અને પુનઃ જન્મતો નથી. ૭.

विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ कठ० ॥ ८ ॥

૮. વિજ્ઞાનથી સંસ્કૃત બુદ્ધિ રૂપી સારથિવાળો તથા એકાગ્ર મન રૂપી લગામવાળો મનુષ્ય સંસારનો પ્રવાસ પૂર્ણ કરી પરમાત્માના પરમ પદને પામે છે. ૮.

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ कठ० ॥ ९ ॥

ઇન્દ્રિયોથી પર વિષયો છે, વિષયોથી પર મન છે, મનથી પર બુદ્ધિ છે, અને બુદ્ધિથી પર અહંકાર છે. ૯.

महतःपरमव्यक्तमव्यक्तात्पुरुषः परः ।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परागतिः ॥ कठ० ॥ १० ॥

અહંકારથી પર પ્રકૃતિ છે, અને પ્રકૃતિથી પર પુરૂષ છે. પુરૂષથી પર કાંઇ છે જ નહીં. તેજ અંતિમ મર્યાદા છે અને પરમ ગતિ છે. ૧૦.

एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्रया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ कठ० ॥ ११ ॥

સર્વ પ્રાણીઓના અંતર્યામી રૂપે રહેલા આ આત્માનો સર્વને પ્રકાશ થતો નથી. પણ યોગથી અને જ્ઞાનથી જે મનુષ્યોની બુદ્ધિ વિશુદ્ધ અને સૂક્ષ્મ થઇ છે, તેઓ તે આત્માનો અનુભવ કરી શકે છે. ૧૧.

अशब्दमस्पर्शमरूपमव्ययम् तथाऽरसं नित्यमगन्धवच्च ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥कठ०॥१२॥

શબ્દ સ્પર્શ રૂપ રસ ગન્ધ અને વિનાશ રહિત, નિત્ય, અનાદિ, અનન્ત, અહંકારથી પર, અને નિશ્ચલ, એવા પરમાત્માનો અનુભવ કરનાર મનુષ્ય સંસારમાંથી મુક્ત થાય છે. ૧૨.

स्वदेहमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ध्याननिर्मथनाभ्यासादेवं पश्येन्निगूढवत् ॥ श्वेता० ॥ १६ ॥

પોતાના દેહ રૂપી અરણિકાષ્ઠનું પ્રવણ રૂપી અરણિકાષ્ઠ જોડે ધ્યાન રૂપી નિર્મંથન કરી પરમાત્મા રૂપી અગ્નિનો સાક્ષાત્કાર કરવો. બે અરણીનાં લાકડાં એક બીજાની જોડે ઘસવાથી જેવી રીતે અગ્નિ ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે મનુષ્ય ॐकारनो અર્થ યથાર્થ સમજી તેનું ધ્યાન ધરે, તો તેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ૧૩.

तिलेषु तैलं दधनीव सर्पिरापः स्रोतःस्वरणीषु चाग्निः ।
एवमात्मात्मानि गृह्यतेऽसौ सत्येनैनं तपसा योऽनुपश्यति ॥श्वेता०॥१४॥

જેવી રીતે તલમાં તેલ છે, દહીંમાં ઘી છે, પ્રવાહમાં જળ છે, અને અરણિમાં અગ્નિ છે, તેવી રીતે આત્માઓમાં પરમાત્મા છે. જે મનુષ્યો સત્ય અને તપથી પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે, તેમને આ પ્રમાણે અનુભવ થાય છે. ૧૪.

याज्ञवल्क्य किं ज्योतिरयं पुरुष इति । आदित्यज्योतिः सम्राडिति होवाचादित्येन वै ज्योतिषास्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ बृहदा० ॥ १५ ॥

જનકે પૂછ્યું, હે યાજ્ઞવલ્કય ! કયા જ્યોતિના આધારે પુરૂષ વ્યવહાર કરે છે? યાજ્ઞવલ્કયે કહ્યું કે આદિત્યજ્યોતિને આધારે પુરૂષ બેસે છે ફરે છે અને પાછો પોતાને ઘેર આવે છે. રાજાએ કહ્યું યથાર્થ છે. ૧૫.

अस्तमित आदित्ये याज्ञवल्क्य किं ज्योतिरेवायं पुरुष इनि । चन्द्रमा एवास्य ज्योतिर्भवति । चन्द्रमसैवायं ज्योतिषास्ते० ॥बृहदा०॥१६॥

જ્યારે આદિત્ય અસ્ત થાય છે, ત્યારે કયા જ્યોતિને આધારે પુરૂષ વ્યવહાર કરે છે? યાજ્ઞવલ્કયે કહ્યું કે ચંદ્રજ્યોતિને આધારે પુરૂષ બેસે છે વિગેરે--( ઉપર પ્રમાણે સમજવું. ) ૧૬,

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते किं ज्योतिरेवायं पुरुष इति । अग्निरेवास्यज्योतिर्भवति । अग्निनैवायं ज्योतिषास्ते०॥ बृहदा० ॥ १७ ॥

જ્યારે આદિત્ય અને ચન્દ્ર અસ્ત થાય છે ત્યારે, કયા જ્યોતિને આધારે પુરૂષ વ્યવહાર કરે છે? યાજ્ઞવલ્કયે કહ્યું કે અગ્નિજ્યોતિને આધારે પુરૂષ બેસે છે વિગેરે–૧૭

अस्तमित आदित्ये याज्ञवल्कय चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ किंज्योतिरेवायं पुरुष इति । वागेवास्य ज्योतिर्भवतीति । वाचैवायं ज्योतिषा ०॥ बृहदा ०॥ १८॥

જ્યારે આદિત્ય અને ચન્દ્ર અસ્ત થાય છે અને અગ્નિ શાન્ત થાય છે, ત્યારે કયા જ્યોતિને આધારે પુરૂષ વ્યવહાર કરે છે? યાજ્ઞવાક્યે કહ્યું કે વાક્જ્યોતિને આધારે પુરૂષ બેસે છે વિગેરે-૧૮.

**अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ शान्तायां वाचि किं ज्योतिरेवायं पुरुष इति । आत्मैवास्य ज्योतिर्भवतीत्यात्मनैवायं ज्योतिषास्ते० ॥ बृहदा० ॥ १९ ॥**

જ્યારે આદિત્ય અને ચન્દ્ર અસ્ત થાય છે તથા અગ્નિ અને વાક્ શાન્ત થાય છે, ત્યારે કયા જ્યોતિને આધારે મનુષ્ય વ્યહાર કરે છે? યાજ્ઞવલ્કયે કહ્યું કે તે વખતે મનુષ્ય આત્મજ્યોતિને આધારે બેસે છે ઇત્યાદિ-૧૯

**कतम आत्मेति । योऽयं विज्ञानमयः प्राणेषु**
**हृद्यन्तर्ज्योतिः पुरुषः ॥ बृहदा० ॥ २० ॥**

જનકે પૂછયું, કયો આત્મા? યાજ્ઞવલ્કયે કહ્યું કે જે સર્વ ઇન્દ્રિયોમાં વિજ્ઞાનમય છે અને જે હૃદયકમલમાં પ્રકાશે છે તે. ૨૦.

**सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा**
**सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।**
**अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो**
**यं पश्यंति यतयः क्षीणदोषाः ॥ मुण्डक० ॥ २१ ॥**

જેઓના કાયિક વાચિક તથા માનસિક દોષ ક્ષીણ થઈ ગયા છે, એવા યતિઓ સત્ય તપ તત્ત્વજ્ઞાન અને બ્રહ્મચર્યથી જ્યોતિરૂપ શુભ્ર પરમાત્માનું નિત્ય હૃદયકમળમાં દર્શન કરે છે. ૨૧.

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ मुण्डक० ॥ २२ ॥**

જે મનુષ્યને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, તેના હૃદ-

યની ગ્રંથીઓ છૂટી જાય છે, તેના સર્વ સંશય દૂર થઈ જાય છે, અને તેનાં સર્વ સંચિતાદિ કર્મ નષ્ટ થઇ જાય છે. ૨૨.

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥मुण्डक०॥२३॥

આ આત્માને પ્રવચનથી બુદ્ધિથી તથા બહુશ્રુતપણાથી ઓળખી શકાતો નથી. પણ તેણે વેદાદિ શાસ્ત્રદ્વારા પ્રગટ કરેલી આજ્ઞાઓનું જે મનુષ્ય પાલન કરે છે, તેને અધિકારી ગણી, તેને પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર ઈશ્વર પોતેજ કરાવે છે. ૨૩.

सलिल एको द्रष्टाऽद्वैतो भवत्येष ब्रह्मलोकः सम्राडिति हैनमनुशशास याज्ञवल्क्य एषाऽस्य परमा गतिरेषाऽस्य परमा संपदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्द एतस्यैवा ऽनन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ॥ वृहदा० ॥ २४ ॥

સુષુપ્ત અવસ્થામાં સ્વયંપ્રકાશ પ્રાજ્ઞ આત્મામાં સ્થિત થવાથી જીવાત્મા પોતે સ્વયંપ્રકાશ અને અંતઃકરણાદિ દ્વૈત રહિત થાય છે. હે મહારાજાધિરાજ, આ સ્થિતિમાં જો જીવાત્મા કાયમને માટે રહી શકે તો તેજ બ્રહ્મલોક છે. આ પ્રમાણે યાજ્ઞવલ્કયે જનકને ઉપદેશ કર્યો. એજ એની પરમગતિ છે, એજ એની પરમ સંપત્તિ છે, એજ એનો પરમ લોક છે, એજ એનો પરમ આનંદ છે, અને અન્ય પ્રાણીઓ આજ આનન્દની માત્રાના અનુભવથી જીવે છે. ૨૪.

स यो मनुष्याणां राद्धः समृद्धो भवत्यन्येषामधिपतिः सर्वैर्मानुष्यकैर्भोगैः संपन्नतमः स मनुष्याणां परम आनन्दोऽथ ये शतं मनुष्याणामानन्दाः स एकः पितॄणां जितलोकानामानन्दोऽथ ये शतं पितॄणां जितलोकानामानन्दाः स एको गन्धर्वलोक अनन्दोऽथ ये शतं गन्धर्वलोक आनन्दः स एकः कर्मदेवानामानन्दो ये कर्मणा

देवत्वमभिसंपद्यन्तेऽथ ये शतं कर्मदेवानामानन्दाः स एक आजान-देवानामानन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतमाजान देवानामानन्दाः स एकः प्रजापतिलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतं प्रजापतिलोक आनन्दाः स एको ब्रह्मलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथैष एव परम आनन्द एष ब्रह्मलोकः सम्राडिति होवाच याज्ञवल्क्यः ॥ बृहदा० ॥ २५ ॥

મનુષ્યોમાં જે સમગ્ર અવયવવાળો છે, સર્વ સમૃદ્ધિવાળો છે, સર્વે મનુષ્યોનો અધિપતિ છે, અને સર્વ ભૌતિક ભોગને સંપૂર્ણ ભોગવનારો છે, તે જે આનન્દ ભોગવે છે તે મનુષ્યોનો પરમ આનંદ છે. જેઓ શ્રાદ્ધાદિ કર્મો યથાવિધિ કરી પિતૃલોક પ્રાપ્ત કરે છે તેમનો આનંદ મનુષ્યોના સો પરમ આનંદની બરોબર છે. પિતૃઓના આનંદથી સોઘણો આનંદ ગન્ધર્વલોકમાં છે. જે મનુષ્યો વૈદિકકર્મોના અનુષ્ઠાનથી દેવત્વ પ્રાપ્ત કરે છે, તેઓ ગન્ધર્વલોકના આનન્દ કરતાં સોઘણો આનંદ અનુભવે છે. અગ્નિ વાયુ સૂર્ય આદિ દેવતાઓ જેમણે ઉત્પત્તિ કાળથી દેવત્વ પ્રાપ્ત કર્યું છે તે આજાનદેવો, અને જે વેદપારંગત શ્રોત્રિય પાપ રહિત થઈ નિષ્કામ કર્મો કરે છે તે શ્રોત્રિય, કર્મદેવો કરતાં સોઘણો આનંદ અનુભવે છે. આ આજાનદેવોના સો આનંદની બરોબર પ્રજાપતિલોકનો તથા જે વેદપારંગત શ્રોતિય પાપથી નિવૃત્ત થઇ નિષ્કામ કર્મો કરે છે તેનો આનંદ છે. પ્રજાપતિ લોકના સો આનંદની બરોબર બ્રહ્મલોકનો તથા જે વેદપારંગત શ્રોત્રિય પાપથી નિવૃત્ત થઈ નિષ્કામ કર્મો કરે છે તેનો આનંદ છે. આજ પરમાનંદ છે. અને હે રાજાધિરાજ, આજ બ્રહ્મલોક છે એમ યાજ્ઞવલ્કયે જનકને કહ્યું. ૨૫.

પાપ રહિત થઈ નિષ્કામ કર્મો કરનાર શ્રોત્રિય જેમ જેમ તેની તૃષ્ણા ઓછી થતી જાય છે તેમ તેમ ઉત્તરોત્તર આનંદ

અનુભવે છે. જ્યારે તે સર્વ તૃષ્ણા રહિત થાય છે ત્યારે તે પ્રત્યક્ષ બ્રહ્માનંદ અનુભવે છે.

स एष परम आनन्दो वितृष्णश्रोत्रियप्रत्यक्षोऽधिगतः ॥ शंकरभाष्य. ॥

તેવીજ રીતે વેદવ્યાસનું વચન પણ શ્રી શંકરાચાર્યજી આપે છે.

यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् । तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥

આ લોકમાં જે વિષયસુખ છે તથા સ્વર્ગમાં જે મહાન્ દિવ્યસુખ છે, તે બે જાતનાં સુખ તૃષ્ણાના ક્ષયથી થતા સુખની સોળમી કળાની પણ બરોબર નથી.

सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥ एतद्ध्येवाक्षरं ब्रह्म एतदेवाक्षरं परम् । एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥ कठ० ॥ २६ ॥

સર્વ વેદ જે પદનું વર્ણન કરે છે, સર્વ તપ જે પદને પરમ પદ કહે છે, તથા જે પદની પ્રાપ્તિની ઇચ્છાથી મનુષ્યો બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પદ હું થોડા અક્ષરમાં તને કહું છું. તે પદ ૐકાર છે. ૐકારજ અક્ષર બ્રહ્મ છે, અને ૐકારજ સર્વથી પર છે અને અવિનાશી છે. આ ૐકારને યથાર્થ જાણુનાર સંકલ્પસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. અર્થાત્ યાજ્ઞવલ્કયે યોગસિદ્ધિનાં લક્ષણોમાં ॥ अर्थानां छंदतः सृष्टिः ॥ " વસ્તુઓ સંકલ્પ કરતાની સાથે પ્રાપ્ત થાય છે " એમ જે જણાવ્યું છે, તેજ પ્રમાણે ૐકારનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરનાર મનુષ્યને પણ સર્વ વસ્તુઓ સંકલ્પ કરતાની સાથેજ પ્રાપ્ત થાય છે. ૨૬.

ॐमित्येतदक्षरमिदं सर्वं तस्योपव्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोङ्कार एव यच्चान्यत्त्रिकालातीतं तदप्योंकार एव ॥ माण्डूक्य० ॥

ૐકાર અક્ષરબ્રહ્મનો વાચક છે, અને આ નામ અને

રૂપથી પ્રસિદ્ધિ પામતું જગત તેનું વ્યાખ્યાન છે. અર્થાત્ સર્વ જગત્ વાણીથી ગમ્ય છે અને વાક્‌ની ઉત્પત્તિ ૐકારમાંથી છે. જેવી રીતે પરમાત્મા સર્વ વિશ્વમાં વ્યાપી રહ્યા છે, તેવીજ રીતે નામ અને રૂપથી પ્રસિદ્ધિ પામતા વિશ્વને વ્યક્ત કરનાર વાણીમાં ૐકારનો અકાર વ્યાપી રહ્યો છે. તેવીજ રીતે ઉકાર અને મકારથી વિશ્વની સ્વપ્નાવસ્થા તથા અવ્યક્તાવસ્થાનું ભાન થાય છે. તેથી ૐકારનો યથાર્થ અર્થ જાણુનારને વિશ્વદર્શન પ્રાપ્ત થાય છે. તેથી તે સર્વ વાક્‌પ્રપંચનો ત્યાગ કરી, સર્વ દ્વૈતભાવથી મુક્ત થઇ, માત્ર ૐકારના ચારે પાદથી વાચ્ય પરબ્રહ્મને પામે છે. ભૂત ભવિષ્ય અને વર્તમાન સર્વ માત્ર ૐકારજ છે, અને જે ત્રિકાલાતીત અવ્યાકૃત છે,' તે પણુ ૐકારજ છે. ૨૭.

**सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् ।। माण्डूक्य० ।। ।। २८ ।।**

આ સર્વ વિશ્વ બ્રહ્મમય છે. નીચે વર્ણવેલો આત્મા બ્રહ્મ છે. અને આ આત્માના ચાર પાદ છે. ઉપાધિભેદથી આત્માની ચાર અવસ્થાઓ વર્ણવવામાં આવી છે, જેને ચાર પાદ કહ્યા છે. ૨૮.

**जागरितस्थानो बहिःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः स्थुलभुग्वैश्वानरः प्रथमः पादः ।। माण्डूक्य० ।। २९ ।।**

જાગૃત અવસ્થાનો અધિષ્ઠાતા, સર્વ દૃશ્ય વસ્તુઓનો જ્ઞાતા, સ્વર્ગલોકરૂપી શીર્ષ સૂર્યરૂપી ચક્ષુ વાયુરૂપી પ્રાણુ આકાશરૂપી દેહ અન્ન તથા જળરૂપી ઉદર પૃથ્વીરૂપી પાદ અને અગ્નિરૂપી મુખ આ પ્રમાણે સાત અંગવાળો, પાંચ પ્રાણુ પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય તથા મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર એમ ઓગણીસ મુખવાળો, તથા સ્થુલ વસ્તુઓનો ભોક્તા વૈશ્વાનર પ્રથમ પાદ છે. ૨૯.

**स्वप्नस्थानोऽन्तःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः प्रविविक्तभुक् तैजसो द्वितीयः पादः ।। माण्डूक्य० ।। ३० ।।**

સ્વપ્ન અવસ્થાનો અધિષ્ઠાતા, સર્વ સૂક્ષ્મ વસ્તુઓનો જ્ઞાતા, ઉપર જણાવેલાં સાત અંગ તથા ઓગણીસ મુખવાળો, તથા સૂક્ષ્મ વસ્તુઓનો ભોક્તા તૈજસ દ્વિતીય પાદ છે. ૩૦.

**यत्र सुप्तो न कंचन कामं कामयते न कंचन स्वप्नं पश्यति तत्सुसुषुप्तम्। सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवानन्दमयो ह्यानन्दभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयः पादः ॥ माण्डूक्य० ॥ ३१ ॥**

જે અવસ્થામાં સુઇને સર્વ કામનાઓથી રહિત થઇ આત્મા કંઈ પણ સ્વપ્ન જોતો નથી તેને સુષુપ્ત અવસ્થા કહે છે. આ સુષુપ્ત અવસ્થાનો અધિષ્ઠાતા, સર્વ દ્વૈતથી રહિત, જ્ઞાનમય તથા આનન્દમય, આનન્દનો ભોક્તા, તથા ચિત્તરૂપી મુખવાળો પ્રાજ્ઞ તૃતીય પાદ છે. ૩૧.

**एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥ माण्डूक्य० ॥ ३२ ॥**

આ પ્રાજ્ઞ સર્વનો નિયંતા છે, સર્વજ્ઞ છે, સર્વનો અન્તર્યામી છે, અને સર્વનું ઉત્પત્તિસ્થાન છે. સર્વ પ્રાણીમાત્રની ઉત્પત્તિ અને લય તેનાથીજ છે.

**नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं नोभयतः प्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञम्। अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्म्यप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥ माण्डूक्य० ॥ ३३ ॥**

જે સૂક્ષ્મ દૃષ્ટિવાળો નથી, જે સ્થુળ દૃષ્ટિવાળો નથી, જે સૂક્ષ્મ તથા સ્થુળ દૃષ્ટિવાળો નથી, જે જ્ઞાનમય નથી, જે પ્રજ્ઞ નથી તથા જે અપ્રજ્ઞ નથી, જે અદૃશ્ય છે, જે નામ તથા રૂપથી રહિત હોવાથી અવ્યવહાર્ય છે, જે ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે, જે કોઇ પણ પ્રકારના લક્ષણ વિનાનો છે, જે અચિન્ત્ય છે, જે અવર્ણ્ય છે, જે જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિનો અનુ-

ભવ કરનાર એકજ આત્મા છે, પોતાનો અનુભવ એજ જેનુ પ્રમાણ છે, જ્યાં સર્વ પ્રપંચ શાંત થાય છે, અને જે પોતે શાન્ત કલ્યાણરૂપ અને અદ્વૈત છે, તેનેજ ચતુર્થ પાદ કહે છે. તેજ પરમાત્મા છે અને તેને અવશ્ય ઓળખવો જોઇએ. ૩૩.

**सोऽयमात्माऽध्यक्षरमोङ्कारोऽधिमात्रं पादा मात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ।। माण्डूक्य० ।। ३४ ।।**

આ આત્માનો વાચક ૐકાર છે. તેના પાદ પણ ૐકારની માત્રાથી વાચ્ય છે. તે માત્રાઓ અકાર ઉકાર અને મકાર છે. ૩૪.

**जागरितस्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राप्तेरादिमत्त्वाद्वाप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद ।। माण्डूक्य० ।। ३५।।**

જાગૃત અવસ્થાનો અધિષ્ઠાતા વૈશ્વાનર ૐકારની પ્રથમ માત્રા અકારથી વાચ્ય છે. શ્રુતિ કહે છે કે અકારથી સર્વ વાણી વ્યાપ્ત થયેલી છે, અને વૈશ્વાનરથી સર્વ જગત્ વ્યાપ્ત થયેલું છે તેથી વ્યાપ્તિની સમાનતાથી અકાર વૈશ્વાનરનો વાચક છે. તેમજ અકાર ૐકારનો પ્રથમ અક્ષર છે અને વૈશ્વાનર આત્માનો પ્રથમ પાદ છે, તેથી પણ અકાર વૈશ્વાનરનો વાચક છે. જે મનુષ્ય આ પ્રમાણે સમજીને વૈશ્વાનરનો સાક્ષાત્કાર કરે છે, તે સર્વ ઇચ્છિત વસ્તુઓ પ્રાપ્ત કરીને સર્વ મનુષ્યોમાં શ્રેષ્ઠ પદવી પ્રાપ્ત કરે છે. ૩૫.

**स्वप्नस्थानस्तैजस उकारो द्वितीया मात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञानसंततिं समानश्च भवति नास्या ब्रह्मवित्कुले भवति य एवं वेद ।। माण्डूक्य० ।। ३६ ।।**

સ્વપ્નાવસ્થાનો અધિષ્ઠાતા તૈજસ ૐકારની દ્વિતીય માત્રા ઉકારથી વાચ્ય છે. અકાર પછી ઉકાર આવે છે અને વિશ્વ પછી તૈજસ આવે છે, તેમજ અકાર અને મકાર બેની વચ્ચે ઉકાર આવે છે અને વૈશ્વાનર અને પ્રાજ્ઞ એ બેની વચ્ચે

તૈજસ આવે છે, તેથી તૈજસ ઉકારથી વાચ્ય છે. જે મનુષ્ય આ પ્રમાણે સમજીને તૈજસનો સાક્ષાત્કાર કરે છે, તે બ્રહ્મજ્ઞાનની વૃદ્ધિ કરે છે, મિત્ર અને શત્રુઓમાં સમાન ગણાય છે, અને તેના કુળમાં કોઈ દિવસ પણ બ્રહ્મને નહીં જાણનાર પુત્ર ઉત્પન્ન થતો નથી. ૩૬.

**सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मितेरपीतेर्वा मिनोति ह वा इदं सर्वमपीतिश्च भवति य एवं वेद ॥ माण्डूक्य० ॥ ३७ ॥**

સુષુપ્તાવસ્થાનો અધિષ્ઠાતા પ્રાજ્ઞ ૐકારની તૃતીય માત્રા મકારથી વાચ્ય છે. વૈશ્વાનર અને તૈજસનું જ્ઞાન પ્રાજ્ઞથી થાય છે, તથા વૈશ્વાનર અને તૈજસનો લય પણ પ્રાજ્ઞમાં થાય છે. આજ પ્રમાણે ૐકારનો ઉચ્ચાર કરતી વખતે અકાર અને ઉકારનો લય મકારમાં થાય છે, અને પુનઃ ૐકારનો ઉચ્ચાર કરીએ તો અકાર અને ઉકાર મકારમાંથી નીકળતા હોય એમ લાગે છે. આવી સમાનતાથી મકાર પ્રાજ્ઞનો વાચક ગણાય છે. જે મનુષ્ય આ પ્રમાણે સમજીને પ્રાજ્ઞનો સાક્ષાત્કાર કરે છે તે સર્વજ્ઞ થાય છે અને પરબ્રહ્મને પામે છે. ૩૭.

**अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैत एवमोङ्कार आत्मैव संविशत्यात्मनात्मानं य एवं वेद ॥ माण्डूक्य० ॥ ३८ ॥**

કોઈ પણ માત્રાથી અવાચ્ય ચતુર્થપાદરૂપ અવ્યવહાર્ય સર્વ પ્રપંચનું નિવૃત્તિસ્થાન કલ્યાણકર્તા તથા અદ્વૈત એવો ૐકારથીજ વાચ્ય આત્મા છે. જે મનુષ્ય આ પ્રમાણે સમજીને પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે, તે કૈવલ્યપદને પામે છે. ૩૮.

સુષુપ્ત અવસ્થામાં અવિદ્યારૂપી બીજ રહેવાથી આત્મા પુનઃ સ્વપ્ન અને જાગૃત અવસ્થા પ્રાપ્ત કરે છે; પણ જ્યારે જ્ઞાનથી અવિદ્યા નષ્ટ થઈ જાય છે, ત્યારે આત્મા નિરંતર ચતુર્થ અવસ્થાનો અનુભવ કરે છે અને મોક્ષ પામે છે.

આ પુસ્તકમાં જ્યાં જ્યાં ૐકારનો જપ કરવાનો કહ્યો છે, ત્યાં આ પ્રમાણે ૐકારના અર્થનું મનમાં ચિન્તવન કરી ઉપાધિ ભેદથી જીવાત્મા તથા પરમાત્માની અનુભવમાં આવતી ચાર અવસ્થાઓનો યથાર્થ સમજી જપ કરવો. આજ પ્રમાણે જપ કરવાથી મનુષ્ય યથોક્ત ફળ પ્રાપ્ત કરી શકે છે.

ईशा वास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुंजीथा मा गृधः कस्य स्विद्धनम् ॥ईश०॥ ३९ ॥

આ સર્વ ઇશ્વરથી વ્યાપ્ત છે, અને વિશ્વમાં જેટલાં અદૃશ્ય જગત્ છે તે સર્વમાં પણ ઇશ્વર વ્યાપી રહેલો છે. તારાં શુભાશુભ કર્મ અનુસાર ઇશ્વર તને જે ફળ આપે તેનો ઉપભોગ કર, અને કોઇનું પણ દ્રવ્ય લેવાની તૃષ્ણા રાખીશ નહીં. ૩૯

कुर्वन्नेवेह कर्म्माणि जिजीविषेच्छतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ ईश० ॥४०॥

મનુષ્યે સત્કર્મો કરી સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા રાખવી. આ પ્રમાણે કરવાથીજ તને કર્મનો લેપ થશે નહીં. ૪૦

असुर्या नाम ते लोका अन्धेन तमसा वृताः ।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ईश०॥ ४१ ॥

જે મનુષ્યો આત્મઘાતી છે, ( અર્થાત્

प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेन्द्रियसौष्ठवम् । न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥ •

જે મનુષ્યો આવો ઉત્તમ મનુષ્યનો દેહ તથા ઇન્દ્રિયોનું સૌંદર્ય પ્રાપ્ત કરીને પોતાના આત્માનું કલ્યાણ કરતા નથી તે આત્મઘાતી કહેવાય છે,) તેઓ મરણ પછી અધોગતિ પામે છે. ૪૧

अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति॥ईश०॥४२॥

અચલ છતાં પણ મનના વેગ કરતાં વધારે વેગવાળો, અદ્વિતીય, પૂર્વકાળમાં જેનો દેવતાઓ પણ પાર પામી શક્યા નથી તેવો, સદાકાળ રહેવાવાળો, સર્વજ્ઞ, અને જેના પ્રતાપથી વાયુ વૃષ્ટિને ધારણ કરે છે તેવો પરમાત્મા છે. ૪૨.

तदेजति तन्नैजति तद्दूरे तद्वदन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ ईश० ॥ ४३ ॥

તે ચલ છે અને અચલ છે. અજ્ઞાનીઓથી દૂર છે, અને જ્ઞાનીઓની સમીપમાં છે. તે સર્વની અંદર છે તથા બહાર છે. ૪૩.

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ईश ॥ ४४ ॥

જે મનુષ્ય સર્વ પ્રાણીઓને પોતાના આત્મામાં જુએ છે, અને સર્વ પ્રાણીઓમાં પોતાના આત્માને જુએ છે, તે કોઈ પણ પ્રાણીનો તિરસ્કાર કરતો નથી. અર્થાત્ તે સર્વ પ્રાણી ઉપર પ્રેમ રાખે છે. ૪૪.

यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ईश० ॥ ४५ ॥

સર્વ પ્રાણીઓમાં એકજ પરમાત્મા વ્યાપી રહેલો છે એમ જે મનુષ્ય સમજે છે તથા અનુભવે છે, તેને શોક તથા મોહ ઉત્પન્ન થતો નથી. ૪૫.

सपर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्
व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ईश० ४६ ॥

તેજસ્વી અશરીર અવિચ્છિન્ન અક્ષય શુદ્ધ અને પાપ રહિત પરમાત્મા સર્વત્ર વ્યાપી રહેલો છે. તે સર્વજ્ઞ અંતર્યામી સાક્ષીભૂત સ્વયંભૂ પરમાત્મા સનાતન કાળથી સર્વ મનુષ્યોને તેમનાં કર્મ અનુસાર ફળ પ્રાપ્ત કરાવે છે. ૪૬

अन्धं तमः प्राविशान्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥ ईश० ॥ ४७ ॥

જે મનુષ્યો સાંસારિક વિષયસુખરૂપ અવિદ્યાનું સેવન કરે છે, તેઓ આત્મજ્ઞાનથી વિમુખ થઇ, અજ્ઞાનરૂપી અંધકારમાં પ્રવેશ કરે છે. તથા જેઓ પુસ્તક અથવા ગુરૂદ્વારા તત્ત્વ જ્ઞાન મેળવી માત્ર તેનો વાદવિવાદ કરવામાંજ તત્પર રહે છે, તેઓ પણ કુતર્કોથી આડે માર્ગે દોરાઈ જઈ વધારે ઉંડા અંધકારમાં પ્રવેશ કરે છે. ૪૭.

अन्यदेवाहुर्विद्ययाऽन्यदाहुरविद्यया ।
इति शुश्रुम धीराणां येनस्तद्विचचक्षिरे ॥ ईश० ॥ ४८ ॥

કેવળ વિદ્યાથી અન્ય ફળ પ્રાપ્ત થાય છે, અને કેવળ અવિદ્યાથી અન્ય ફળ પ્રાપ્ત થાય છે, એવો વિદ્વાન્ મનુષ્યોનો અનુભવ અમે સાંભળ્યો છે. ૪૮.

विद्याञ्चाविद्याञ्च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ईश० ॥ ४९ ॥

જે મનુષ્ય વિદ્યાને અને અવિદ્યાને યથાર્થ જાણે છે, તે ઇંદ્રિયોથી ધર્મ અર્થ અને કામ સિદ્ધ કરી, સાંસારિક વિષયોમાંથી આસક્તિ દૂર કરી, પ્રાણ મન આદિથી યોગસિદ્ધિ પ્રાપ્ત કરી, આત્મજ્ઞાનનો અનુભવ કરીને મોક્ષ પામે છે. ૪૯.

अन्धं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ संभूत्यां रताः ॥ ईश० ॥ ५० ॥

જે મનુષ્યો અવ્યક્તની ઉપાસના કરે છે, તેઓ માત્ર અજ્ઞાન રૂપી અંધકારમાંજ પ્રવેશ કરે છે. જેઓ માત્ર વ્યક્ત વસ્તુઓની ઉપાસના સંબંધી વાદવિવાદ કરવામાં મચ્યા રહે છે, તેઓ આથી પણ વધારે અંધકારમાં પ્રવેશ કરે છે. ૫૦.

अन्यदेवाहुः सम्भवादन्यदाहुरसम्भवात् ।
इति शुश्रुम धीराणां येनस्तद्विचचक्षिरे ॥ ईश० ॥ ५१ ॥

કેવળ વ્યક્તની ઉપાસનાનું અન્ય ફળ છે, અને કેવળ અવ્યક્તની ઉપાસનાનું અન્ય ફળ છે, એવો વિદ્વાન્ મનુષ્યોનો અનુભવ અમે સાંભળ્યો છે. ૫૧.

संभूतिंच विनाशंच यस्तद्वेदोभयं सह ।
विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते ॥ ईश० ॥ ५२ ॥

જે મનુષ્ય વ્યક્ત અને અવ્યક્તને યથાર્થ સમજે છે, તે અવ્યક્તના અર્થાત્ પ્રકૃતિ અને તેના અહંકાર પંચતન્માત્રા આદિ વિકારોના જ્ઞાનથી સર્વ જગતને પ્રકૃતિનું પરિણામ સમજી તેમાંથી આસક્તિ દૂર કરી, અગ્નિ વાયુ આદિ દેવતાઓના ઉપાસનથી યોગ સિદ્ધ કરી, મોક્ષને પ્રાપ્ત કરે છે. ૫૨.

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ ईश० ॥ ५३ ॥

હે સૂર્યદેવતા, તને પ્રકાશ આપનાર પરમાત્માનું મુખ તારા પ્રકાશની અંદર ઢંકાઈ ગયેલું છે. તે મુખ તું સત્ય ધર્મનો બોધ થવા સારૂ, તથા સત્ય વસ્તુનું દર્શન થવા સારૂ, અમારી દૃષ્ટિગોચર કર. ૫૩.

पुषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन् समूह ।
तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि
योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ ईश० ॥ ५४ ॥

યમ સૂર્ય પ્રજાપતિ ઇત્યાદિ નામોથી ઉપાસ્ય હે મહર્ષિ સૂર્ય, તારાં કિરણોના સમૂહને એકત્ર કર, જેથી અમે તને પ્રકાશ આપનાર તથા સર્વ જગતનું કલ્યાણ કરનાર પરમાત્માને જોઇ શકીએ. જે તારો અન્તર્યામી છે તેજ મારો પણ અંતર્યામી છે. ૫૪.

वायुरनिलममृतमथेदं भस्मान्तं शरीरम् ।
ॐ ३ क्रतो स्मर कृतं स्मर क्रतो स्मर कृतं स्मर ॥ईश०॥५५॥

આ સ્થુલ શરીર અગ્નિમાં બળીને ભસ્મ થશે, અને સૂક્ષ્મ શરીરનું વાયુ વહન કરશે, અને કર્માનુસાર પ્રાપ્ત થનાર અન્ય શરીરમાં તેને પ્રવેશ કરાવશે. તેથી હે મનુષ્યો તું પુનઃ પુનઃ પરમાત્માનું અને તારાં કર્મોનું સ્મરણ કર. ૫૫.

अग्ने नय सुपथा राये अस्मान्
विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो
भूयिष्ठां ते नम उक्तिं विधेम ॥ ईश० ॥ ५६ ॥

હે વિદ્વાન્ અગ્નિદેવતા, અમને સન્માર્ગ સમૃદ્ધિ અને સર્વ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરાવ અને અમારાં પાપ બાળીને ભસ્મ કર. આ પ્રમાણે અમે પુનઃ પુનઃ તારી સ્તુતિ કરીએ છીએ. ૫૬.

---

## પ્રકરણ ૩ જું.

---

### ઉપસંહાર. (સાધનપંચક.)

---

वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयताम्
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयताम्
आत्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥शंकर०॥१॥

હે મનુષ્યો, બ્રહ્મચર્ય આશ્રમ ધારણ કરી નિત્ય વેદનું અધ્યયન કરો. પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી વેદોક્ત અગ્નિહોત્ર પંચમહાયજ્ઞ અતિથિસત્કાર આદિ શ્રૌત સ્માર્ત કર્મોનું

સારી રીતે અનુષ્ઠાન કરો, અને સ્વવર્ણાશ્રમધર્મ શાસ્ત્રવિધિ પ્રમાણે પાળી ઇશ્વરની પ્રીતિ સંપાદન કરો.

(यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् । स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ गीता. ॥

જે પરમાત્મામાંથી આ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે, અને જે સર્વ વિશ્વમાં વ્યાપી રહેલો છે, તેને પોતાનાં વર્ણાશ્રમકર્મોના અનુષ્ટાનથી પ્રસન્ન કરી મનુષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે.) અને પછી વાનપ્રસ્થાશ્રમમાં સર્વ કર્મોનો ત્યાગ કરી પુત્ર વિત્ત આદિ કામ્ય વસ્તુઓમાંથી ચિત્તને નિવૃત્ત કરો, અને શાસ્ત્રોકત તપ કરી સર્વ પાપને બાળી નાંખો. પછી સંન્યસ્ત આશ્રમ ધારણ કરી સંસારનાં સુખને દોષ દૃષ્ટિથી જુઓ તથા આત્મજ્ઞાનનો અનુભવ કરવાની ઈચ્છા કરી પોતાના ઘરમાંથી એકદમ નીકળી જાઓ. ૧

संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढा धीयतां
शांत्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् ।
सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां
ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरो वाक्यं समाकर्ण्यताम्॥शंकर०॥२

હે ગૃહસ્થો, સત્સંગ કરો, ઈશ્વરમાં દૃઢ ભક્તિ રાખો, શમ દમ ઉપરતિ તિતિક્ષા સમાધાન અને શ્રદ્ધા એ ષટ્ સંપત્તિ ધીમે ધીમે પ્રાપ્ત કરો, અને તમારી શક્તિ ઉપરાંત જે કર્મ હોય તેનો ત્યાગ કરો. સારા વિદ્વાનોની પાસે જાઓ અને તેમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરો. અહિંઆં લાકડાની કે ધાતુની પાદુકાઓનું સેવન કરવાનું કહ્યું નથી, પણ સારા વિદ્વાનનુંજ સેવન યથાવિધિ કરવાનું કહ્યું છે. બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવાની તેમને પ્રાર્થના કરો, અને તેમના મુખથી નિત્ય ઉપનિષદોનું શ્રવણ કરો. દ્વિજોએ ગૃસ્થાશ્રમમાં નિત્ય કર્મથી પરવારી ત્રીજે પ્રહરે સારા વિદ્વાનોને મુખેથી ઉપનિષદોની કથાનું શ્રવણ કરવું, જેથી પરમાત્માનું જ્ઞાન ચતુર્થ આશ્રમ સુધીમાં દૃઢ થાય. ૨.

वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरःपक्षः समाश्रीयतां
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोनुसंधीयताम् ।
ब्रह्मैवास्मि विभाव्यतामहरहर्गर्वः परित्यज्यतां
देहेऽहंमतिरुज्झतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ शंकर० ॥३॥

આ પ્રમાણે સદ્‌વિદ્વાનો પાસેથી વેદાન્તનું શ્રવણ કરી તેના વાક્યાર્થનો વિચાર કરો અને વેદાન્ત પક્ષનો આશ્રય કરો. શાસ્ત્ર વિરૂદ્ધ તર્કવિતર્કમાંથી વિરામ પામી શ્રુતિથી અનુમત તર્કમાં મનનું અનુસંધાન કરો. દેહ ઇન્દ્રિય અંતઃકરણ તથા પ્રાણ આદિ હું નથી, પણ હું આત્માછું, એવી દૃઢ ભાવના કરો, અને નિત્ય ગર્વનો ત્યાગ કરો. હું દેહ છું એવી બુદ્ધિ તજી દો, અને અનુભવી મનુષ્યો સાથે વાદવિવાદ કરવો પણ તજી દો, અને તેમનાં વચનમાં શ્રદ્ધા રાખો. ૩.

क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन संतुष्यताम् ।
शीतोष्णादि विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥शंकर०॥४॥

હે સન્યાસીઓ, નિત્ય ક્ષુધારૂપી વ્યાધિની ચિકિત્સા કરી તેને મટાડવા સારૂ ભિક્ષારૂપી ઔષધનું ભોજન કરો. સ્વાદિષ્ટ અન્નની યાચના કરશો નહીં, અને પ્રારબ્ધના યોગથી જે પ્રાપ્ત થાય તેનાથી સંતોષ પામજો. શીત ઉષ્ણ સુખ દુઃખ આદિ દ્વંદ્વનું સહન કરજો, અને નિરર્થક વાકયનો ઉચ્ચાર કરશો નહીં. સર્વ પ્રકારે ઉદાસી રહેજો, અને મનુષ્યની કૃપા તથા અકૃપા મેળવવામાં પ્રવૃત્ત થશો નહીં. ૪.

एकांते सुखमास्यतां परतरे चेतः समाधीयतां
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥शंकर०॥

હે ગૃહસ્થો અને સન્યાસીઓ, તમે નિત્ય સુખપૂર્વક એકાંતમાં બેસી પરમાત્મામાં ચિત્ત એકાગ્ર કરી સમાધિ કરજો, અને સર્વ વિશ્વમાં વ્યાપ્ત થઈ રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર કરી જગતમાંથી આસક્તિ દૂર કરજો. જ્ઞાનના બળથી સંચિત કર્મોનો નાશ કરી બીજાં કામ્ય કર્મો કર્યા વિના માત્ર પ્રારબ્ધનેજ ભોગવજો, અને પરબ્રહ્મ પરમાત્મામાં આત્માને સ્થિર કરી યોગયુકત રહેજો. ૫.

यः श्लोकपंचकमिदं पठते मनुष्यः
संचिन्तयन्त्यनुदिनं स्थिरतामुपेत्य ।
तस्याशु संसृतिदवानलतीव्रघोर-
तापः प्रशांतिमुपयाति चितिप्रसादात् ॥ शंकर० ॥ ६ ॥

જે મનુષ્ય યથાર્થ સમજી આ પાંચ શ્લોક ભણે છે અને ચિત્તને સ્થિર રાખી તે પ્રમાણે ચિન્તવન કરે છે, તેનો સંસાર રૂપી દાવાનળનો પ્રચંડ તાપ જ્ઞાનના પ્રસાદથી તત્કાળ શાંત થઇ જાય છે. ૬.

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

॥ समाप्तोऽयं ग्रंथः ॥

## ॥ श्रीमच्छंकराचार्यकृत षट्पदी ॥

अविनयमपनय विष्णो दमय मनः शमय विषयमृगतृष्णाम् ।
भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥ १ ॥
दिव्यधुनीमकरंदे परिमलपरिभोगसच्चिदानन्दे ।
श्रीपतिपदारविंदे भवभयखेदच्छिदे वंदे ॥ २ ॥
सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥ ३ ॥
उद्धृतनगनगभिदनुज दनुजकुलामित्र मित्रशशिदृष्टे ।
दृष्टे भवति प्रभवति न भवति किं भवतिरस्कारः ॥ ४ ॥
मत्स्यादिभिरवतारैरवतारवता सदा वसुधाम् ।
परमेश्वर परिपाल्यो भवता भवतापभीतोऽहम् ॥ ५ ॥
दामोदर गुणमंदिर सुंदरवदनारविंद गोविंद ।
भवजलधिमथनमंदर परमं दरमपनय त्वं मे ॥ ६ ॥
नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ ।
इति षट्पदी मदीये वदनसरोजे सदा वसतु ॥ ७ ॥

## ॥ श्रीमच्छंकराचार्यकृत द्वादशपंजरिका ॥

मूढ जहीहि धनागमतृष्णां कुरु सद्बुद्धिं मनसि वितृष्णाम् ।
यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥ १ ॥
अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।
पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता नीतिः ॥ २ ॥
का ते कांता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।

कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिंतय यादिदं भ्रातः ॥ ३ ॥
मा कुरु जनधनयौवनगर्वं हरति निमेषात्कालः सर्वम् ।
मायामयमिदमखिलं हित्वा ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ॥ ४ ॥
कामं क्रोधं लोभं मोहं त्यक्त्वात्मानं भावय कोऽहम् ।
आत्मज्ञानविहीना मूढास्ते पच्यंते नरकनिगूढाः ॥ ५ ॥
सुरमंदिरतरुमूलनिवासः शय्या भूतलमजिनं वासः ।
सर्वपरिग्रहभोगत्यागः कस्य सुखं न करोति विरागः ॥ ६ ॥
शत्रौ मित्रे पुत्रे बंधौ मा कुरु यत्नं विग्रहसंधौ ।
भव समचित्तः सर्वत्र त्वं वांछस्यचिराद्यदि विष्णुत्वम् ॥ ७ ॥
त्वयि मयि चान्यत्रैको विष्णुर्व्यर्थं कुप्यसि सर्वसहिष्णुः ।
सर्वस्मिन्नपि पश्यात्मानं सर्वत्रोत्सृज भेदाज्ञानम् ॥ ८ ॥
प्राणायामं प्रत्याहारं नित्यानित्यविवेकविचारम् ।
जाप्यसमेत समाधिविधानं कुर्ववधानं महदवधानम् ॥ ९ ॥
नलिनीदलगतसलिलं तरलं तद्वज्जीवितमतिशयचपलम् ।
विद्धि व्याध्यभिमानग्रस्तं लोकं शोकहतं च समस्तम् ॥ १० ॥
का तेऽष्टादशदेशे चिंता वातुल तव किं नास्ति नियंता ।
यस्त्वां हस्ते सुदृढनिबद्धं बोधयति प्रभवादिविरुद्धम् ॥ ११ ॥
गुरुचरणांबुजनिर्भरसक्तः संसारादचिराद्भव मुक्तः ।
सेंद्रियमानसनियमादेवं द्रक्ष्यसि निजहृदयस्थं देवं ॥ १२ ॥
द्वादशपंजरिकामय एष शिष्याणां कथितोह्युपदेशः ।
येषां चित्ते नैव विवेकस्ते पच्यंते नरकमनेकम् ॥ १३ ॥

---

ॐ विश्वानि देव सवितर्दुरितानि परासुव ।
यद्भद्रं तन्न आसुव ॥

ॐ सहनाववतु सह नौ भुनक्तु सह वीर्य्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

હે પરમાત્મા, અમારાં સર્વ દુઃખોને દૂર કર, અને જેનાથી અમારૂં કલ્યાણ થાય તે અમને પ્રાપ્ત કરાવ, જેથી અમે પરસ્પર એક બીજાનું રક્ષણ કરીએ, અમે સર્વે એકત્ર થઇને સુખ ભોગવીએ, એક બીજાની સાથે સંપસંપીને અમે સર્વ પુરૂષાર્થ સાધીએ, અમારૂં અધ્યયન તથા અધ્યાપન તેજયુક્ત થાય, અને અમારામાં પરસ્પર વિરોધ થાય નહીં.

ॐ द्यौः शान्तिरन्तरिक्षं शान्तिः पृथिवी
शान्तिरापः शान्तिरोषधयः शान्तिः ।
वनस्पतयः शान्तिर्विश्वेदेवाः शान्तिर्ब्रह्मशान्तिः
सर्वं शान्तिः शान्तिरेव शान्तिः सामाशान्तिरेधि ॥

દ્યો અન્તરિક્ષ પૃથ્વી જળ ઔષધિ વનસ્પતિ વિશ્વેદેવા અને સર્વ જગત્ શાન્તિયુક્ત થાઓ તથા સર્વ સ્થળે શાન્તિ પ્રસરો.



# શબ્દકોષ.

અનામય, આરોગ્ય.
અનુગ્રાહક, મદદ કરનાર.
અંત્યેષ્ટિ, મનુષ્યના મરણ પછી કરવામાં આવતી ધાર્મિક ક્રિયા.
અપરિગ્રહ, કોઇનું દાન લેવું નહીં તે.
અપ્રજ્ઞાત, ઓળખાયલું નથી તેવું.
અભિગમન, સંભોગ.
અભિનિવેશ, આસક્તિ.
અભિવ્યકત, સ્પુટ અથવા ઉઘાડું.
અવભૃથ, યજ્ઞની સમાપ્તિ વખતે કરવામાં આવતું સ્નાન.
અવિચ્છિન્ન, એક સરખું.
અવ્યકત, ઓળખાય નહીં તેવું.
અવ્યવહાર્ય. વ્યવહાર કરવાને અયોગ્ય.
અસ્તેય, ચોરી નહીં કરવી તે
અસ્થી, હાડકું.
અસ્મિતા, હુંપદ.
ઇન્દ્રિયાતીત, ઇન્દ્રિયોથી નહીં જાણીશકાયવું તે.
ઇન્ધન, લાકડાં.
ઉપભૃત્, યજ્ઞનું પાત્ર.
કરમો, ભાતમાં દહીં તથા જીરૂ નાંખી બનાવવામાં આવે છે તે.
કુકકુટાસન, કુકડાની પેઠે પગ સંકોચીને બેસવું તે.
ગોદાન, માથાની કોઈ પણ બાજુના વાળ.
ગોમય, ગાયનું છાણ.
જુહુ, યજ્ઞનું પાત્ર.
તન્માત્રા, શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગન્ધ.
તિતિક્ષા, સહનશીલતા.
દ્યોરૂપ, આકાશરૂપ.
દ્વૈધીભાવ, પ્રપંચ અથવા લશ્કરના બે ભાગ કરી દુશ્મનો ઉપર હુમલો કરવો તે.
ધ્રુવા, યજ્ઞનું પાત્ર.
નાપિત, હજામ.
પરિધિઓ, યજ્ઞના કુંડની આજુબાજુની બેઠકો.
પવિત્રો, દર્ભની વીંટીઓ.
પુંસવન, પુત્રની ઉત્પતિ સારૂ કરવામાં આવતો સંસ્કાર.
પુનરાવૃત્તિ, પુનર્જન્મ.
પ્રણિધાન, પૂજન કરી પ્રસન્ન કરવું તે.
પ્રાશન કરવું, લગાર ખાવું.
બલિકર્મ, બલિહરણ અથવા સર્વને રાંધેલું અન્ન આપવું તે.
લોકપાલ, ઇંદ્ર અગ્નિ યમ નૈઋત વરૂણ વાયુ કુબેર અને ઈશ.

વપન, હજામત.
વ્રાત્ય, શાસ્ત્રમાં જણાવેલા સમયે જેને જનોઈ ના દીધું હોય તે.
શ્મશ્રૂ, દાઢી તથા મૂછો.
સમિધ, યજ્ઞમાં હોમવાનાં લાકડાંના કડકા.
સંધ્યા અને સંધ્યાંશ, યુગની શરૂઆતનાં વર્ષને સંધ્યા કહે છે અને સમાપ્તિનાં વર્ષને સંધ્યાંશ કહે છે.
સંસ્રવ, આહુતિ આપતાં વધેલું હુત દ્રવ્ય.
સ્રુવ, યજ્ઞનું પાત્ર.
સ્વાધ્યાય, વેદની પોતાની શાખા.
હવિ, હોમવાને માટે તૈયાર કરેલી આહુતિ.



# शुद्धि पत्र.

| पृष्ट. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ४ | ७ | पद्मां | पद्भ्यां |
| ,, | ,, | लोकाँर | लोकाँ २ |
| १० | १५ | क्रोधो | क्रोधो |
| १६ | ४ | વસ્ત્ર | વસ્ત્ર |
| ,, | ११ | ડાંખ૦ | ડાંખ- |
| १९ | ११ | पुष्करिंणीं | पुष्करिंणीं |
| ,, | १२ | गंर्भे | गर्भे |
| ,, | १३ | सहांति | सहेति |
| २० | १३ | શાસ્ત્રનુકૂલ | શાસ્ત્રાનુકૂલ |
| २७ | २२ | कुया | कुर्या |
| ,, | २४ | યજ્ઞાપવીતને। | યજ્ઞોપવીતને. |
| ३२ | १२ | ब्राह्मणस्यानतति: | ब्राह्मणस्यामतीत: |
| ,, | १४ | साविंत्रिका | सावित्रीका |
| ३६ | १४ | વસ્ત્ર | વસ્ત્ર |
| ४० | २५ | गृह्णाति | गह्णाति |
| ५० | ३ | चर्णेणाभ्वो | चर्येणाभ्वो |
| ५१ | १३ | स्पृशें- | स्पृशे- |
| ६८ | ५ | કર્મેને। | કર્મોને। |
| ६९ | २० | યથાશાક્ત | યથાશક્તિ |
| ८० | ७ | च्छेयां | च्छेयां |
| ८१ | १ | દુષિત | દૂષિત |
| ,, | ,, | પાતને। | પતિને। |
| ,, | १६ | नियुक्त्या | नियुक्या |
| ८६ | १ | કરવે | કરવે। |
| ८९ | ७ | રાત્રીએ | રાત્રીએ। |
| ९६ | १६ | પિનાની | પિતાની |
| १०७ | १३ | यनमानं | यजमानं |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૯ | તેરસ | તે રસ |
| ૧૧૦ | ૨૦ | પુનભૂનો | પુનર્ભૂનો |
| ૧૧૬ | ૨૬ | મંત્ર ભણુવો | મંત્ર તેઓ ભણે છે |
| ૧૨૩ | ૧૪ | પડિત | પંડિત |
| ૧૨૪ | ૬ | પોતાના | પોતાનો |
| ૧૩૬ | ૮ | તેટલું | તેથી વિશેષ |
| ,, | ૯ | પણ થતું નથી | થાય છે |
| ૧૩૭ | ૧૩ | પૂણ્ય | પુણ્ય |
| ૧૪૫ | ૧૫ | પુરૂષોનો | પુરૂષોને |
| ૧૪૬ | ૨૨ | આત્નયથી | અવિનયથી |
| ૧૫૮ | ૧ | सर्वेषा | सर्वेषां |
| ૧૬૩ | ૧૭ | रक्षणाम् | रक्षणात् |
| ૧૬૭ | ૯ | भवन्ति | भवन्ति |
| ૧૭૨ | ૪ | સેંકડે | સૈંકડે |
| ૧૭૩ | ૨ | િદ્વજ | દ્વિજ |
| ૧૯૩ | ૧૫ | प्राशमं | प्राशम |
| ૨૦૨ | ૨૧ | शुल्केषो | शुल्केषो |
| ૨૦૩ | ૧૦ | પ્રાયાશ્ચત્ત | પ્રાયશ્ચિત્ત |
| | ૧૨ | ,, | ,, |
| ૨૧૨ | ૧૨ | ाकल्विष | किल्विषं |
| ૨૨૫ | ૧૭ | इशा० | ईशा० |



( શાસ્ત્રોક્ત )

# સત્ય ધર્મ પ્રકાશ.

નીચે જણાવેલા સદ્‌ગૃહસ્થો તથા બુકસેલરોને ત્યાંથી મળી શકશે.

| | |
|---|---|
| મુંબાઈ. | મેશર્સ. એન. એમ. ત્રિપાઠીની કુંપની. |
| ,, | પંડિત શ્રી જયેષ્ઠારામ મુકુંદજી. |
| સુરત. | રા. લલ્લુભાઈ નારાણદાસ બુકસેલર. |
| ભરૂચ. | રા. ચુનીલાલ માણેકલાલ માસ્તર મેનેજર ધી યૂનિયન હાઇસ્કુલ. |
| વડોદરા. | ગ્રંથકર્તા પાસેથી. |
| ,, | રા. નારાયણ ચિંતામણ આઠવલે બુકસેલર. |
| નડિયાદ. | ધી ગુજરાત બુક ડેપો. |
| અમદાવાદ. | રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા. |
| વઢવાણ. | રા. મોહન મેઘજી બુકસેલર. |
| રાજકોટ. | રા. બેચર મેઘજી બુકસેલર. |
| ભાવનગર. | રા. રતીલાલ એ પારેખ. એજન્ટ ધી ઇન્ડિયન સ્પેશી બેંક |
| જૂનાગઢ. | સાક્ષર "શ્રીયુત છગનલાલ" હરીલાલ પંડયા બી.એ. |

